વાયડા બ્રાહ્મણ - વણિક જ્ઞાતિનું

# વાયુ પુરાણ

[ પ્રત પાઠાન્તરો, સરલ ગુજરાતી ભાષાન્તર
અને ઐતિહાસિક ઉપોદ્ઘાત સાથે. ]

" હે વાયુદેવ, તમે યજ્ઞમંડપમાં પધારી યજમાનને અને સમસ્ત ઉપાસકોને ઉત્તમ પ્રકારનું ભોજન, પરાક્રમી પ્રજા, પુષ્કળ ગાયો, ઉત્તમ અશ્વો અને અખૂટ લક્ષ્મી આપો."

શુક્લ યજુર્વેદ અ. ૨૭. મં. ૩૪.

મૂલ્ય અમુલ્ય.

૧૯૮૪

સંપાદક :

રામલાલ ચુનીલાલ મોદી

પાટણ. ( ઉ. ગુ. )

## सभोगी कामदा देवी



प्रसन्नवदनाम्भोजां वायुशक्तिस्वरूपिणीम् ।
सभोगिकामदां वन्दे वापीमन्दिरशोभनाम् ॥

प्रथम प्रतिष्ठा सं. १९७३ माघ शुक्ला ११ पुनःप्रतिष्ठा सं. १९८३, मार्गशीर्ष शुक्ला ११

વાયડા બ્રાહ્મણ – વણિક જ્ઞાતિનું

# વાયુ પુરાણ

[ પ્રત પાઠાન્તરો, સરલ ગુજરાતી ભાષાન્તર
અને ઐતિહાસિક ઉપોદ્‌ઘાત સાથે. ]

" હે વાયુદેવ, તમે યજ્ઞમંડપમાં પધારી યજમાનને અને સમસ્ત ઉપાસકોને ઉત્તમ પ્રકારનું ભોજન, પરાક્રમી પ્રજા, પુષ્કળ ગાયો, ઉત્તમ અશ્વો અને અખૂટ લક્ષ્મી આપો."

શુક્લ યજુર્વેદ અ. ૨૭, મં. ૨૭.

મૂલ્ય અમુલ્ય.

૧૯૪૪


સંપાદક :

**શામલાલ ચુનીલાલ મોદી**

પાટણ. (ઉ. ગુ.)

પ્રકાશક:
**પરીખ પોપટલાલ દેવીદાસ**
૧, ટીલક નગર—**અમદાવાદ.**

संजीविनीति नामाख्या वापीरूपा सुखप्रदा ।
पातु सा वायडाज्ञातिं वायटग्रामदेवता ॥



પહેલી આવૃત્તિ    પ્રત ૯૦૦
વિ. સં. ૨૦૦૦    ઇ. સ. ૧૯૪૪



મુદ્રક:
પરીખ સુરેશચંદ્ર પોપટલાલ

મુદ્રણસ્થાન:
ધી ડાયમંડ જ્યુબીલી પ્રિન્ટિંગ પ્રેસ
સલાપોસરોડ—**અમદાવાદ.**

देवीदास छगनलाल परीख



देवीदास महोदार वायडाज्ञातिभूषण ।
स्मृत्वा गुणगुणांस्तुभ्यं ग्रन्थमेतं समर्पये ॥
हरिशरणम् सं. १९९५ पोष वद ११ ता. १६-१-३९.

## પ્રસ્તાવના.

ઘણું કરીને ગુજરાતમાં બ્રાહ્મણ અને વણિકોની જ્ઞાતિઓની ઉત્પત્તિ જણાવનાર જુદાં જુદાં પુરાણો છે. આ પુરાણ વાયડા સંજ્ઞાધારક બ્રાહ્મણો અને વણિકોનું જ્ઞાતિ પુરાણ છે. તેનું પહેલું સંસ્કરણ મારા પિતાના પરમ મિત્ર વડોદરાવાસી શેઠ અમૃતલાલ પીતાંબરદાસ પરીખે આજથી સાઠ વર્ષ ઉપર પ્રસિદ્ધ કર્યું હતું. પરન્તુ તે સંસ્કરણમાં ઘણી અશુદ્ધિઓ હતી અને અત્યારે તે મળવું મુશ્કેલ હોવાથી વાયડાજ્ઞાતિની પરિષદે સુરતની પહેલી બેઠક વખત તેનું નવું સંસ્કરણ પ્રસિદ્ધ કરવાનો ઠરાવ કર્યો હતો અને તે કામ માટે નીચે પ્રમાણે જ્ઞાતિજનોની એક સમિતિ નીમી હતીઃ—

૧. શ્રી. નાનાલાલ નાથાભાઈ શાહ ૨. શ્રી. પોપટલાલ દેવીદાસ પરીખ
૩. શ્રી. કનૈયાલાલ ફકીરભાઈ મહેતા ૪. શ્રી. રામલાલ ચુનીલાલ મોદી

પરન્તુ સમિતિએ એ કાર્યની સોંપણી સંપાદકને કરી હતી.

પ્રથમ સંસ્કરણ વખતે શેઠ અમૃતલાલને એક જ હાથપ્રત મળી હતી એમ જણાય છે, પરન્તુ આ સંસ્કરણ માટે નીચે પ્રમાણે ત્રણ પ્રતો મળી હતીઃ—

A નામની પ્રત વડોદરાના વાયુદેવતાના મંદિરમાંથી શેઠ અમૃતલાલના પુત્ર શ્રી. ચુનીલાલ મારફત મળી હતી. તેની પુષ્પિકા ( Colophon ) નીચે પ્રમાણે હતીઃ—

**"संवत् १७४१ वर्षे शाके १६०६ प्रवर्तमाने कार्तिक शुद १२ दिने लिखितम् ।"**

B સંજ્ઞા નામની પ્રત દેકાવાડાના ગોર સ્વ. ગિરિજાશંકરે મોકલી હતી. તેની પુષ્પિકા નીચે પ્રમાણે હતીઃ—

**"संवत १९२९ महाकृष्णपक्ष दशमी नें भृगुवार लि० भट हरजीवन दयाराम पठनार्थं अंबाराम ।"**

C સંજ્ઞાવાળી પ્રત કચ્છના ભુજનગરના વાયુદેવતાના મંદિરમાં છે. તે શ્રી. મૂળજીભાઇ ખેંગારભાઇ દ્વારા મળી હતી. તેની પુષ્પિકા નીચે પ્રમાણે હતીઃ—

**"संवत् १९२० वर्षे माघमासे कृष्णपक्षे द्वितीयायां तिथौ बुधवासरे कच्छदेशे भुजनगरमध्ये महाराज श्री प्रागमल्लजी कल्याणविजयराज्ये चातुर्वेदि भटमिश्र श्री ६ देवराम तदात्मज ढाधासुत ज्येष्ठासंज्ञकेन लिपिकृतं वायु पुराणं वाचनार्थं जयदेवतां बालकृष्णचिरंजीव्यास्तां।"**

આ પ્રતમાં સ્કંદપુરાણના નાગરખંડના સાડા નવ અધ્યાયો વધારાના ઉમેરેલા છે. તેમને ક્ષેપક ગણીને પરિશિષ્ટમાં છાપ્યા છે.

આ ત્રણે પ્રતોમાંથી પાઠન્તરો શોધીને કેટલાંએ વર્ષો પહેલાં મેં એકઠાં કરી રાખ્યાં હતાં. પરન્તુ કંઇક નવી પ્રતો મળી આવે એ આશાથી, કંઇક અન્ય વ્યવસાયને લીધે અને કંઇક પ્રકૃતિની અસ્વસ્થતાને લીધે સંપાદનનું કાર્ય હાથમાં લેતાં બહુ વિલંબ થઇ ગયો હતો.

ગયા વર્ષે મારા મોટા પુત્રના અવસાન વખતે મારૂં મન બહુ વ્યગ્ર થઇ ગયું અને કોઇ ઉપાયે મનની સ્વસ્થતા ફરીથી પ્રાપ્ત થઇ શકતી નહોતી. તેથી મનને અન્ય કાર્યમાં પરોવવાને આ પુરાણનું સંપાદન કાર્ય આરંભ્યું. એવામાં મારા પરમ સ્નેહી ભાઇશ્રી પોપટલાલ દેવીદાસ પરીખ મને દીલાસો આપવાને આવ્યા. તે વખતે મને આ કામમાં લાગેલો જોઇ તેમણે આ પુરાણ પોતાના પિતાના સ્મરણમાં પોતાના છાપખાનામાં છાપીને જ્ઞાતિજનોને ઘેર વહેંચવાની પોતાની શુભ ઇચ્છા જણાવી. આથી ઉત્સાહિત થઇને આરંભેલું કાર્ય મેં જલદીથી પૂર્ણ કર્યું. સંસ્કૃત ભાષા ન જાણનાર જનોને માટે મૂળ ઉપરાંત સરળ ગુજરાતી ભાષાંતર આપવામાં આવ્યું છે. તે ઉપરાંત પરિશિષ્ટમાં વાયડ અને વાયડાઓ સંબંધી બીજાં પુરાણો અને જૈન પ્રબંધોમાં જે ઉલ્લેખો છે તે છાપવામાં આવ્યા છે. ઉપોદ્ઘાતમાં વાયડા જ્ઞાતિ સંબંધી ઐતિહાસિક નિબંધ મૂકયો છે.

માનવમાત્ર દોષપાત્ર છે એમ સમજીને વિદ્વાનો આમાં રહેલા દોષોની ક્ષમા આપશે અને સુધારીને વાંચશે એમ આશા છે. જો આ ગ્રંથને જ્ઞાતિજનોની પસંદગી મળશે તો મારો પ્રયત્ન સફળ થશે.

**સંપાદક.**

# ઉપોદ્‌ઘાત.

**वायुदेवं नमस्कृत्य मारुतिं चाञ्जनीं तथा ।**
**स्मृत्वाद्यं बाडवादित्यं जीवदेवं च योगिनं ॥ १ ॥**
**जिनदत्तं विवेकञ्चममरेन्दुं महाकविं ।**
**संक्षिप्तो वायडाज्ञातेरितिहासो निबध्यते ॥ २ ॥**

## ૧. નામ

મળેલી ત્રણે હાથપ્રતોમાં આ પુરાણનું નામ **વાયુપુરાણ** જણાવેલું છે. પરન્તુ વેદવ્યાસ રચિત અઢાર મહાપુરાણોમાંના **વાયુ-પુરાણ** થી આ પુરાણ ભિન્ન છે. ગુજરાતની જ્ઞાતિઓનાં જે પુરાણો મળે છે, તેમાં કોઇ જ્ઞાતિ પુરાણનું નામ મહાપુરાણના નામે મળતું નથી, તેથી સ્વ. શાસ્ત્રજ્ઞ શેઠ અંબાલાલ નાગરદાસ આણુવાળાએ આ પુરાણનું નામ **વાયુવાટપુરાણ** સૂચવ્યું હતું.[1] કેમકે જૂના ગ્રંથોમાં વાયડ નગરનું નામ 'વાયુવટ' કે 'વાયટ' જોવામાં આવે છે. પરન્તુ આ પુરાણમાં વાયડ સંબંધી ખાસ વિસ્તીર્ણ વર્ણન નથી; તેમાં મોટે ભાગે વાયુદેવ અને તેમના પુત્ર હનુમાનજીની ઉત્પત્તિની કથાઓ છે. આથી તેનું નામ ફેરવવાનું મને યોગ્ય લાગ્યું નથી.

## ૨. આખ્યાયિકાઓ

આ પુરાણમાં મુખ્ય રીતે વાયુદેવ અને હનુમાનજીની ઉત્પત્તિની કથાઓ છે. તથા વાયુદેવની ઉત્પત્તિની જે કથા છે, તે ભાગવત અને સ્કંદપુરાણમાં આપેલી છે, માત્ર વાયુદેવનો જન્મ કયા સ્થળે થયો હતો તે ભાગવતમાં જણાવેલું નથી. સ્કંદપુરાણમાં તે સ્થળને 'બાલમંડન તીર્થ' જણાવેલું છે. જ્ઞાતિ પુરાણ ઉપરથી જણાય છે કે એ સ્થળ 'વાયડ' હતું. આ પુરાણમાં જણાવેલી હનુમાનજીની ઉત્પત્તિ સંબંધી કથા અન્ય કોઇ સ્થળે મારા જોવામાં આવી નથી. કચ્છની પ્રતમાં વધારાના જે સાડા નવ અધ્યાય છે, તેમાં વાયડના મહાત્મ્ય

---

(૧) જુઓ 'વાયડા મિત્ર' માસિક, વર્ષ ૪, અંક ૭.

સંબંધી આખ્યાયિકાઓ આપી છે. પરન્તુ એ બધા અધ્યાય સ્કન્દ પુરાણના નાગરખંડમાંથી અક્ષરશઃ લેવામાં આવ્યા છે, માત્ર હાટકેશ્વર ક્ષેત્રને બદલે વાયુક્ષેત્ર નામ બદલી નાંખવામાં આવ્યું છે. તેમાં વિષ્ણુપદી (બનાસ?) નદીની ઉત્પત્તિ સંબંધી જે ચોથો અધ્યાય છે, તે નાગરખંડમાં ચોવીસમો અધ્યાય છે. તે નદીના મહાત્મ્ય સંબંધી ચંડશર્મા બ્રાહ્મણની આખ્યાયિકાનો પાંચમો અધ્યાય તે નાગરખંડમાં પચીસમો અધ્યાય છે. ગોકર્ણ બ્રાહ્મણની આખ્યાયિકાનો છઠ્ઠો અધ્યાય તે નાગરખંડનો છવીસમો અધ્યાય છે. જુદા જુદા યુગોના વર્ણનનો સાતમો અધ્યાય તે નાગરખંડનો સત્તાવીસમો અધ્યાય છે. બધા તીર્થોમાં વાયુક્ષેત્રને શ્રેષ્ઠ જણાવનાર આઠમો અધ્યાય તે નાગરખંડનો અઠ્ઠાવીસમો અધ્યાય છે, તેમાં વાયુક્ષેત્રને બદલે હાટકેશ્વરક્ષેત્ર જણાવેલું છે. વત્સ ઋષિની આખ્યાયિકા જણાવતો નવમો અધ્યાય તે નાગરખંડનો ઓગણત્રીસમો અધ્યાય છે. હંસ રાજાની આખ્યાયિકા સંબંધી દસમો અધ્યાય તે નાગરખંડનો ત્રીસમો અધ્યાય છે. વાયડનગરની પરિક્રમાના મહાત્મ્ય સંબંધી અગીઆરમો અધ્યાય તે નાગરખંડનો ચૌદમો અધ્યાય છે, તેમાં વાયડ નગરને ચમત્કારપુર (હાલનું વડનગર)ને બદલે મૂકયું છે. રક્તશૃંગ પર્વતના મહાત્મ્ય સંબંધીનો બારમો અધ્યાય તે નાગરખંડના પંદર અને સોળમા અધ્યાયનો ઉતારો છે. આ પ્રમાણે કચ્છની પ્રતના વધારાના અધ્યાય સ્પષ્ટ રીતે ક્ષેપક છે એમાં સંદેહ નથી.

ચૌદ અધ્યાયવાળું જ્ઞાતિપુરાણ પણ સંપૂર્ણ મળેલું નથી એમ મને લાગે છે, કારણકે છેલ્લા શ્લોકમાં શૌનકાદિ ઋષિઓ હનુમાનજીની કથા સાંભળ્યા પછી પૂછે છે કે ઇન્દ્રે પુરૂષત્વ ફરીથી કેવી રીતે પ્રાપ્ત કર્યું તે કહો. એ ઉપરથી જણાય છે કે ઇન્દ્રની પુનઃ પુરૂષત્વ પ્રાપ્તિ સંબંધી કથાવાળો પંદરમો અધ્યાય હોવો જોઇએ. બેઝવાડાથી મળેલી હકીકતમાં વાયુપુરાણમાં નહિ એવી કેટલીક વાયડ ગામ અને વાયડા જ્ઞાતિ સંબંધી માહીતી છે. તો પાછળના અધ્યાયોમાં વાયડાજ્ઞાતિનો

કેટલોક ઇતિહાસ હોવો જોઇએ એમ લાગે છે. મોઢજ્ઞાતિના પુરાણ **ધર્મારણ્ય**માં તે જ્ઞાતિનો ચૌદમા શતક સુધીનો ઇતિહાસ છે. વાયુ-પુરાણમાં પણ વાયડાજ્ઞાતિએ વાયડ છોડયું ત્યાર સુધીનો ઇતિહાસ હશે. પણ એ ઇતિહાસ પુરાણમાં હોય તો તેનું પુરાણત્વ ગણાય નહિ, એમ સમજીને કોઇએ પાછળના અધ્યાયો નષ્ટ કરી નાંખ્યા હશે, એમ અનુમાન થાય છે. બેઝવાડામાંથી જ્ઞાતિપુરાણની પ્રત મળી આવે તો આ અધ્યાયો તેમાં હોવાનો સંભવ છે.

### ૩. રચના કાળ

પાછળના અધ્યાયો લુપ્ત થયાના કારણે આ પુરાણ ક્યારે રચાયું હશે તેનો ચોક્કસ નિર્ણય થઇ શકતો નથી. પરન્તુ તેની રચના મહા વાયુપુરાણ પછી થઇ હશે એ ચોક્કસ છે, કેમકે મહાવાયુપુરાણમાં ચાર કુંડોનો ઉલ્લેખ છે, છતાં પણ વાવનો ઉલ્લેખ નથી.[૨] ભાગ-વતમાં અને સ્કન્દપુરાણમાં આપેલી વાયુ જ્ઞાતિની કથાને મળતી કથા જ્ઞાતિપુરાણમાં છે, તેથી તે એ બે મહાપુરાણ પછી રચાએલું લાગે છે. પરન્તુ ચૌદમા શતકમાં રચાએલા અમરચન્દ્રસૂરિના બાલ-ભારત મહા કાવ્ય પહેલાં તેની રચના થએલી હોવી જોઇએ, કેમકે તેમાં હનુમાનજીની ઉત્પત્તિ વાયડમાં થયાનો ઉલ્લેખ છે,"[૩] જે જ્ઞાતિ પુરાણ સિવાય બીજે નથી. વળી ગુજરાતની વણિક જ્ઞાતિઓમાં દશા વિસાનો ભેદ વીસલદેવ વાઘેલાના સમયમાં પડયો હતો. વીસલદેવ વાઘેલાનો સમય ચૌદમી સદીનો આરંભ કાળ છે. જ્ઞાતિપુરાણમાં દશા વીસાનો ઉલ્લેખ નથી, એ જોતાં આ પુરાણ ચૌદમી સદી પહેલાં રચાયું હશે એમ હું માનું છું. આથી તેનો રચના કાળ વિક્રમના દસમા અને ચૌદમા શતકની વચ્ચેનો કલ્પી શકાય છે.

---

(૨) જુઓ **परिशिष्ट**

(૩) **देशे सत्तीर्थसार्थत्रुटवुरुदुरिते श्रीहनुमत्तनूजोत्पत्तौ तेन प्रतेने युजगदिष महास्थानमस्थानमाधेः ॥२॥**

**प्रशस्तिसर्गे**

## ૪. વાયડ

આ પુરાણમાં જેનું મહાત્મ્ય વર્ણવવામાં આવ્યું છે તે વાયડ-નગર પાટણથી વાયવ્ય દિશામાં પંદર માઇલ દૂર આવેલું છે. હાલમાં તો તે સ્થળે 'વાયડ' નામનું એક ગામડું છે, જ્યાં મુખ્યત્વે કરીને ઠાકરડા લોકોની વસ્તી છે.

પ્રાચીન સમયમાં તે મોટું નગર હતું અને આર્ય અને જૈન ધર્મનું તે તીર્થસ્થાન ગણાતું હતું. તેનો જૂનામાં જુનો ઉલ્લેખ અરાઢપુરાણ માંહેલા મહા વાયુપુરાણમાં છે. ત્યાં તેને 'પવનપુર' તરીકે ઓળખાવ્યું છે.[૪] આ પવનપુર તેજ પ્રાચીન વાયડનગર છે, કારણકે જ્ઞાતિપુરાણમાં જણાવેલા ચાર કુંડો અને વાયડાદિત્યના મંદિરનો તેમાં ઉલ્લેખ છે.[૫] સ્કન્દપુરાણમાં વાયુદેવની ઉત્પત્તિના સ્થાન તરીકે તેને બાલમંડન તીર્થ તરીકે જણાવ્યું છે અને ત્યાં વટાદિત્યનું મંદિર હોવાનો અને ત્યાં ચૈત્ર સુદ છઠના દિવસે દર્શન કરવાનો મહિમા જણાવ્યો છે.[૬] જ્ઞાતિપુરાણમાં વાયુ દેવને ચૈત્ર સુદ છઠના દિવસે પારણામાં પધરાવવાનું જણાવ્યું છે (૫,૬૪) અને તે તિથિએ વાયડા જ્ઞાતિનો સંઘ દર વર્ષે વાયડ જાય છે. એ જોતાં આ બાલમંડનતીર્થ તે વાયડ જ છે એમ નિશ્ચય થાય છે. વાયડ-નગરનું બીજું નામ બાલમંડન તીર્થ કેમ હોઇ શકે એવી કોઇને શંકા થાય તેના ઉત્તરમાં જણાવવાનું કે ઘણાંખરાં તીર્થોનાં બબ્બે નામો હોય છે, જેમકે કાશી—વારાણસી, મથુરા—મધુપુરી, હરદ્વાર—માયાપુરી, દ્વારકા—કુશસ્થલી, ઈત્યાદિ. જૈનોના ગ્રંથોમાં પણ પ્રાચીન મહાવીર તીર્થ તરીકે ચોરાશી મહાતીર્થોમાં તેની ગણના કરેલી છે.

---

**(૪) तान् ज्ञात्वा चेतसा ब्रह्मा प्रेषितः पवने पुरे ॥ अ० ६०, श्लो. ६८**

**(૫) कुंडे चतुष्टये स्नात्वा ब्रह्महत्यां तरिष्यथ॥ ,, श्लो. ६९**

**वाडादित्यं नमस्कृत्य सर्वपापैः प्रमुच्यते॥ ,, श्लो. ७२**

**(૬) यः पश्यति वटादित्यं षष्ठ्यां चैत्रे विशेषतः ।**

**नागरखंडे अ० १५२, श्लो० ६**

વળી પ્રભાવક ચરિતમાં જણાવ્યું છે કે વિક્રમે સંવત સાતમાં તેના લિંબ નામના અમાત્યને નવો સંવત પ્રવર્તાવવા ગુજરાતમાં મોકલ્યો, ત્યારે તેણે વાયડના મહાવીર મંદિરનો જીર્ણોદ્ધાર કર્યો હતો.[૭] આ પ્રમાણોથી વાયડનગરની અતિ પ્રાચીનતા સિદ્ધ થાય છે.

જૈનોના ગ્રંથોમાં વાયડનો 'વાયટ' તરીકે ઉલ્લેખ છે, તે વાયુ-વાટનું ટૂંકું રૂપ છે. વાયુદેવની માતા દિતિએ વાટિકા વનમાં તપ કર્યું હતું અને ત્યાં વાયુદેવનો જન્મ થયો હતો એમ જ્ઞાતિપુરાણમાં ઉલ્લેખ છે. તેથી આ સ્થળનું નામ 'વાયુવાટ' પડયું હોય એમ અનુમાન થઇ શકે છે.

વાયડનગર સંબંધી વિસ્તૃત વર્ણન જ્ઞાતિપુરાણમાં જોવામાં આવતું નથી. તેના પાંચમા અધ્યાયમાં જણાવેલું છે કે તે નગર સુંદર કોટ અને દરવાજા સાથે ચાર યોજનના વિસ્તારવાળું હતું, તેમાં ધન અને ધાન્યની પુષ્કળ સમૃદ્ધિ હતી અને વેદના પઠનપાઠનના ઘોષથી નિત્ય તે ગાજી રહેતું. તેમાં એક મોટી વાવ હતી અને તેની ચારે દિશાએ ચાર કુંડ હતા—પૂર્વ દિશામાં સૂર્યકુંડ, દક્ષિણ દિશામાં મહેશ્વર કુંડ, પશ્ચિમ દિશામાં વિષ્ણુ કુંડ અને ઉત્તર દિશામાં બ્રહ્મ કુંડ હતા એમ ત્રીજા અધ્યાયમાં જણાવ્યું છે. આ ચાર કુંડોનો ઉલ્લેખ મહાવાયુપુરાણમાં પણ છે.[૮] વાયડમાં બાર હજાર બ્રાહ્મણો અને ચોવીસ હજાર વાણીઆની સંખ્યા હોવાનું જ્ઞાતિ પુરાણના

---

(૭) **इतः श्रीविक्रमादित्यः शास्त्यवन्तीं नराधिपः**
**अनृणां पृथ्वीं कुर्वन् प्रवर्तयति संवत्सरम् ॥७१॥**
**वायडे प्रेषितोऽमात्यो लिम्बाख्यस्तेन भूभुजा ।**
**जमानृण्याय जीर्णं चापश्यच्छ्रीवीर धाम तत् ॥७२॥**
**संवत्सरे प्रवृत्ते स षट्सु वर्षेषु पूर्वतः ।**
**गतेषु सप्तमस्यान्तः प्रतिष्ठां ध्वजकुम्भयोः ॥७४॥**
**—जीवदेवसूरिप्रबन्धे**

(૮) જુઓ પાછળનું ટિપ્પણ (૫)

પાંચમા અધ્યાયમાં જણાવેલું છે. વળી કચ્છની પ્રતના તે અધ્યાયના ક્ષેપક લાગતા શ્લોકમાં બ્રાહ્મણોની સંખ્યા અરાઢ હજાર અને વાણીઆઓની સંખ્યા છત્રીસ હજાર આપેલી છે. બેઝવાડાથી મળેલી હકીકતમાં બ્રાહ્મણોનાં ઘર ચોવીસ હજાર અને વાણીઆનાં ઘર અડતાળીસ હજાર જણાવેલાં છે. એ ઉપરાંત તે હકીકત ઉપરથી જણાય છે કે તેમાં પંદર હજાર ઘર કણબીનાં, સાત હજાર ઘર સુથારનાં અને બે હજાર ઘર ક્ષત્રિયોનાં હતાં.[૯] આમાં કદાચ અતિશયોક્તિ હશે, પણ તે ઉપરથી વાયડનગર બહુ વિશાળ હશે એમ જણાય છે. મુસલમાનોના ગુજરાત ઉપરના હુમલા વખતે આ નગરનો વિનાશ થયો હશે, કેમકે વાયડ પાટણ અને દિલ્હી વચ્ચેના જૂના રાજમાર્ગ ઉપર આવેલું છે. એટલે આ વિનાશ વિક્રમની ચૌદમી સદીમાં શરૂ થયો હશે અને ત્યાંના વાણીઆ બ્રાહ્મણો ત્યાંથી ભાગીને બીજે જતા રહ્યા છે. છેલ્લા ઉચાળા સં. ૧૫૪૦ માં ભર્યા હતા એમ બેઝવાડાની હકીકત જણાવે છે. અત્યારે વાયડમાં વાયડા બ્રાહ્મણ કે વાણીઆનું એક પણ ઘર નથી.

## ૫. વાયડનાં મંદિરો

અત્યારે વાયડ ગામમાં જૈન વાણીઆનાં એક બે ઘરો છે અને એક આધુનિક દેરાસર છે અને વાવની અંદર સં. ૧૯૭૩ની સાલમાં બનાવેલું સમારી કામદા દેવીનું મંદિર છે. તેમજ વાવની આસપાસ શંકર, ભૈરવ અને ક્ષેત્રપાલની નાની નાની અર્વાચીન સમયની દેરીઓ છે, પરન્તુ પ્રાચીન સમયમાં વાયડમાં મોટાં દેવમંદિરો હતાં. મહા વાયુપુરાણમાં દ્વાદશાર્કનું સૂર્યમંદિર, વાયુપુત્ર હનુમાનજીનું મંદિર અને ઉત્તરેશ્વર, વાલુકેશ્વર અને એકાદશ રૂદ્રનાં મોટાં પ્રખ્યાત મંદિરો હોવાનું જણાવેલું છે.[૧૦] વળી ત્યાં વાયડાદિત્યનું મંદિર પણ હોવાનું

(૯) 'વાયડા મિત્ર', વ. ૨, અં. ૮

(૧૦) **द्वादशार्कं नमस्कृत्य तथा वै वालुकेश्वरम् ।**
**एकादश तथा रुद्रान् वायुपुत्रं विशेषतः ॥६९॥**
**उत्तरेश्वरं नमस्कृत्य वाडवानां प्रसादतः ॥७१॥**

 

જણાય છે. સ્કંદપુરાણમાં વટાદિત્યના મંદિરનો ઉલ્લેખ છે, તે પણ એ મંદિરને ઉદ્દેશીને હશે એમ સમજાય છે. બાલભારતમાં વાયડમાં એક બ્રહ્મશાળા હોવાનું અને તેમાં વાયડાદિત્ય દેવની મૂર્તિ હોવાનું લખેલું છે. [૧૧] આદિત્ય શબ્દ ઉપરથી તે સૂર્યમંદિર હોવાનું અનુમાન થઇ શકે, પરન્તુ વાયડાઓના મૂળ પુરૂષ અત્રિઋષિના માનસ પુત્ર વાડવાદિત્ય હતા એમ જ્ઞાતિ પુરાણમાં જણાવેલું છે. તેથી તે વાડવાદિત્ય ઋષિનું મંદિર હોવું જોઇએ એમ હું ધારૂં છું. બેઝવાડાની હકીકતમાં ઋષિજીના આશ્રમનો ઉલ્લેખ છે, તે પણ આ વાડવાદિત્ય ઋષિના આશ્રમ સંબંધી હશે.[૧૨] વાયડમાં જૈનોનું મહાવીર સ્વામીનું પ્રાચીન મંદિર હતું, જેનો વિક્રમના સમયમાં જીર્ણોદ્ધાર થયો હતો એમ આગળ જણાવેલું છે. થોડા વર્ષ ઉપર એક ખેતરમાંથી ઉમા માહેશ્વર અને તેમના ગણોનો સમુદાય કોતરેલી એક આરસના મોટા પત્થરની છાટ નીકળી હતી, અને મોટી મોટી ઇટો હાલ નીકળે છે તે હકીકત વાયડમાં મોટાં દેવ મંદિરો હોવાની વાતને પુષ્ટિ આપે છે.

## ૬. વાયુદેવ અને વાયડ માતા

વાયડમાં પ્રાચીન કાળમાં વાયુદેવનું મંદિર પણ હોવું જોઇએ, કેમકે તે વાયડા જ્ઞાતિના કુલદેવ હતા, પરન્તુ કોઇ ગ્રંથમાં વાયડમાં

---

(૧૧) **स्वस्थानस्थापितात्मा मुनिरसावुत्सवेन द्विजेन्द्रै-**
**रानिन्ये ब्रह्मशालामथ च पृथुमदैर्वायटादित्य देवम् ॥२॥**

(૧૨) વાયડમાં માતાના મંદિરમાં ઋષિની પ્રાચીન મૂર્તિ છે, તે વાડવાદિત્યની ધારવામાં આવે છે પણ તેના ઉપર સં. ૧૩૭૪ નો લેખ છે. તેમાં તે કોઈ 'સૂરિ'ની મૂર્તિ સમઉ ગામે કરાવી હોય એમ જણાય છે. આ લેખની પ્રતિકૃતિ રા. કનૈયાલાલ દવેએ મને આપી છે, તે નીચે મુજબ છે:—

**संवत् १३७४ वर्षे आसाढ वदि ४ रवौ समउ ग्रामे य......श्रीसूरिमूर्तिकारितं ।**

વાયુદેવનું મંદિર હોવા વિષે ઉલ્લેખ જોવામાં આવતો નથી. વાયડા વાણિયાની વસતિવાળાં ગામોમાં વાયુદેવનાં મંદિરો હોય છે. વળી, વાયડમાં વાયડાઓની કુલદેવી વાયડ માતા હોવાનું મનાય છે અને વાયડ માતાનાં દર્શન કરવા પ્રતિવર્ષે સંઘ વાયડા જાય છે. પચીસ વર્ષ ઉપર વાવમાં એક મંદિર બાંધવામાં આવ્યું હતું, તે પહેલાં વાયડ માતાનું મંદિર વાયડમાં હતું નહિ, માત્ર વાવની અંદરના એક નાના ગોખલામાં એક ખંડિત મૂર્તિ હતી, જેની પૂજા વાયડ માતા તરીકે થતી હતી.[૧૩] આ વાયડ માતા તે કઇ દેવી? કેટલાક તેને વાયુદેવની પત્ની અંજની તરીકે ગણતા હતા, પણ અંજનીની શાસ્ત્રમાં દેવી તરીકે પ્રતિષ્ઠા નહિ હોવાથી તેને વાયડ માતા ગણવામાં મુશ્કેલી હતી. વાયડની આજુબાજુના ગામડાના લોકો વાયડ માતાને 'સમોર' કે 'સમો' માતા કહેતા હોવાથી અને શિલ્પશાસ્ત્રમાં એક દેવીનું નામ 'સમીરી કામદા દેવી' હોવાથી શાસ્ત્રજ્ઞ શેઠ અંબાલાલ નાગરદાસ આણુવાળાએ વાયડના નવા મંદિરમાં એ નામે વાયડ માતાની પ્રતિષ્ઠા કરી હતી, પરન્તુ જ્ઞાતિના વાયુપુરાણમાં માતાનું નામ આપવામાં આવેલું નથી. એક શ્લોકમાં જણાવેલું છે કે વાવની અંદર માતાજી રહેલાં છે. (૫, ૫૪) આથી કેટલાકનું માનવું હતું કે વાવની અંદરના કુવામાં માતાની મૂર્તિ હશે. પરન્તુ સં. ૧૯૬૧ની સાલમાં વાવનો જીર્ણોદ્ધાર કરાવતી વખતે વાવ અને કુવાનું બધું પાણી ઉલેચી નાંખવામાં આવ્યું હતું, પણ કોઇ મૂર્તિ નીકળી નહોતી. બીજા એક શ્લોકમાં વાવને કુલદેવી તરીકે ગણી છે. (૫, ૪૮) તેથી એમ જણાય છે કે વાવનું આધિદૈવિક સ્વરુપ જ માતા તરીકે ગણવાનું છે. આથી મારૂં માનવું છે કે વાયડાઓના કુલદેવ વાયુ દેવ જ છે અને વાયડ માતા તે વાયડ ગામની ગ્રામદેવીનું નામ છે. પહેલાંના સમયમાં પ્રત્યેક ગામને પોતાની ગ્રામદેવી હતી અને ગામના નામ ઉપરથી એ દેવી

---

(૧૩) ઉત્તર ગુજરાતના પુરાતન કામોના પુસ્તકમાં બર્જેસ આ મૂર્તિ ભૈરવની હોવાનું લખે છે. ( વા. મિ. ૨, ૬. )

ઓળખાતી હતી, જેમકે બેચર ગામની દેવી બેચરાજી, મોઢેરા ગામની મોઢેરી, ઉનાની ઉનાઇ, ઊંઝાની ઊંઝાઇ, વારાહની વેરાઇ, વગેરે.[૧૪] આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે જેમ મોઢજ્ઞાતિના કુલદેવ રામચંદ્રજી છે અને મોઢેરી માતા મોઢેરાની ગ્રામદેવી છે, તેમ વાયડાઓના કુલદેવ વાયુદેવ છે અને વાયડ માતા વાયડ ગામની ગ્રામદેવી છે. જો વાયડ માતા કુલદેવી હોત તો ગામેગામ વાયુદેવના મંદિરોને બદલે વાયડ માતાનાં મંદિરો હોત. દિશાવાળ અને ઝારોળા વાણીઆઓની કુલદેવીનાં જ મંદિરો જોવામાં આવે છે, કેમકે હરસિદ્ધા અને હિમજા માતા તેમની કુલદેવીઓ છે, ગ્રામદેવીઓ નથી.

## ૭. વાયડા જ્ઞાતિ

ગુજરાતના વાણીઆઓ ગુજરાતના મૂળ વતનીઓ છે કે બહારથી આવીને વસ્યા છે એનો નિર્ણય થઇ શકતો નથી. ગુજરાતમાં જે વખતે ક્ષત્રિયો બહારથી આવીને વસ્યા હશે તે વખતે તેમની સાથે વૈશ્યો પણ ગુજરાતમાં આવ્યા હશે. આ વૈશ્યો ગુજરાતના જે જે ગામોમાં આવીને રહ્યા, તે તે ગામોના નામ ઉપરથી તેમનાં નામ પડીને તેમની જ્ઞાતિઓ મુકરર થઇ હતી. મોઢેરાના મોઢ, ડીસાના દિશાવાળ, (વડ)નગરના નાગર, ખડાતના ખડાયતા, ઝારોળના ઝારોળા, તેમ વાયડમાં રહેનારા બ્રાહ્મણો અને વાણીઆ વાયડા કહેવાયા. આ જ્ઞાતિઓ પંચાસર અને અણહિલવાડમાં ચાવડાઓએ રાજ્ય સ્થાપ્યું તે પહેલાં આવેલી છે. ચાવડાઓના સમયમાં શ્રીમાળી, પોરવાડ અને ઓસવાળ વાણીઆઓ આવ્યા હતા. દક્ષિણ ગુજરાતના લાડ વાણીઆઓ દક્ષિણમાંથી આવીને લાટ (દક્ષિણ ગુજરાતમાં)માં વસ્યા હશે એમ જણાય છે.

વાયડમાં વાણીઆ બ્રાહ્મણોની મોટી સંખ્યા પહેલાં હતી એમ

---

(૧૪) આ સંબંધી આ લેખકના 'બહુચરાજીની ઉત્પત્તિ' નામના પ્રબંધ-ગુજરાત સમાચારના સં. ૧૯૯૨ ના "દીપોત્સવ" અંકમાં ઘણાં પ્રમાણો આપેલાં છે.

પાછળ જણાવ્યું છે, પણ અત્યારે સંખ્યા બહુ ઘટી ગઇ છે. સં. ૧૯૯૧ ના વસતિપત્રક પ્રમાણે દશ વર્ષ ઉપર વાયડા વાણીઆઓની સંખ્યા આશરે અઢી હજાર હતી અને બ્રાહ્મણોની તો માત્ર ચુમાલીસ હતી આ સંખ્યા ઘટી જવાનું શું કારણ હશે? એક કારણ કદાચ મુસલમાનના વટાળનું પણ હોય. બીજું કારણ વાયડાઓ વાયડમાંથી નાસીને કચ્છ અને માળવા સુધી પણ જઇ વસ્યા હતા. ઘણે દૂર જનારા ઓછી સંખ્યાને લીધે બીજી જ્ઞાતિઓની સાથે પણ જોડાઇ ગયા હોય. દક્ષિણમાં એઝવાડાની આસપાસ પણ કેટલીક સંખ્યામાં 'વાડવમ્' નામથી વાયડાઓ રહે છે. તેમની સંખ્યા હજી સુધી જાણવામાં આવી નથી. વાયડાઓમાં પહેલા જૈન અને માહેશ્વરી (મેસરી) એમ બે વિભાગો હતા, પણ અત્યારે જૈન ધર્મ પાળનાર વાયડા વાણીઆ કોઇ સ્થળે નથી, તેથી એમ લાગે છે કે કદાચ જૈન ધર્મ પાળનાર વિભાગ બીજી જૈન વાણીઆઓની જ્ઞાતિઓમાં ભળી ગયો હશે. કન્યાઓની અછત અને કન્યાવિક્રયને લીધે પણ સંખ્યા ઘટી ગઇ હોય. આ કારણથી કાઠીઆવાડ અને માળવામાંથી વાયડાઓની સંખ્યા નષ્ટ થઇ ગઇ છે. આ બધાં કારણોને લીધે વાયડા વાણીઆની જનસંખ્યામાં મોટો ઘટાડો થઇ ગયો છે.

## ૮. દશા વિસાનો ભેદ

બીજી વણિક જ્ઞાતિઓમાં જેમ દશા વિસાનો ભેદ છે, તેમ વાયડા વાણીઆઓમાં પણ છે. આ ભેદ ક્યારે પડયો હશે તેનો ચોક્કસ નિર્ણય થયો નથી. વાયુપુરાણના એક શ્લોકમાં લખ્યું છે કે જેઓ વાયડની વાવ માટે પોતાની કમાણીમાંથી વીસમો ભાગ કે દસમો ભાગ આપશે, તેમને અનર્ગલ લાભ થશે. ( ૫, ૫૧ ) આ ઉપરથી જ્ઞાતિમાં બે પક્ષ પડયા હોય, જેવા કે વિશાંશી (વિસમો ભાગ આપનાર) અને દશાંશી (દસમો ભાગ) આપનાર.) વિશાંશી ઉપરથી વિસા થયા હોય અને દશાંશી ઉપરથી દસા થયા હોય એમ કદાચ બન્યું હોય, પરન્તુ વાણીઆઓની બીજી ન્યાતોમાં ( જૈન

વાણીઆ સુદ્ધાંત ) પણ વીસા દસાનો ભેદ છે, એ જોતાં ઉપરનું અનુમાન યોગ્ય લાગતું નથી. જૈન મૂર્તિઓ ઉપરના લેખોમાં વીસાને માટે વૃદ્ધ શાખા અને દશાને માટે લઘુશાખા શબ્દો જોવામાં આવે છે, પરન્તુ એનો અર્થ તો મોટું તડ અને નાનું તડ એટલો જ થાય છે, પણ એનું કારણ જડતું નથી. એક જનશ્રુતિ એવી છે કે વીસલદેવ વાઘેલાએ પોતાના રાજ્યાભિષેક વખતે બધા વાણીઆઓને જમવા નોતર્યા, તે વખતે તે પાટણના રાજાને મારીને ગાદીએ બેઠો હતો, તે ઉપરથી કેટલાક જમવા ગયા નહિ અને જમવા જનારથી જૂદું તડ પાડયું. જમવા જનારા વીસલના નામ ઉપરથી વીસા કહેવાયા અને બાકીના દસા કહેવાયા. આને માટે કોઇ લેખિત પ્રમાણ મળ્યું નથી, પણ એટલું તો ખરૂં કે વીસલદેવના સમય પહેલાં વિક્રમની ચૌદમી શતાબ્દિ પહેલાંના કોઇ ગ્રંથમાં કે ઉત્કીર્ણ લેખમાં દસા વીસાનો ઉલ્લેખ જોવામાં આવતો નથી. ગમે તે કારણથી જ્ઞાતિઓમાં તકરાર પડતાં તડ રૂપે દસા વીસાના ભેદ પડયા હશે એમ લાગે છે. કેટલીક વાણીઆઓની જ્ઞાતિઓમાં તો તે કરતાં પણ વિશેષ વિભાગ જેવા કે પાંચા અને અઢિયા પણ જોવામાં આવે છે. જૈન મૂર્તિઓના જે લેખો પ્રસિદ્ધ થયા છે, તેમાં બીજી જ્ઞાતિઓના લેખોમાં સોળમી સદીથી દસાવિસાનો ભેદ પડેલો જોવામાં આવે છે, જ્યારે વાયડા જ્ઞાતિના કોઇ લેખમાં આ ભેદ જોવામાં આવતો નથી. વાયડા જ્ઞાતિનો છેલ્લો લેખ સં. ૧૫૮૭નો મળ્યો છે, તેમાં પણ દસાવિસાનો ઉલ્લેખ નથી. એથી એમ સમજાય છે કે વાયડા વાણીઆઓમાં આ ભેદ મોડો પડયો હશે—કદાચ સત્તરમી કે અરાઢમી સદીમાં પડયો હશે.

## ૯. વાયડા જ્ઞાતિનો ઈતિહાસ

વાયડા જ્ઞાતિનો સળંગ ઇતિહાસ કોઈ સ્થળે લખાએલો મળી આવતો નથી. માત્ર જૈન પ્રબંધો અને કાવ્યોમાં થોડાક વાયડા જ્ઞાતિના નામાંકિત પુરૂષો સંબંધી નોંધાએલી કેટલીક હકીકત

મળે છે. વહીવંચાઓના ચોપડાઓમાંથી કેટલીક હકીકત મળવાનો સંભવ છે, પણ તે સહેલાઈથી પ્રાપ્ય નથી. આશરે બે સદી ઉપર થએલા દેત્રોજના રાવળ શેઠ સંબંધી હકીકત ભાટોના વહીવંચાના ચોપડામાં છે એમ સાંભળ્યું હતું, પણ એ ચોપડો જોવાને મળી શકયો નથી. વળી ચાણસમાના વહીવંચા જૈન ગોરજીની પાસે પણ કેટલીક હકીકત છે એમ પણ જાણવામાં આવેલું, પણ તે માણસનો મેળાપ થઈ શકયો નથી. આથી જૈન પ્રબંધોમાં જણાવેલા થોડાક જ્ઞાતિના પુરૂષો વિષે જ નોંધ કરી શકાઇ છે.

## (૧) વાડવાદિત્ય

વાયુદેવની સેવા અર્થે અત્રિઋષિના માનસપુત્ર મહર્ષિ વાડવાદિત્યે વાયડા બ્રાહ્મણો તથા વૈશ્યોની પ્રજા ઉત્પન્ન કરી હતી, એટલે તે વાયડાજ્ઞાતિના મૂળ પુરૂષ ગણી શકાય. છતાં તે પૌરાણિક વ્યક્તિ છે, તેમને ઐતિહાસિક પુરૂષ ગણી શકાય નહિ.

## (૨) લલ્લ

'ચતુર્વિંશતિ પ્રબન્ધ' અને 'પ્રભાવક ચરિત'માં આવેલા જીવદેવસૂરિ પ્રબંધમાં આપેલી હકીકત પ્રમાણે વાયડામાં લલ્લ નામનો એક બહુ ધનાઢ્ય શેઠીઓ રહેતો હતો. તેણે એક મોટો યજ્ઞ કર્યો હતો અને સૂર્યગ્રહણ પર્વ ઉપર એક લાખ રૂપીઆનું દાન આપવાનો સંકલ્પ કર્યો હતો. મૂળ તે માહેશ્વરી (મેસરી) હતો, પણ પાછળથી તે જૈન બન્યો હતો.[૧૫] તેનો સમય વિક્રમની પહેલી શતાબ્દિ છે.

## (૩) ધનપાલ

આ પુરૂષ વિક્રમના તેરમા શતકમાં થઇ ગયો. તેની માહીતી

---

(૧૫) લલ્લના ધર્માન્તરના કારણમાં ઉક્ત પ્રબંધોમાં લખ્યું છે કે લલ્લે યજ્ઞ કર્યો હતો, તે વખતે આંબલીના ઝાડ ઉપરથી પડેલા એક સાપને બ્રાહ્મણના કેટલાક છોકરાઓએ યજ્ઞમાં હોમી દીધો, તે ઉપરથી લલ્લને વૈદિકધર્મ ઉપર તિરસ્કાર આવ્યો અને તેણે જૈનધર્મ સ્વીકાર્યો. આ વાત માનવા જેવી નથી, કેમકે બાલભારતમાં તેનો ઉલ્લેખ નથી.

જીનદત્તસૂરિરચિત 'વિવેકવિલાસ' નામના ગ્રંથની પ્રશસ્તિના શ્લોકોમાં મળે છે. ઝાલોરના રાજા ઉદયસિંહના (સમય સં. ૧૨૬૨ થી ૧૩૦૬) મહામાત્ય (મુખ્ય પ્રધાન) દેવપાલનો તે દત્તક પુત્ર હતો. તેના બોધને માટે ઉક્તગ્રંથની રચના થઇ હતી. તેના વિષે વધારે માહિતી મળી નથી.

## ( ૪ ) વાસુપૂજ્ય

પદ્માનન્દકાવ્યની પ્રશસ્તિમાં પદ્મમંત્રીની વંશાવલી આપેલી છે. તેમાં એ વંશનો મૂળપુરૂષ વાસુપૂજ્ય જણાવ્યો છે. તેના વિષે લખ્યું છે કે તે રાજાનો મંત્રી (પ્રધાન) હતો અને પાટણના નાગરિકોનો આગેવાન હતો. આથી કદાચ તે પાટણનો નગરશેઠ પણ હોય. તે પદ્મમંત્રીની પાંચમી પેઢીએ થયો હતો, તેથી સિદ્ધરાજનો કે કુમારપાલનો મંત્રી હશે.

## ( ૫ ) વાસુપૂજ્યનો વંશ

ઉપરની પ્રશસ્તિમા વાસુપૂજ્યના વંશ સંબંધી હકીકત આપવામાં આવી છે, તે ઉપરથી તેની વંશાવળી નીચે પ્રમાણે ગોઠવી શકાય:—



## ( ૬ ) પદ્મમંત્રી

ઉપરના પેઢીનામાં ઉપરથી જાણી શકાય છે કે પદ્મમંત્રીને ત્રણ પત્નીઓ–ચંપલા, પદ્મલા અને પ્રહલાદનદેવી–હતી. તેમાંથી વચલી પદ્મલાને એક પુત્ર હતો, જેનું નામ વિક્રમાદિત્ય હતું. પદ્મની બહેનનું નામ સૌભાગ્યદેવી હતું. તેના પતિનું નામ મોષાક હતું અને તેને મહણ, મલ્લદેવ, દેવસિંહ અને ઉદાક નામના ચાર પુત્રો હતા. આમાંથી મોટા પુત્ર મહણને મંત્રી લખ્યો છે, તેથી તે પણ વીસલદેવના સચિવમંડળમાં હશે. તેનો નાનો ભાઇ મલ્લદેવ વીસલદેવના ઉત્તરાધિકારી અર્જુનદેવનો કદાચ મહામાત્ય થયો હશે, કારણ કે અર્જુનદેવના મહામાત્યનું નામ માલદેવ હતું, પરન્તુ વિશેષ માહીતીના અભાવે ચોક્કસ કહી શકાય નહિ. 'ચતુર્વિંશતિ પ્રબન્ધ'ના અમરચન્દ્રસૂરિ પ્રબંધમાં પદ્મને વીસલદેવનો કોષ્ઠાગારિક (કોઠારી) એટલે ખજાનચી કહ્યો છે, પરન્તુ પદ્માનન્દકાવ્યમાં મંત્રીશ્વર કહ્યો છે અને તેને વીસલદેવ તરફથી શ્રીકરણમુદ્રા (Privy Seal) એટલે રાજ્યની મહોર છાપ મળી હતી, એમ જણાવ્યું છે, તેથી તે વીસલદેવનો મહામાત્ય પણ થયો હોવો જોઇએ. વીસલદેવનો સં. ૧૩૧૦ થી સં. ૧૩૧૭ સુધીનો મહામાત્ય નાગડ નામનો નાગર બ્રાહ્મણ હતો અને સં. ૧૩૦૦ થી સં. ૧૩૦૪ સુધી વસ્તુપાળનો ભાઇ તેજપાળ મહામાત્ય હતો, તેથી પદ્મ સં. ૧૩૦૫ થી સં. ૧૩૧૦ સુધીમાં મહામાત્ય બન્યો હશે એમ લાગે છે. પદ્મમંત્રી રાજનીતિ કુશળ હતો, એટલુંજ નહિ પણ તે વિદ્વાન પણ હતો. તે રોજ નવાં નવાં સ્તવનો રચીને તીર્થંકરની સ્તુતિ કરતો હતો. તેની સમક્ષ અમરચન્દ્રસૂરિ અને ગૌરગુણ નામના પંડિતને વાદવિવાદ થયો હતો અને અમરચન્દ્રસૂરિ જીતવાથી તેમને તેણે જયપત્ર આપ્યું હતું. એટલા માટે કવિએ લખ્યું છે કે સરસ્વતીથી પવિત્ર થએલા તેના દેહરૂપી તીર્થમાં લક્ષ્મીએ સ્થાન મેળવીને પોતાની અસ્થિરતા દૂર કરી હતી અર્થાત્ તે જેમ ધનાઢય હતો તેમ વિદ્વાન પણ

હતો.[૧૬] તે વિદ્વાનોને આશ્રય પણ આપતો હતો. અમરચન્દ્રસૂરિએ તેના ઉપયોગને માટે પદ્માનન્દકાવ્ય લખ્યું હતું અને તેના ઘરમાં રહીને જ સારસ્વતમંત્રનું અનુષ્ઠાન કર્યું હતું એમ 'ચતુર્વિંશતિ' પ્રબંધમાં ઉલ્લેખ છે.

તે બહુ ધર્મિષ્ઠ હતો એમ પદ્માનન્દકાવ્યની પ્રશસ્તિ જણાવે છે. તે ચંદન, કપુર અને પુષ્પોથી હંમેશાં જૈન તીર્થંકરોની પૂજા કરતો હતો. વળી તેણે કોઇ જૈન મંદિરને સોનાની ચમરી અને કુંડલોની ભેટ આપી હતી. આ પ્રમાણે પ્રાચીન સમયના વાયડાવણિકજ્ઞાતિના નામાંકિત નરોની હકીકત જૈન ગ્રંથોમાં જળવાઇ રહેલી છે. મધ્યકાલીન સમયના પુરૂષોની હકીકત મળતી નથી.[૧૭] કદાચ વહીવંચાઓના ચોપડા જોવા મળે તો તેમાંથી નીકળવાનો સંભવ છે.

## જૈનસંપર્ક

અત્યારે ગુજરાતના વાણીઆઓમાંથી નાગર, દિસાવાળ, ઝારોળા, મોઢ, લાટ, ખડાયતા અને વાયડા વાણીઆઓ જૈન ધર્મ પાળતા નથી, પણ જૂના વખતમાં આ બધી જ્ઞાતિઓમાં કેટલાક લોકો જૈન ધર્મ પાળતા હતા એમ જૈન મૂર્તિઓ ઉપર કોતરેલા લેખો ઉપરથી જણાય છે. વાયડા જ્ઞાતિનાં મનુષ્યોએ ભરાવેલી ઘણી જૈન મૂર્તિઓ પણ જૂદા જૂદા ગામોમાં જોવામાં આવે છે. કેટલાકનું એવું માનવું છે કે શ્રી વલ્લભાચાર્યના સમય પહેલાં બધી વાણીઆની સમગ્ર જ્ઞાતિઓ જૈન ધર્મમાં હતી, પરન્તુ આ ધારણા ખોટી છે. પાછળ લલ્લ શેઠની હકીકત આપી છે, તે ઉપરથી સ્પષ્ટ જણાય છે કે તે જૈન નહોતો પણ માહેશ્વર હતો. કુમારપાળના

---

(૧૬) પદ્મમંત્રીના વિસ્તૃત ચરિત્ર માટે 'વાયડામિત્ર (વ. ૧૩, અં. ૨) માં આ લેખકનો લેખ જુઓ.

(૧૭) ઉનાવાળ બ્રાહ્મણોની જનશ્રુતિમાં ઉનાના એક મોતીચંદ નામના વાયડા વાણીની હકીકત છે, તે ઉનામાં મુસલમાનોને લાવ્યો હતો એમ કહેવાય છે.

મંત્રી ઉદ્દામહેતાના એક કે બે છોકરા પણ માહેશ્વર હતા એમ શિલાલેખોના પુરાવા ઉપરથી જણાય છે. અજયપાળના મંત્રી આભડના પાંચ પુત્રોમાંથી ત્રણ જૈન અને બે માહેશ્વર હતા એમ જૈન પ્રબંધોમાં લખ્યું છે.[૧૮] આ પ્રમાણે પ્રાચીન સમયમાં વાણીઆની જ્ઞાતિઓમાં કેટલાંક કુટુંબો જૈન ધર્માનુયાયી અને કેટલાંક વેદધર્માનુયાયી હતાં, એટલુંજ નહિ પણ એક કુટુંબમાં પણ જૂદી જૂદી વ્યક્તિઓ જૂદા જૂદા ધર્મ પાળતી હતી. મોઢજ્ઞાતિમાં હેમચંદ્રાચાર્યનો પિતા માહેશ્વર હતો, ત્યારે તેની માતા અને મામો જૈન હતા એ સુપ્રસિદ્ધ છે. પ્રત્યેક જ્ઞાતિમાં બે ધર્મો પ્રચલિત હતા છતાં, પણ ધર્મના કારણે પરસ્પર દ્વેષ હતો નહિ. વાયડમાં પણ જૈન અને વૈદિક મનુષ્યો હળી મળીને રહેતાં હતાં. વાયડના બ્રાહ્મણ મંદિરમાં મરેલી ગાયને જૈન આચાર્ય જીવદેવસૂરિએ પરકાય પ્રવેશની યોગ વિદ્યાથી સજીવન કરીને બહાર કાઢી હતી અને વાડવાદિત્ય ઋષિની મૂર્તિને બ્રાહ્મણોએ એ આચાર્યના હાથે સુવર્ણનું યજ્ઞોપવીત પહેરાવ્યું હતું એમ 'બાલભારત' કાવ્યમાં લખ્યું છે. એજ કાવ્યમાં અમરચંદ્રસૂરિએ આરંભમાં વાયુદેવની સ્તુતિ કરી છે અને વાયડના બ્રાહ્મણો તરફ બહુ આદર બતાવેલો છે.

## ૧૧ વાયડગચ્છ

બીજી વાણીઆઓની જ્ઞાતિઓ કરતાં વાયડા વાણીઆની જ્ઞાતિમાં પહેલાના સમયમાં જૈન ધર્મનું પ્રાબલ્ય વધારે હશે એમ જણાય છે, કારણકે બીજા બ્રાહ્મણોની સરખામણીમાં વાયડા બ્રાહ્મણોની સંખ્યા બહુ ઘટી ગઇ છે, કેમકે વૈદિક વાણીઆઓની સંખ્યા ઓછી હોવાને કારણે તેમનાથી ઘણા બ્રાહ્મણોનું પોષણ થઇ શક્યું નહિ હોય. વળી કોઇ જ્ઞાતિ ઉપરથી જૈન ધર્મનો કોઇ ગચ્છ ઉત્પન્ન

(૧૮) આ માટે જુઓ 'ફાર્બસ સભા સ્મારક ગ્રંથ'માં આ લેખકનો 'ઉદયન મંત્રી' ઉપરનો લેખ.

થયો નથી, પણ વાયડા જ્ઞાતિ ઉપરથી 'વાયડ ગચ્છ' જૈનોમાં થયો હતો. અત્યારે આ ગચ્છનું અસ્તિત્વ નથી, પણ પહેલાં જૈનોના ચાર્યાશી ગચ્છોમાં તેનું સ્થાન મોખરે હતું, કારણકે તેમાં બહુ પ્રભાવશાળી આચાર્યો થયા હતા. આ ગચ્છના સ્થાપક જીનદત્તસૂરિ હતા. આ ગચ્છની સ્થાપના વિક્રમની પહેલી શતાબ્દિના પૂર્વે થઈ હોય એમ જણાય છે. આ ગચ્છના આચાર્યોનાં નામ માત્ર ત્રણજ રહેતાં જીનદત્ત, રાસિલ્લ અને જીવદેવ. બધા આચાર્યો અનુક્રમે આ નામેજ પાટ ઉપર આવતા. આ ગચ્છનો જૂનામાં જૂનો લેખ સાણંદના જૈન મંદિરની એક મૂર્તિ ઉપર સં. ૧૧૩૧ નો છે. તે સમયે ગુજરાતનો રાજા સિદ્ધરાજનો પિતા કર્ણદેવ હતો. કર્ણદેવના સમયમાં શ્રીમાળી વણિક ઉદો મહેતો ( ઉદયનમંત્રી ) મારવાડથી ગુજરાતમાં વખાનો માર્યો આવ્યો હતો. તેને કર્ણાવતી (હાલનું અમદાવાદ)માં વાયડગચ્છના જૈન મંદિરમાં આશ્રય મળ્યો હતો એમ પ્રબંધ ચિંતામણિમાં જણાવ્યું છે. વળી એક બીજા પ્રબંધમાં લખ્યું છે કે તેણે વૃદ્ધ વયે વાયડના વાણીઆની કન્યા સાથે બીજીવારનું લગ્ન કર્યું હતું. ત્યાર પછી બસો વર્ષના ગાળા બાદ ચૌદમી સદીના આરંભથી જૈનમૂર્તિઓ ઉપર વાયડા જ્ઞાતિના લેખો મળે છે, કારણ એ સદીના આરંભમાં વિવેકવિલાસના કર્તા પ્રભાવશાળી જૈન આચાર્ય જીનદત્તસૂરિ થયા હતા. બાલ ભારતના કર્તા મહાકવિ અમરચંદ્રસૂરિ તેમના શિષ્ય હતા, પણ તે કંઈ તે ગચ્છના પટ્ટાચાર્ય નહોતા. પટ્ટાચાર્યનું નામતો એ ગચ્છની આનુપૂર્વી પ્રમાણે રાસિલ્લસૂરિ હતું. તેમણે પદ્માનન્દ કાવ્યની આરંભની ભૂમિકા લખી છે. ત્યાર પછી અન્ય જીવદેવસૂરિ થયા હશે. એમના પછી જે જિનદત્તસૂરિ થયા હતા તેમણે અમદાવાદના રીચીરોડ ઉપર મહાવીર સ્વામીના મંદિરની એક ધાતુ પ્રતિમાની સં. ૧૩૩૮ માં પ્રતિષ્ટા કરી હતી. એમના પછી જે રાસિલ્લ સૂરિ થયા, તેમણે અમદાવાદના ફતાસાની પોળના શ્રેયાંસનાથજીના મંદિરની એક પ્રતિમાની સં. ૧૩૭૮માં પ્રતિષ્ઠા કરી હોવાનું જણાય છે. તેમના હાથે સં. ૧૪૦૫માં પ્રતિષ્ઠા થએલી ધાતુ

પ્રતિમા પાટણના કનાશાહના પાડાના મોટા મંદિરમાં છે. આ ગચ્છ પંદરમા શતકમાં ઉચ્છિન્ન થયા હશે એમ લાગે છે, કેમકે સં. ૧૪૮૭ પછી વાયડા વણિકોએ ભરાવેલી જે પ્રતિમાઓ મળે છે, તેની ઉપર તપાગચ્છ, આગમ ગચ્છ, ખરતર ગચ્છ, આદિ ગચ્છોના આચાર્યોનાં નામ જોવામાં આવે છે, પણ વાયડ ગચ્છના આચાર્યોનું નામ જોવામાં આવતું નથી.

હવે આ ગચ્છમાં થઇ ગયેલા થોડાક પ્રભાવશાળી આચાર્યો સંબંધી કેટલીક હકીકત લખીને આ ઉપોદ્‌ઘાત બંધ કરીશ.

## (૧) રાસિલ્લસૂરિ

વાયડમાં ધર્મદેવ નામનો ધનિક વણિક હતો. તેને શીલવતી નામની પત્ની હતી. તેમને મહીધર અને મહીપાળ નામના બે પુત્રો હતા. ધર્મદેવ સ્વર્ગવાસી થયા પછી મહીધર જીનદત્તસુરિ પાસેથી દીક્ષા લેઇ જૈન સાધુ થયો હતો. પાછળથી તે રાસિલ્લસૂરિના નામે જીનદત્ત પછી વાયડ ગચ્છના આચાર્ય પદે આવ્યા હતા. તેમનો સમય વિક્રમ સંવતના આરંભનો છે.

## (૨) જીવદેવસૂરિ

ઉપર જણાવેલા ધર્મદેવનો નાનો પુત્ર મહીપાળ રમતીયાળ હતો અને વિદ્યાભ્યાસ કરતો નહિ. આથી પિતાના ધમકાવ્યાથી રીસાઇને તે પરદેશ ચાલ્યો ગયો અને બિહારમાં આવેલા રાજગૃહમાં જઇ તેણે દિગંબર આચાર્ય શ્રુતકીર્તિ પાસેથી દિક્ષા લેઇ તે સુવર્ણકીર્તિ નામનો દિગંબર આચાર્ય થયો. તેને તેના ગુરૂ પાસેથી ચક્રેશ્વરી અને પરકાયપ્રવેશ નામની યોગવિદ્યાની બે સિદ્ધિઓ મળી હતી અને તેનામાં બત્રીસ સંપૂર્ણ લક્ષણો હતાં. રાજગૃહથી આવેલા વેપારીઓ મારફતે શીલવતીને પોતાના પુત્રની ભાળ લાગતાં તે ઠેઠ રાજગૃહ જઇને તેને વાયડમાં તેડી લાવી અને તેને દિગંબર દીક્ષાનો ત્યાગ કરાવી તેના મોટાભાઇ રાસિલ્લસૂરિ પાસે શ્વેતાંબરી દીક્ષા અપાવી. રાસિલ્લસૂરિના મોક્ષે ગયા પછી, વાયડગચ્છના આચાર્ય પદે તે જીવદેવસૂરિના નામે આવ્યા.

તેમના યોગવિદ્યાના અનેક ચમત્કારો 'ચતુર્વિંશતિ પ્રબંધ' અને 'પ્રભાવક ચરિત' માં નોંધેલા છે.

વિક્રમ સંવત સાતમાં વાયડમાં આવેલા મહાવીર સ્વામીના મંદિરનો જીર્ણોદ્ધાર લિમ્બ નામના વિક્રમના મંત્રીએ કર્યો હતો. તેના ધ્વજ અને કુંભની પ્રતિષ્ઠા જીવદેવસૂરિએ કરી હતી.

જીવદેવસૂરિએ રચેલી કોઇ કૃતિ હાલમાં મળતી નથી, પણ તેમણે ઘણા પ્રબંધો રચ્યા હતા એવો 'બાળભારત'માં ઉલ્લેખ છે.[૧૯] ધનપાલે 'તિલકમંજરી'માં પણ લખ્યું છે કે જીવદેવસૂરિએ પ્રાકૃતમાં ઘણા ઘણા પ્રબન્ધો રચ્યા હતા.[૨૦]

## (૩) જીનદત્તસૂરિ

આ જીવદત્તસૂરિ વિક્રમના તેરમા શતકની અન્તમાં થયા હતા. તેઓ મહાકવિ અમરચંદ્રસૂરિના ગુરૂ હતા. તેમણે 'વિવેક વિલાસ' નામનો જૈન સંપ્રદાયના આચાર વિચાર સંબંધી ગ્રંથ લખ્યો છે. તેમનો બીજો કોઇ ગ્રંથ મળી આવ્યો નથી, પણ બાલભારતની પ્રશસ્તિમાં લખ્યું છે કે જીનદત્તસૂરિએ 'વિવેક વિલાસ' ઉપરાંત બીજા પણ ઘણા ગ્રંથો લખ્યા છે.[૨૧]

## (૪) અમરચન્દ્રસૂરિ

અમરચન્દ્રસૂરિ વાયડગચ્છના ભૂષણરૂપ છે. તેઓ મહાકવિ હોવા ઉપરાંત સંસ્કૃત કાવ્ય સાહિત્યના પ્રખર પંડિત હતા. જેમ કાલિદાસ **दीपशिखा कालिदासः** કહેવાય છે, હર્ષકવિ **अनंगहर्षः** કહેવાય છે, માઘકવિ **घंटामाघः** કહેવાય છે, તેમ અમરચન્દ્રસૂરિ **वेणि-**

---

(૧૯). **ध्वानस्तः शतशोऽस्फुरन्कन यतेस्तस्य प्रबन्धापगाः ॥ २७ ॥**

(२०). **प्राकृतेषु प्रबन्धेषु रसनिष्यन्दिभिः पदैः ।**
**राजन्ते जीवदेवस्य वाचः पल्लविता इव ॥ २८ ॥**

જીવદેવસૂરિના વિસ્તૃત ચરિત્ર માટે જુઓ આ લેખકનો લેખ—વા. મિ. ( વ. ૭, અં. ૯. )

**कृपाणोऽमरः** કહેવાય છે, કેમકે તેમણે સ્ત્રીની વેણીને કૃપાણ (તલવાર)ની ઉપમા આપી હતી.

અમરચંદ્રનો કાવ્યશાસ્ત્રનો ગુરૂ 'સુકૃતસંકીર્તન' નામના ઐતિહાસિક કાવ્યનો કર્તા અરિસિંહ નામનો ક્ષત્રિય હતો. તેની પાસેથી સારસ્વત મંત્ર લેઇ એકવીસ દિવસ સુધી અનુષ્ઠાન કરવાથી તેમના ઉપર સરસ્વતી પ્રસન્ન થયાં હતાં.

અમરચન્દ્રે કાવ્યશાસ્ત્રના અભ્યાસની પરીક્ષા વીસલદેવ રાજાની સભામાં આપી હતી. ત્યાં એકત્ર થએલા કવિઓએ જૂદી જૂદી પાદ પૂર્તિઓ આપી હતી, તે ઉપરથી ત્યાં ને ત્યાં શ્લોકો રચી બતાવ્યા હતા.

અમરચન્દ્રસૂરિએ **बालभारत** અને **पद्मानन्द काव्य** એ નામનાં બે મહાકાવ્યો ઉપરાંત કાવ્યશાસ્ત્રના **काव्यकल्पलता, छन्दोरत्नावली, मुक्तावली, कलाकलाप** ગ્રંથો અને વ્યાકરણ શાસ્ત્રના **स्यादिशब्दसमुच्चय** અને **हैमशब्दसमुच्चय** નામના ગ્રંથો અને પ્રાકૃત ભાષાના **आदिनाथ चरित्र, धनदत्त कथा** અને **सम्यकत्वकुलक गाथा** એ ગ્રંથોની રચના કરી હતી. આ ઉપરથી તેમના પાંડિત્યનો ખ્યાલ આવશે.[૨૨]

પાટણના ટાંગડીઆવાડા નામના એક મહોલ્લાના નવા દેરાસરમાં સં. ૧૩૪૯ માં નિર્માણ થએલી અમરચન્દ્રસૂરિની એક મૂર્તિ છે, તેના ઉપર નીચે પ્રમાણે લેખ છેઃ—

**संवत् १३४९ चैत्र व. ६ शनौ श्री वायटीय गच्छे श्री जिनदत्तसूरिशिष्य पंडित अमरचन्द्रमूर्तिः पं. महेन्द्रशिष्य पं. मदनचन्द्राख्यया कारिता शिवमस्तु ।**

---

૨૧. **श्रीविवेकविलासाद्यैर्यत्प्रबन्धैः सहस्रशः ।**
**हतमोहतमोऽकारि करैरिव रवेर्जगत् ॥ ३६ ॥**

૨૨. અમરચન્દ્રસૂરિના વિસ્તૃત ચરિત્ર સંબંધી લેખ આ લેખકે વા. મિ. વર્ષ ૪, અંક ૩–૪ માં લખીને છપાવ્યો હતો, તે જોવાની વિનંતિ છે.

# जितेन्द्रकुमार रामलाल मोदी



जन्मतो भगवद्भक्त ज्ञानिसेवापरायण ।
जितेन्द्रबाल ते नाम ग्रन्थनानेन युज्यते ॥

| जन्म | हरिशरणम् |
| --- | --- |
| सं. १९८४, श्रावण शुक्ला १२ | सं. १९९८, वैशाख शुक्ला २ |

येन चराचरं व्याप्तं प्राणास्तिष्ठन्ति यद्वचा ।
वन्दे तं कुलदेवेशं दितिनन्दनमारुतम् ॥

# अनुक्रमणिका

—:o:—

# અનુક્રમણિકા.

# प्रथमोऽध्यायः

नैमिषे निमिषक्षेत्रे शौनकाद्या मुनीश्वराः ।
लोमहर्षणमासीनं पप्रच्छुः परया मुदा ॥ १ ॥

ऋषय ऊचुः—

सूत सूत महाभाग जीव त्वं शरदः शतं ।
श्राविताः स्मो वयं विद्वन्कथाः परमपावनाः ॥ २ ॥

देवानां दानवानां च यक्षाणामथ रक्षसां ।
पिशाचानां च नागानां संभवः कथितस्त्वया ॥ ३ ॥

न वायोः कथितोत्पत्तिः सर्वलोकेश्वरस्य या ।
तां कीर्तय विशालाक्ष दैतेयस्य महात्मनः ॥ ४ ॥

दित्याः पुत्रः कथं तात दैवत्वमुपजग्मिवान् ।
तत्कीर्तय विशेषेण विस्मयोऽस्ति महान्हि नः ॥ ५ ॥

श्रुत्वा तेषां हि वचनं सूतः प्रोवाच सादरम् ।
नमस्कृत्य मुनीन्सर्वान्श्रूयतां द्विजसत्तमाः ॥ ६ ॥

पुराणविषयश्चायं कथयामि यथाश्रुतम् ।
व्यासस्य वचनात्सर्वं कथयामि सुविस्तरम् ॥ ७ ॥

पुरा कृतयुगे विप्राः सनकाद्या मुनीश्वराः ।
ब्रह्मणो मानसाः पुत्राः सर्वेषामपि पूर्वजाः ॥ ८ ॥

---

१ B–नैमिष । २ C–शरदां । ३ A–B–पिशाचोरग ।
४ C–कीर्तयस्व ।

# ભાષાન્તર

## અધ્યાય પહેલો

નૈમિષારણ્યમાં શૌનક આદિ મોટા ઋષિઓ આસન ઉપર બેઠેલા લોમહર્ષણને પરમ હર્ષથી પુછવા લાગ્યા. (૧)

ઋષિઓ બોલ્યા—મોટા ભાગ્યવાળા સૂત પુરાણી, તમે સો શરદ ઋતુઓ સુધી જીવો. હે વિદ્વાન્, તમે અમને બહુ પવિત્ર કથાઓ સંભળાવી. (૨)

દેવ, દાનવ, યક્ષ, રાક્ષસ, પિશાચ અને નાગોની ઉત્પત્તિ તમે કહી. (૩)

પરન્તુ સર્વ લોકોના ઇશ્વર દિતિના પુત્ર વાયુ દેવની ઉત્પત્તિ કહી નહિ, માટે હે વિશાલ ચક્ષુવાળા સૂત પુરાણી, અમને તે કહો. (૪)

બાપજી, દિતિનો પુત્ર દેવપણાને કેવી રીતે પામ્યો તે ખાસ કરીને કહો, કારણ કે અમને મોટું આશ્ચર્ય થાય છે. (૫)

તેમનું વચન સાંભળીને સર્વ ઋષિયોને નમસ્કાર કરીને સૂત પુરાણી આદર સહિત બોલ્યા, હે શ્રેષ્ઠ બ્રાહ્મણો, આ પુરાણનો વિષય છે. વ્યાસના વચન અનુસાર મેં સાંભળ્યું છે તે સર્વ વિસ્તારથી કહું છું. (૬-૭)

પહેલાં સત્યયુગમાં સર્વ મનુષ્યોના પૂર્વજો બ્રહ્માના માનસપુત્રો સનકાદિ ઋષિયો વિષ્ણુભગવાનનું દર્શન કરવાને વૈકુંઠમાં ગયા, ત્યારે દ્વારપાળોએ તેમને રોકયા. તે વખતે

जग्मुर्वैकुण्ठनिलयं दर्शनाकांक्षिणो हरेः ।
द्वास्थैर्निषिद्धास्ते द्वारे तदा रुष्टा महत्तराः ॥ ९ ॥
शेपुर्द्वारनिषेद्धारौ जयं च विजयं तथा ।
युवयोर्विषमा बुद्धिर्वर्तते द्वारवासिनोः ॥ १० ॥
नह्यत्र विषमा बुद्धिर्विद्यते विष्णुमंदिरे ।
तस्माद्भवेतामसुरौ दुर्द्धरौ लोककंटकौ ॥ ११ ॥
विष्णुना निहतौ भूयः प्राप्स्येतां निजमंदिरं ।
जन्मभिस्त्रितयैर्मूढौ विप्रमानविहंसकौ ॥ १२ ॥
उक्तमात्रौ हरेः स्थानाभ्द्रष्टौ तौ कनकोज्वलौ ।
दित्यास्तनयतां प्राप्तौ कश्यपान्मुनिसत्तमात् ॥ १३ ॥
ताभ्यां संपीडिता लोका विष्णोः शरणमागताः ।
दुःखं निवेदयांचक्रुर्दुःखितास्ते सुरादिकाः ॥ १४ ॥
तेषां वाक्यं समाकर्ण्य वाराहं रूपमाश्रितः ।
क्षित्युद्धारविहारेण निजघान महासुरं ॥ १५ ॥
हिरण्याक्षं महावीर्यं रुंधानं देवकंटकं ।
दुःखहीनं जगत्कृत्स्नं कृत्वा स्वं भुवनं ययौ ॥ १६ ॥
तस्य भ्राताग्रजो वीरो हिरण्यकशिपुर्बली ।
तपस्तप्यन्महातीव्रं लोकानामहितेच्छया ॥ १७ ॥

---

१० C–विष्णुमंदिरे ।

१३–१४ मध्ये A–B आदर्शयो र्निम्नः श्लोकः प्रक्षिप्तः प्रतिभाति–

जातमात्रौ तु तौ दुष्टौ सर्वलोकभयंकरौ ।
पीडयमासतुः शीघ्रं देवान्सर्षीन्मुनीश्वरान् ॥

१६–C–उद्धृतं ।

તે મહાત્માઓએ ક્રોધિત થઇને દ્વારમાં રોકનાર જય અને વિજયને શાપ આપ્યો કે તમારા જેવા દ્વારપાળોમાં વિષમ બુદ્ધિ છે. (૮–૯–૧૦)

વિષ્ણુના દ્વારે વિષમ બુદ્ધિ હોવી ન જોઇએ, તેટલા માટે તમે જગતને દુઃખ આપનારા દુષ્ટ અસુરો થાઓ. (૧૧)

બ્રાહ્મણોનું અપમાન કરનારા હે મૂર્ખો, ત્રણ જન્મ પછી વિષ્ણુના હાથે મૃત્યુ પામીને તમારા ધામમાં ફરી આવશો. (૧૨)

એમ કહેતાંની સાથે વૈકુંઠમાંથી ભ્રષ્ટ થઇને તે કનકના જેવી કાન્તિવાળા બે જણ ઋષિયોમાં શ્રેષ્ઠ એવા કશ્યપ મુનિથી દિતિના પુત્રપણાને પામ્યા. (૧૩)

તેમનાથી પીડા પામીને દેવતાઓ આદિ સર્વ લોકો વિષ્ણુના શરણે ગયા અને પોતાનું દુઃખ નિવેદન કર્યું. (૧૪)

તેઓનું વચન સાંભળીને વિષ્ણુએ વરાહનું રૂપ ધારણ કરીને પૃથ્વીના ઉદ્ધારના નિમિત્તથી દેવોને પીડનાર બહુ બળવાન મહાન્ અસુર હિરણ્યાક્ષનો વધ કર્યો, અને આખા જગતને દુઃખરહિત કરીને પોતાના ધામમાં પધાર્યા. (૧૫–૧૬)

તેના મોટા ભાઈ મહા શૂરવીર હિરણ્યકશિપુએ લોકના અકલ્યાણને માટે બહુ તીવ્ર તપ કર્યું. (૧૭)

ब्रह्मा प्रसन्नः प्रददौ वरं लोकभयावहं ।
लब्ध्वा वरं दुराधर्षः पीडयामास भूतलं ॥ १८ ॥
इन्द्रासने स्वयं स्थित्वा दिक्पालानकरोत्स्वकान् ।
यज्ञभागं सुबुभुजे ऋषिभागांस्तथापरान् ॥ १९ ॥
तदा संपीडिता लोका विष्णोः शरणमागताः ।
चक्रुर्निवेदयां दुःखं दैत्यराजसमुद्भवं ॥ २० ॥
श्रुत्वा तेषां हि वचनं विष्णुः प्रोवाच सत्वरं ।
यदा स्वपुत्रं मद्भक्तं द्रोक्ष्यते दुष्टचेतनः ॥ २२ ॥
हनिष्यामि तदा दुष्टं वरदानेन दर्पितं ।
इत्युक्तास्ते ययुः शीघ्रं देवाः सर्षिपुरोगमाः ॥ २२ ॥

सूत उवाच—

हिरण्यकशिपुः पुत्रं लालयन्वाक्यमब्रवीत् ।
किमधीतं त्वया पुत्र कथयस्व ममाधुना ॥ २३ ॥
पितुर्वाक्यमथाकर्ण्य प्रह्लादो दिव्यदर्शनः ।
प्रोवाच प्रणतो वाङ्मी विनयानतकंधरः ॥ २४ ॥
हरेर्नाम मया तात पठ्यते प्रत्यहं वरं ।
न तस्मादधिकं मन्ये नाम्नोऽधीतं महत्तरं ॥ २५ ॥
श्रुत्वा पुत्रस्य वचनं प्रोवाचासुरपुंगवान् ।
हन्यतां हन्यतां पापं कुलामयकरं सुतं ॥ २६ ॥

---

१८ C-दुराधर्षं । २२ C-सादरं । २२-२३ मध्ये A-B-आदर्शयो निम्नः श्लोकः प्रक्षिप्तो दृश्यते ।

कदाचिद्दैत्यराट् पुत्रं लालयन्नंकमास्थितः ।
गुरोः समक्षं पप्रच्छ चुंबयित्वा मुखांबुजं ॥

બ્રહ્માએ પ્રસન્ન થઈને લોકને ભયકારક વરદાન આપ્યું અને આવું દુઃસહ વરદાન મેળવીને જગતને તે પીડા કરવા લાગ્યો. (૧૮)

ઈન્દ્રાસન ઉપર બેસીને દિકપાલોને તેણે પોતાના સેવકો બનાવ્યા અને યજ્ઞમાંથી દેવોના અને ઋષિયોના ભાગ તે ભક્ષણ કરવા લાગ્યો. (૧૯)

તેથી પીડાએલા લોકો વિષ્ણુનાં શરણે ગયા અને આ મહા અસુરથી ઉત્પન્ન થયેલું દુઃખ જણાવ્યું. (૨૦)

તેમનું વચન સાંભળીને વિષ્ણુએ સત્વર કહ્યું કે જ્યારે તે દુષ્ટ હૃદયવાળો મારા ભક્ત પોતાના પુત્રનો દ્રોહ કરશે, ત્યારે વરદાનથી ગર્વિષ્ઠ થએલા તે દુષ્ટનો હું નાશ કરીશ. એવું કહેતાં તે દેવો ઋષિઓની સાથે પાછા ગયા (૨૧-૨૨)

સૂત પુરાણી કહે છે–હિરણ્યકશિપુ પુત્રને રમાડતાં આ પ્રમાણે વાકય બોલ્યો, હે પુત્ર, તું શું ભણ્યો તે મને કહે (૨૩)

પિતાનું વાકય સાંભળીને દિવ્યકાન્તિવાળા પ્રહ્લાદે વિનયથી નમસ્કાર કરીને કહ્યું, હે પિતાજી, હંમેશાં હું પ્રભુના નામનો પાઠ કરૂં છું, કારણ કે તેના કરતાં મોટું બીજું શિક્ષણ હોય તેમ હું માનતો નથી (૨૫)

પુત્રનું વચન સાંભળીને તેણે મોટા મોટા અસુરોને કહ્યું, આ કુલનું અકલ્યાણકરનાર પુત્રનો વધ કરો. (૨૬)

जघ्नुस्तं दानवा दुष्टाः प्रहारैरतिदारुणैः ।
विकृतिं तस्य देहेषु न चक्रुस्ते भयंकराः ॥ २७ ॥
अतिनिर्बंधतो बालं हंतुं तातो यदाभवत् ।
तदा स्तंभं विनिष्पाट्य नारसिंहवपुर्धरः ॥ २८ ॥
विष्णुर्जघान समरे हिरण्यकशिपुं बली ।
दैत्येन्द्रं तत्सुतं चक्रे देवदानवपूजितं ॥ २९ ॥
निहतं निशम्य तनयं कुनयं सुभृशं रुरोद द्रुहिणात्मजा ।
ननु कश्यपः स्वमहिषीं महतीं प्रतिबोधयन्प्रियतरैर्वचनैः ॥३०॥
गतिरस्ति देवमनुजां विहिता विधिना च तां शमयितुं क्षमते ।
न हि विष्णुवासवविरंचीमुखाः किमुतापरे निधनवक्रगताः ॥३१॥

इति श्रीवायुपुराणे वायोत्पत्तौ प्रथमोऽध्यायः ॥ १ ॥

## द्वितीयोऽध्यायः

सूत उवाच—

भर्तुर्वाक्यमथाकर्ण्य दितिर्दुःखसमन्विता ।
प्रोवाच प्रणता भूमौ भर्तुः शुश्रूषणे रता ॥ १ ॥
तनयौ निहतौ नाथ विष्णुना प्रभविष्णुना ।
अपुत्राहं कथं स्वामिन्स्थातुं शक्नोमि भूतले ॥ २ ॥
न संति तनया यासां वंध्यास्ता हि प्रकीर्तिताः ।
न तासां वदनं कश्चित्प्रातरेवावलोकते ॥ ३ ॥

---

३१ A–B न । C क्षमते ।
२ C शक्ष्यामि । ३ C यस्या वंध्या सा हि प्रकीर्तिता ।

તે સાંભળીને દુષ્ટ દાનવોએ તેના શરીર ઉપર ભયંકર પ્રહાર કર્યો, પણ કંઈ ઈજા કરી શકયા નહિ. (૨૭)

ઘણી હઠને લીધે, જ્યારે બાપ જાતે બાળકને મારવા તૈયાર થયો, ત્યારે સ્તંભ ફાડીને નરસિંહરૂપ ધારણ કરીને વિષ્ણુભગવાન નીકળ્યા અને બળવાન હિરણ્યકશિપુનો યુદ્ધમાં વધ કર્યો તથા દેવ અને દાનવોથી પૂજાએલા તેના પુત્રને દૈત્યોનો રાજા બનાવ્યો (૨૮-૨૯)

પોતાના દુષ્ટનીતિવાળા પુત્રનું મરણ સાંભળીને બ્રહ્માની પુત્રી દિતિએ ઘણો વિલાપ કર્યો, ત્યારે કશ્યપ ઋષિએ પોતાની પત્નીને પ્રિય વચનોથી ઉપદેશ કર્યો-વિધિએ દેવો અને મનુષ્યોની જે ગતિ નિર્માણ કરેલી હોય છે, તેનું નિવારણ કરવાને વિષ્ણુ, બ્રહ્મા કે ઈન્દ્ર પણ સમર્થ નથી, તો મૃત્યુના મુખમા ઉભેલા મનુષ્યોનું તો શું ગજુ ? (૩૦-૩૧)

## અધ્યાય બીજો

સૂતપુરાણી બોલ્યા—હવે, પતિનું વચન સાંભળીને પોતાના સ્વામીની સેવામાં આસક્તિવાળાં દુઃખી દિતિએ જમીન ઉપર પ્રણામ કરીને કહ્યું. (૧)

હે સ્વામિનાથ, સમર્થ વિષ્ણુએ મારા બે પુત્રોનો નાશ કર્યો, તેથી હું પુત્રવિનાની પૃથ્વી ઉપર કેવી રીતે રહી શકું ? (૨)

જે સ્ત્રીઓને પુત્રો ન હોય, તે વાંઝણી કહેવાય છે અને તેમનું મુખ પ્રાતઃકાલમાં કોઈ જોતું નથી. (૩)

तस्माद्देहि सुतं ब्रह्मन्मनोदुःखनिवारणं ।
महाबलं महावीर्यं देवराजसमं रणे ॥ ४ ॥

सूत उवाच—

श्रुत्वा तस्यास्तु वचनं कश्यपः करुणाकरः ।
प्रोवाच प्रणतां प्रेष्ठां विनयानतकन्धराम् ॥ ५ ॥
व्रतं चेत्कुरुषे सुभ्रु संवत्सरमतंद्रिता ।
तदा ते भविता पुत्रो देवदानवदर्पहा ॥ ६ ॥
श्रुत्वा भर्तुः सुवचनं दितिः प्रोवाच सत्वरं ।
व्रतं कथय विप्रर्षे करिष्यामि यथोदितम् ॥ ७ ॥
दित्या वचनमाकर्ण्य कश्यपः करुणाकरः ।
व्रतं प्रोवाच विधिना वेदविद्भिर्यथोदितम् ॥ ८ ॥
मार्गशीर्षेऽमले पक्षे प्रतिपद्दिवसे शुभे ।
गृह्णियान्नियमान्पूर्वं व्रतविद्भिर्यथोदितान् ॥ ९ ॥
न स्पृशेदंत्यजान्कांश्चिन्न स्पृशेच्च रजस्वलां ।
वन्ध्यां नारीं स्पृशेन्नैव सूतिकां पुत्रघातिनीम् ॥१०॥
नालपेन्निष्ठुरं वाक्यं क्रोधं निद्रां परित्यजेत् ।
जीवहिंसा न कर्तव्या यूकामत्कुणकादिका ॥११॥
प्रातः स्नानं सदा कार्यं धौतवासा सदा भवेत् ।
एकवारं हविष्यान्नं वाग्यता भोजनं चरेत् ॥१२॥

---

१० C–न्नीचजनानां । A–B वन्ध्यं । ११ A–कादिमा । B–माहिता । १३ श्लोकस्य प्रथमार्धाधः C आदर्शे निम्ना

તેથી, હે વિપ્ર, મનનાદુઃખને નિવારનાર મહાબળવાન અને શક્તિશાળી યુદ્ધમાં ઇન્દ્રસમાન પુત્ર મને આપો (૪)

સૂતપુરાણી બોલ્યા—વિનયથી જેણે પોતાનું શરીર નમાવ્યું છે એવી નમન કરતી પોતાની પ્રિય સ્ત્રીનું વચન સાંભળીને કશ્યપે તેના પ્રત્યે કહ્યું. (૫)

સારી ભ્રમરવાળી સ્ત્રી, જો આળસનો ત્યાગ કરીને એક વર્ષ સુધી તું વ્રત કરીશ, તો દેવ અને દાનવોના ગર્વને હરણ કરનાર તને પુત્ર થશે. (૬)

પતિનું વચન સાંભળીને દિતિએ સત્વર કહ્યું, હે વિપ્રર્ષિ, મને તે વ્રત કહો, હું આપના કહ્યા પ્રમાણે કરીશ. (૭)

દિતિનું વચન સાંભળીને દયાળુ કશ્યપે વેદ જાણનારાથી કહેવાએલું વિધિ પ્રમાણેનું વ્રત કહ્યું (૮)

વ્રત જાણનારાએ કહેલું વ્રત માગશર મહીનાની સુદ પડવેના શુભ દિવસે નિમયપૂર્વક ગ્રહણ કરવું (૯)

અંત્યજ, રજસ્વલા, વાંઝણી, સુવાવડી અને પુત્રહત્યારી સ્ત્રીનો સ્પર્શ ન કરવો (૧૦)

ક્રૂર વચન કોઈને કહેવું નહિ, ક્રોધ અને નિદ્રાનો ત્યાગ કરવો અને જુ-માકણ આદિની જીવહિંસા કરવી નહિ. (૧૧)

હંમેશાં પ્રાતઃકાળમાં સ્નાન કરવું, ધોએલાં વસ્ત્રો પહેરવાં, દિવસમાં યજ્ઞપ્રસાદીનું ભોજન મૌન પાળીને એકવાર કરવું. (૧૨)

मूत्र पुरीषे यद्वस्त्रं तद्वस्त्रं हि परित्यजेत् ।
नित्यं धौतांध्रिवसना नित्यं मंडनमंडिता ॥
कुंकुमं कज्जलं भाले नेत्रे शश्वत्प्रधारयेत् ॥१३॥
सभर्तृकां स्त्रियं नित्यं मंडयेन्मंडनादिभिः ।
कुंकुमं कज्जलं दद्याच्छक्त्या दद्यात्सुभोजनम् ॥१४॥
असत्यं न वदेद्वाक्यं नोच्छिष्टा नैव नग्निका ।
न संध्यायां दिवा नैव मंचके शयनं चरेत् ॥१५॥
एवं व्रतं या कुरुते वर्षमात्रं शुचिस्मिता ।
तस्याः पुत्रो भवेन्नूनं सर्वोत्कृष्टः शुभानने ॥१६॥
भर्तुर्वचनमाकर्ण्य दितिः संहृष्टमानसा ।
देशं दर्शय मे पुण्यं स्थिता यत्र वरं चरेत् ॥१७॥
सुष्ठु देशे व्रतं चीर्णं सुशीघ्रफलदं भवेत् ।
तस्मात्कथय मे शीघ्रं देशं देवविभूषितम् ॥१८॥
श्रुत्वादित्यास्तु वचनं विचार्य मनसांतरे ।
कश्यपः करुणासिंधुः प्रोवाच प्रणतां प्रियाम् ॥१९॥

**कश्यप उवाच—**

श्रृणु भद्रे प्रवक्ष्यामि देशानामुत्तमोत्तमं ।
मद्रसौवीरधन्वानां संधौ सुरविनिर्मिता—॥२०॥

---

पंक्तिः प्रक्षिप्ता दृश्यते—नित्यं स्नानं कुरु शुभे शुचिश्चैव व्रतं चरेत् । १३ A–C शीर्षे ।

१५ A–B–नोदक्शिरा स्वपेत्तल्पे । १९ B–परम ।
२० B–संख्या संति शुभात्मनाम् ।

મૂત્ર અને મળત્યાગ કરતાં પહેરેલું વસ્ત્ર બદલી નાખવું, હંમેશાં પગ ધોવા અને શણગાર સજવા; કપાળમાં કંકુ અને આંખમાં હંમેશ કાજળ ધારણ કરવું. (૧૩)

સૌભાગ્યવતી સ્ત્રીને હંમેશાં શણગાર સજાવવા અને શક્તિ પ્રમાણે તેમને કુંકુંમ, કાજળ અને ભોજનનું દાન કરવું. (૧૪)

જૂઠું બોલવું નહિ, એંઠું ખાવું નહિ, નગ્ન રહેવું નહિ અને દિવસ કે સંધ્યાકાળે ખાટલામાં સુવું નહિ (૧૫)

હે સુંદર મુખવાળી સ્ત્રી, જે પવિત્રહાસ્યવાળી સ્ત્રી આવું વ્રત માત્ર એકવર્ષ સુધી કરે, તેને અવશ્ય સર્વથી શ્રેષ્ઠ પુત્ર થાય (૧૬)

પતિનું વચન સાંભળીને પ્રસન્ન થએલાં દિતિએ કહ્યું મને એવું પવિત્ર સ્થાન દેખાડો કે જ્યાં રહીને હું વ્રત આદરૂં (૧૭)

શુભ દેશમાં રહીને આચરેલું તપ તુરત ફળ આપનારૂં થાય છે, તેથી દેવોથી વિભૂષિત થએલું સ્થાન મને સત્વર દેખાડો (૧૮)

દિતિનું વચન સાંભળીને મનમાં વિચાર કરીને દયાસાગર કશ્યપ ઋષિએ પ્રણામ કરતી પોતાની પ્રિયાને કહ્યું, હે કલ્યાણિ, તને સર્વથી ઉત્તમ સ્થાન કહું છું. મરૂ, સૌવીર અને ધન્વની* સંધિ ઉપર દેવોએ નિર્માણ કરેલી સુંદર વાવવાળી એક મનોહર વિશાળ વાટિકા છે, જ્યાં સર્વલોકને સુખ આપનારી દેવીઓ વસે છે. (૧૯–૨૧)

---

*મરૂ = મારવાડ, સૌવીર = કચ્છ, ધન્વ = ધાણધાર (પાલણપુરનો પ્રદેશ)

वाटिका विपुला रम्या वरवापीविभूषिता ।
वसंति मातरो यत्र सर्वलोकसुखावहाः ॥२१॥
वाडवादित्यभगवान्यत्र तेपे पुरा तपः ।
चत्वारः संति वै कुंडा विष्णुरुद्रविनिर्मिताः ॥२२॥
ब्रह्मकुंडोऽस्ति विख्यातः सूर्यकुंडोऽस्ति पावनः ।
बाणगंगास्ति निकटे योजनार्धं महत्तरा ॥२३॥
यस्यां स्नातो नरः सद्यः सर्वपापैर्विमुच्यते ।
तर्पिताः पितरो यान्ति पितृलोकमनामयम् ॥२४॥
कृते बाणेति विख्याता त्रेतामध्ये सुलोचना ।
द्वापरे सुवहा नाम कलौ प्रोक्ता छिनाशिनी ॥२५॥
तत्र गत्वा कुरु व्रतं नियता नियतात्मना ।
व्रते पूर्णे तव सिद्धिर्भविष्यति न संशयः ॥२६॥
दितिः श्रुत्वा सुवचनं कश्यपस्य महात्मनः ॥
पुनः पपृच्छ विनायाञ्चर्तारं पुरतः स्थिता ॥२७॥
विद्रुन्वाटी कृता केन वापी केन कृता शुभा ।
चत्वारः कृताः कुंडाः केन कार्येण तद्वद ॥२८॥
बाणगंगा कथं तत्र केनानीता महात्मना ।
कस्य पुत्री शुभाचारा नदीरूपा द्विनाशिनी ॥२९॥
बाणगंगा कथं प्रोक्ता कथं प्रोक्ता सुलोचना ।
सुवहाकीर्त्यंत केन कथं प्रोक्ता द्विनाशिनो ॥३०॥

---

२२ A–B संज्ञोस्ति भगवानत्रिनन्दनः । C–वैकुंठा २४ A–B सर्वपापविमोचितः । २६ B–विनाशिनी । २६ A–B–ध्रुवा । २७ A–B–तु । भूयः । C–स्थितम् ।

જે સ્થળે ભગવાન્ વાડવાદિત્ય ઋષિએ પહેલાં તપ કર્યું હતું ત્યાં વિષ્ણુ અને રૂદ્રે નિર્માણ કરેલા ચાર કુંડ છે. (૨૨)

વિખ્યાત બ્રહ્મકુંડ અને પવિત્ર સૂર્યકુંડ છે અને ત્યાંથી અર્ધો યોજનના અંતરે નજીકમાં બાણગંગા નામની મોટી નદી છે. (૨૩)

જેમાં નહાવાથી મનુષ્ય સર્વ પાપોથી સત્વર મુક્ત થાય છે અને તર્પણ કરવાથીં પિતૃઓ પાપરહિત પિતૃલોકમાં જાય છે. (૨૪)

તે નદી સત્યયુગમાં બાણા, ત્રેતાયુગમાં સુલોચના, દ્વાપરયુગમાં સુવહા નામે પ્રખ્યાત હતી અને કલિયુગમાં દ્વિનાશિની (બનાસ) કહેવાય છે. (૨૫)

ત્યાં કને જઈને નિયમિત ભોજન લેઈને નિયમપૂર્વક વ્રત કર અને વ્રત પૂર્ણ થયા પછી, તે સફળ થશે. એમાં સંસય નથી. (૨૬)

મહાત્મા કશ્યપનું વચન સાંભળીને દિતિએ પતિની આગળ ઉભાં રહીને વિનયથી ફરી પૂછયું. (૨૭)

હે વિદ્વાન્, વાટિકા કોણે નિર્માણ કરી? વાવ કોણે બંધાવી? અને કોના કાર્યથી ચાર કુંડો થયા? તે કહો (૨૮)

બાણગંગા તે સ્થળે કેવી રીતે આવી અને કયા મહાપુરૂષે આણી? તે બનાસરૂપી શુભ આચરણવાળી નદી કોની પુત્રી હતી? (૨૯)

તે બાણગંગા કેમ કહેવાઈ? સુલોચના તરીકે કેવી રીતે પ્રખ્યાત થઈ? સુવહા કોણે કહી? અને દ્વિનાશિની કેવી રીતે નામ પડયું? (૩૦)

एतेषां नामकरणं कथयस्व यथातथं ।
कथं हि वाडवादित्यो विख्यातो वाटिकावने ॥३१॥
तन्ममाचक्ष्व विप्रर्षे परं कौतुहलं हि मे ।
तीर्थानां सर्वोत्कृष्टं च वाटिका व्रतसिद्धिदा ॥३२॥
कथयस्व भर्तर्विधिना विदितं यदि मेऽस्ति संशयहरं मनसः
व्रतमादरेण करवाणि गता ननु वाटिकावनमिदं जयते ॥३३॥

इति श्रीवायुपुराणे वाडवादित्यमहात्म्ये द्वितीयोऽध्यायः ॥२॥

## तृतीयोऽध्यायः

सूत उवाच—
श्रुत्वा प्रियाया वचनं कश्यपो मुनिपुंगवो ।
ऽकथयत्सकलं व्रतं दित्या पृष्टं यथातथम् ॥१॥
निष्प्रभेऽस्मिन्निरालोके सर्वत्र तमसावृते ।
विष्णोर्नाभिसरोमध्यान्निःसृतं कुशेशयम् ॥२॥
जज्ञे तस्माच्चतुर्वक्त्रो ब्रह्मा लोकपितामहः ।
दृष्ट्वा सर्वत्र सलिलं चिंतयामास मानसे ॥३॥
कथं स्रक्ष्यामि सकलं देवदानवमानुषम् ।
विश्वं चराचरं सर्वं यथापूर्वं व्यवस्थितं ॥४॥
मग्नास्ति सलिले भूमिः कस्तामेवोद्धरिष्यति ।
यस्मिन्संस्थोयते सृष्टि र्देवदानवमानवी ॥५॥

---

३१ A-B–एतासां । ३२ A-B–तीर्थान्यन्यानि संत्यज्य ।
३३ श्लोकः C आदर्शे नं दृश्यते ।

તેમનાં નામ શી રીતે પડયાં તે યથાસ્થિત રીતે કહો. વાડવાદિત્ય તે વાટિકા વનમાં શી રીતે પ્રસિદ્ધિ પામ્યા ? (૩૧)

હે વિપ્રર્ષિ, તે મને કહો. મને મહાન કુતૂહલ થાય છે. બધાં તીર્થોમાં ઉત્તમ ફળ આપનારી વાટિકા બધા તીર્થોમાં ઉત્તમ શી રીતે થઈ ? (૩૨)

હે સ્વામી, જો મને જાણવા યોગ્ય હોય તો મને વિધિપૂર્વક, કહો જેથી મનનો સંશય જાય. હું આ વાટિકાવનમાં જઈને ખરેખર આદરપૂર્વક વ્રત કરીશ (૩૩)

## અધ્યાય ત્રીજો

સૂત પુરાણી બોલ્યા—પોતાની પ્રિય સ્ત્રીનું વચન સાંભળીને મહર્ષિ કશ્યપે દિતિએ પુછેલું વ્રત યથાસ્થિત રીતે કહ્યું. (૧)

જ્યારે આ બ્રહ્માંડ તેજરહિત હતું અને બધે અંધકાર છવાએલો હતો, ત્યારે વિષ્ણુની નાભિમાંથી એક કમળ નીકળ્યું. (૨)

તેમાંથી સર્વલોકના પિતામહ ચારમુખવાળા બ્રહ્મા ઉત્પન્ન થયા. સર્વસ્થળે પાણી જોઈને તેમણે મનમાં વિચાર કર્યો કે દેવ, દાનવ અને મનુષ્યથી પૂર્ણ પહેલાંના જેવું સકળ વિશ્વ હું કેવી રીતે ઉત્પન્ન કરૂં ? (૩–૪)

પૃથ્વી પાણીમાં ડૂબેલી છે તેનો કોણ ઉદ્ધાર કરશે કે જેની અંદર દેવ, દાનવ અને મનુષ્યની સૃષ્ટિ રહી શકે (૫)

एवं ध्यायतो धातुः क्षुज्जाता मस्तकोद्भवा ।
तस्मान्निःसृतो देवो दिव्यः कोलाकृतिः स्वयम् ॥६॥
जलं गत्वा रिपुं हत्वा धृत्वा भूतलमोजसा ।
स्थापयामास देवेशो धरणीं लोकमातरम् ॥७॥
स्थापयित्वा भुवं तोये विष्णुः कारणशूकरः ।
जगाम पश्यतामेव भृग्वादीनां निजस्थलं ॥८॥
पूर्वसृष्टांस्तु तनयान्मरीच्यादीन्महत्तरान् ।
प्रोवाच धाता सृक्ष्यध्वं प्रजाः सर्वाः हि पुत्रकाः ॥९॥
मरीचिरंगिरसः पुलस्त्यः पुलहः क्रतुः ।
भृगुर्वसिष्ठो दक्षश्च नारदाद्याः प्रजाधिपाः ॥१०॥
मरीचेरहं पुरा ह्यासं मदीयाः सकलाः प्रजाः ।
अत्रेरभून्महातेजा वाडवो मानसः सुतः ॥११॥
तमुवाचात्रितनयं प्रजां सृज ममेच्छया ।
श्रुत्वा वाक्यं तपस्तेपे वर्षाणामयुतं तथा ॥१२॥
तपसा तापिता लोका ब्रह्माणं शरणं ययुः ।
देवदेव जगन्नाथ रक्षास्मान्हि तपोऽनलात् ॥१३॥
वाडवस्तपते घोरं तपः परमदुष्करम् ।
आत्रेयो मानसः पुत्रः संधौ च मरुधन्वयोः ॥१४॥
कृत्वा तत्र शुभां वाटीं तपस्तोयेन संचिताम् ।
तत्रस्थान्सकलान्लोकान्तापयत्येव तापसः ॥१५॥

---

९ A–B–मनसा । १२ A–B–मयुतायुतं ।

બ્રહ્મા એવો વિચાર કરે છે, તેવામાં મસ્તકમાંથી એક છીંક થઈ અને તેને લીધે વરાહસ્વરૂપ દિવ્યઆકૃતિ-વાળા દેવ ઉત્પન્ન થયા (૬)

તેણે જળમાં પેસીને શત્રુને મારી નાંખી ભૂતલને ઝાલીને બહાર લાવી લોકમાતા પૃથ્વીને સ્થાપન કરી (૭)

વરાહઅવતાર વાળા વિષ્ણુ ભગવાન જળમાં પૃથ્વીને સ્થાપન કરીને ભૃગુઆદિ ઋષિઓના દેખતાં પોતાના ધામમાં પધાર્યા. (૮)

પહેલાં સર્જેલા પોતાના મરીચિ આદિ મહાન પુત્રોને બ્રહ્માએ કહ્યું, હે પુત્રો બધી પ્રજાઓને ઉત્પન્ન કરો (૯)

મરીચિ, અંગિરસ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, ભૃગુ, વસિષ્ઠ, દક્ષ અને નારદ આદિ પ્રજાના અધિપો થયા (૧૦)

પહેલાં મરીચિથી હું (કશ્યપ) ઉત્પન્ન થયો અને મારાથી બધી પ્રજાઓ ઉત્પન્ન થઈ. અત્રિઋષિથી તેમના માનસ પુત્ર મહાતેજવાળા વાડવાદિત્ય ઋષિ ઉત્પન્ન થયા. (૧૧)

અત્રિના પુત્ર (વાડવ)ને (બ્રહ્માએ) કહ્યું, મારી ઇચ્છાથી પ્રજાને ઉત્પન્ન કરો; તે વાક્ય સાંભળીને તેમણે દસ હજાર વર્ષસુધી તપ કર્યું (૧૨)

તપથી ત્રાસ પામેલા લોકો બ્રહ્માના શરણે ગયા (અને કહ્યું) હે જગતના નાથ, દેવાધિદેવ, અમારૂં તપરૂપી અગ્નિથી રક્ષણ કરો; અત્રિના માનસપુત્ર વાડવઋષિ મરૂ અને ધન્વની સંધિ ઉપર મહાકઠિન અને ઘોર તપ કરે છે (૧૩-૧૪)

ત્યાં સુંદર વાટિકા બનાવીને તપરૂપી જલથી સીંચે

तमुत्थापय नोचेत्ते प्रजा सर्वा विनश्यति ।
स एव वाडवादित्यो द्वादशादित्यसन्निभः ॥१६॥
तपसा तापितस्तस्य भास्करस्तपते भृशं ।
दह्यन्ते गिरयः सर्वे सरितः सर्वसागराः ॥१७॥
तस्मादुत्तिष्ठ भद्रं भो कुरु लोके सनातनं ।
श्रुत्वा तेषां हि वचनं ब्रह्मा लोकपितामहः ॥१८॥
जगाम सत्रिनयनस्तीरं क्षीरपयोनिधेः ।
तत्र गत्वा जगन्नाथं स्तुत्वा नीत्वा सभास्करः ॥१९॥
वरेण छंदयामास वाडवादित्यसंज्ञकं ।
वरं वरय भो वत्स वरदेशा वयं स्थिताः ॥२०॥
तान्विलोक्य मुदायुक्तो ब्रह्माविष्णुमहेश्वरान् ।
प्रोवाच प्रणतो वाड्मी भास्करादीन्सुरोत्तमान् ॥२१॥
यदि प्रसन्नो मह्यं वो वरं दास्यथ वांछितं ।
मानसी मे प्रजा सर्वा वृद्धिं गच्छतु भूतले ॥२२॥
वाडवादित्यवचनं श्रुत्वा प्रोचुः सभास्कराः ।
अयोनिजा कुशभवा संततिस्ते भविष्यति ॥२३॥
यदैवोत्पत्स्यते वायुः सर्वलोकसुखावहः ।
तेषां सुश्रूषणार्थाय प्रजा ते कुशसंभवा ॥२४॥

---

२० श्लोकान्ते पंक्तिरेका प्रक्षिप्ता A-B-आदर्शयोः प्रतिभाति-मा तापस्व लोकान्श्रीन्वरं वरय वांछितम् । २४-A-B. सं । अस्य श्लोकस्यानन्तरमेते श्लोकाः A-B. आदर्शयोः प्रक्षिप्ता दृश्यन्ते-

છે અને તે ઋષિ ત્યાં રહેતા સઘળા લોકોને પોતાના તપથી તપાવે છે (૧૫)

તેમને (તપમાંથી) ઉઠાડો, નહિ તો તમારી બધી પ્રજા નાશ પામશે; એ વાડવાદિત્ય બારસૂર્ય જેવા તેજ વાળા છે (૧૬)

તેમના તપને લીધે સૂર્ય પણ પ્રચંડ તપે છે અને તેથી સર્વ પર્વતો, નદીઓ અને સમુદ્રો તપવા માંડયાં છે. (૧૭)

તેમાટે તમે ઊઠો અને જગતનું સનાતન કલ્યાણ કરો. તેમનું વચન સાંભળીને જગતના પિતામહ બ્રહ્મા શંકરની સાથે ક્ષીરસમુદ્રના તીર ઉપર ગયા. (૧૮)

ત્યાં જઇને વિષ્ણુભગવાનની સ્તુતિ કરીને તેમને સૂર્યની સાથે લેઈને (વાડવાદિત્ય પાસે આવ્યાં) અને વરદાન આપતાં કહેવા લાગ્યા, હે વત્સ, તું વરદાન માગ, વરદાન આપવાને અમે આવેલા છીએ. (૧૯–૨૦)

બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવ, સૂર્ય, આદિ મહાન દેવોને જોઈને તે વિદ્વાન્ પ્રસન્ન થયા અને પ્રણામ કરીને બોલ્યા, તમે મારા ઉપર પ્રસન્ન થયા હો, તો હું માગું છું તે વરદાન આપો—કે મારી સઘળી માનસી પ્રજા જગત ઉપર વૃદ્ધિ પામે, (૨૧–૨૨)

વાડવાદિત્યનું વચન સાંભળીને સૂર્ય, આદિ દેવોએ કહ્યું, તમારી પ્રજા યોનિ વિના કુશમાંથી ઉત્પન્ન થશે (૨૩)

જ્યારે સર્વલોકને સુખ આપનાર વાયુનો જન્મ થશે, ત્યારે તેમની સેવાને માટે તમારી પ્રજા કુશમાંથી ઉત્પન્ન થશે. (૨૪)

तावत्तिष्ठ द्विजश्रेष्ठ कृत्वा वापीं महत्तरां ।
यावद्भवंति भूयिष्ठा वायवो लोकभावनाः ॥ २५ ॥
चत्त्वारोऽत्र महाकुंडान्विश्वकर्मा करिष्यति ।
तत्रागत्य स्थिता भूमौ वरदानाय वांछितम् ॥ २६ ॥
सूर्यकुंडस्तु पूर्वस्यां दक्षिणस्यां महेश्वरः ।
प्रतीच्यां वैष्णवः कुंडस्तथोदिच्यां पितामहः ॥ २७ ॥
चत्वारः सिंधवोप्यस्मिन्नागमिष्यंति मानिताः ।
गंगा च यमुना चैव गोदावरी सरस्वती ॥ २८ ॥
कुंडस्नानाद्भवेत्तासां स्नानपुण्यं न संशयः ।
बाणगंगा महापुण्या निकटेष्वागमिष्यति ॥ २९ ॥
यस्यां स्नातो नरः सद्यो मुक्तो भवति पातकैः ।
ऋद्‌ध्यश्च महत्तत्र भविष्यति पुरोत्तमम् ॥ ३० ॥
वायडाख्यं सुविख्यातं वणिग्विप्रविभूषितं ।
ब्राह्मणाः पुरनामानो वणिजः पुरनामकाः ॥ ३१ ॥

---

चतुर्विंशतिसंख्याका ब्राह्मणा वेदपारगाः ।
द्विगुणाश्च ततो वैश्या भार्याशूद्रासमुद्भवाः ॥ २५ ॥
तेषां समुद्भवाः सर्वे वणिजा वायडाभिधाः ।
भविष्यंति द्विजाः सर्वे तन्नाम्ना विचक्षणाः ॥ २६ ॥
चतुर्विंशति संख्याकाः सहस्रं वणिजां गणाः ।
तदर्धं ब्राह्मणा भूमौ भविष्यंति विचक्षणाः ॥ २७ ॥
२५ श्लोकस्य पूर्वं C आदर्शे निम्नः श्लोकः प्रक्षिप्तो दृश्यते–
षट्‌त्रिंशत् शूद्रिका जाता स्तमादर्धाद्विजोत्तमाः ।
तेषां च वायडाख्याश्च वणिजः पुरनामकाः ॥

તેથી, હે દ્વિજશ્રેષ્ઠ, જ્યાંસુધી જગતને જીવાડનાર મહાન્ વાયુદેવોનું પ્રાકટ્ય થાય, ત્યાં સુધી મોટી વાવ બનાવીને વાસ કરો. (૨૫)

અહીં વિશ્વકર્મા ચાર મહાકુંડો બનાવશે. એ સ્થાનમાં આવીને રહેનારા ઇચ્છેલું વરદાન પામશે. (૨૬)

તે સ્થાનની પૂર્વ દિશાએ સૂર્યકુંડ, દક્ષિણ દિશાએ મહેશ્વરકુંડ, પશ્ચિમ દિશાએ વિષ્ણુકુંડ અને ઉત્તર દિશાએ બ્રહ્મકુંડ થશે. (૨૯)

અહીં ગંગા, યમુના, ગોદાવરી અને સરસ્વતી એ ચારે પવિત્ર નદીઓ આવશે. (૨૮)

તે કુંડોમાં નહાવાથી એ નદીઓમાં નહાવાનું નિઃશંશય પુણ્ય થશે. તેની પાસે મહાપવિત્ર બાણગંગા (બનાસ) નદી આવશે. (૨૯)

ત્યાં નહાવાથી માણસ સર્વ પાપથી તુરત મુક્ત થશે. ત્યાં વાયડ નામનું સમૃદ્ધિવાળું મહા નગર થશે. તે વણિકો અને બ્રાહ્મણોથી વિભૂષિત થશે અને નગરના નામ ઉપરથી તેમનાં નામ પડશે–વાયડા કહેવાશે. (૩૦–૩૧)

हनुमानत्र रुद्रांशो वरान्लब्ध्वाति शोभनान् ।
अंजन्या सहितो वासं करिष्यति महामनाः ॥ ३२ ॥
प्रजा ते मानसी भूरिवृद्धिं यास्यति भूतले ।
तस्मादुत्तिष्ठ भद्रं ते तपसोऽस्मात्सुदुष्करात् ॥ ३३ ॥
तपसा तव विप्रर्षे पीड्यते सचराचरं ।
पुनः प्रार्थय विप्रर्षे यत्ते मनसि वर्तते ॥ ३४ ॥
श्रुत्वा तेषां हि वचनं वाडत्रो विस्मयान्वितः ।
वव्रे वरं पुनस्तेभ्यस्त्रैलोकस्य हितेच्छया ॥ ३५ ॥
वापीं विधाय तपसा स्थास्यामि वचनादहं ।
यावदुत्पत्स्यते वायुः सर्वलोकसुखावहः ॥ ३६ ॥
एषा वापी महापुण्या तीर्थरूपा भवेन्मम ।
अस्यां स्नातो नरः शीघ्रं सर्वतीर्थफलं लभेत् ॥३७॥
अत्रागत्य तपःकुर्यात्तेषां सिद्धिरनर्गला ।
पितरस्तर्पिता ह्यत्र स्वर्गवासं लभंति ते ॥ ३८ ॥
भूयान्मे मानसी सृष्टि श्चतुर्दिक्षु निवासिनी ।
पुरनाम्ना भवित्री सा सदा धर्मपरायणा ॥ ३९ ॥
अत्रैवागत्य मद्वंश्याः करिष्यंति हि मज्जनं ।
अक्षयं नाकभुवनं लभन्तेऽन्येऽपि मानवाः ॥ ४० ॥

---

२६ C–चत्वारश्च । २८ C–प्यस्यामा । ३० C–शुद्धिमंतं ।
३१ C–पुरनायकाः ।

३२–A लप्स्यति–B दासाति । ३९ A–B–C याहि ।
४० A–B–लप्स्यंते ।

અહીં રૂદ્રના અંશવાળા મોટામનવાળા હનુમાનજી સુંદર વરદાનો મેળવીને અંજનીની સાથે વાસ કરશે. (૩૨)

તારી માનસી પ્રજા ભૂતલ ઉપર ઘણી વૃદ્ધિ પામશે. તેટલા માટે તું ઉઠ. આ કઠિણ તપથી તારૂં કલ્યાણ થશે. (૩૩)

હે વિપ્રર્ષિ, તારા તપથી જગત્ પીડા પામે છે. તારા મનમાં કંઈ હોય તો ફરીથી માગ. (૩૪)

તેમના વચનથી વિસ્મય પામીને વાડવાદિત્યે ત્રણ લોકનું હિત કરવાની ઇચ્છાથી ફરીથી પાછું વરદાન માગ્યું (૩૫)

તમારા વચનથી જ્યાં સુધી સર્વલોકને સુખ આપનાર વાયુદેવ પ્રકટ થશે, ત્યાં સુધી તપથી વાવ બનાવીને હું અહીં રહીશ (૩૬)

આ મારી વાવ મહા પવિત્ર તીર્થરૂપ થાય, તેમાં સ્નાન કરનાર મનુષ્ય બધા તીર્થનું શીઘ્ર ફળ મેળવે, અહીં આવીને તપ કરનારને અનર્ગળ સિદ્ધિ મળે, અહીં પિતૃઓને તર્પિત કર્યાથી તેમને સ્વર્ગપ્રાપ્તિ થાય, મારી માનસી પ્રજા પુરના નામવાળી સદા ધર્મપરાયણ અને ચારે દિશાઓમાં વાસ કરનારી થાય, અહીં કને મારા વંશજો અને અન્ય મનુષ્યો જે આવીને સ્નાન કરે તેમને સ્વર્ગનો અક્ષય વાસ મળે, અને હું પણ વાયુની ઉત્પત્તિ સુધી અહીં સુખથી રહું અને પછી આ દેહથીજ મોક્ષ પ્રાપ્ત કરૂં (એવું વરદાન આપો). (૩૭–૪૧)

वायोरुत्पत्तिमात्रं मे स्थितिरत्र भवेत्सुखं ।
पश्चान्मुक्तो भवाम्येव देहेनानेन सुव्रताः ॥ ४१ ॥
वाडवस्य वचः श्रुत्वा सर्वे ते सुरनायकाः ।
बाढमूचुः प्रमुदिताः सर्वे ब्रह्मादयः सुराः ॥ ४२ ॥
दत्वा वरं विप्रवराय देवा जग्मुः स्वकीयं भवनं सुहृष्टाः ।
स वाडयादित्यवरो हि तस्थौ कांक्षन्भवं देववरस्य वायोः ॥४३॥

इति श्रीवायुपुराणे वाडयादित्यमहात्म्ये वरप्राप्तिर्नाम
तृतीयोऽध्यायः ॥ ३ ॥

## चतुर्थोऽध्यायः

कश्यपस्य वचः श्रुत्वा दितिः परमविस्मिता ।
पुनः प्रपृच्छ भर्तारं विनयानतकंधरा ॥ १ ॥

दितिरुवाच—

वाटिकायास्तथा वाप्याः कुंडानां कथितात्वया ।
नद्युत्पत्तिं सुविपुलां कथयस्व ममाग्रतः ॥ २ ॥
चतुर्युगे चतुर्नाम कथं तस्याऽभवन्मुने ।
बाणा सुलोचना नाम सुब्रह्माख्या द्विनाशिनी ॥ ३ ॥
एतद्विस्तरतो मह्यं कथयस्व यथातथं ।
परं कौतुहलं स्वामिन्मम चेतसि वर्तते ॥ ४ ॥
श्रुत्वा प्रियाया वचनं कश्यपो दिव्यदर्शनः ।
प्रोवाच प्रणयाद्वाक्यं प्रणतां प्रमदां तदा ॥ ५ ॥

---

४१ A–सुव्रत B–सुव्रतम् ।
A–B–पुष्पिकयोः ' वरप्राप्तिर्नाम ' शब्दा न सन्ति ।

વાડવાદિત્યનું વચન સાંભળીને બ્રહ્મા આદિ સર્વ દેવોએ પ્રસન્ન થઈને "તથાસ્તુ" કહ્યું. (૪૨)

વિપ્રશ્રેષ્ઠને વરદાન આપીને બધા દેવો પોતાના ધામમાં ગયા અને વાડવાદિત્ય વાયુદેવના જન્મની રાહ જોતા ત્યાં રહ્યા. (૪૩)

## અધ્યાય ચોથો

કશ્યપનું વચન સાંભળીને ઘણી વિસ્મિત થઈને માથું નમાવીને દિતિએ પતિને ફરીથી પૂછ્યું (૧)

તમે વાટિકા, વાવ અને કુંડોની ઉત્પત્તિ કહી. હવે નદીની ઉત્પત્તિ વિસ્તારથી મારી આગળ કહો (૨)

હે ઋષિ, બાણા, સુલોચના, સુવહા અને દ્વિનાશિની એ તેનાં ચાર યુગમાં ચાર નામ શી રીતે થયાં? (૩)

હે સ્વામી, મને તે યથાર્થ રીતે વિસ્તારથી કહો, કારણકે મારા મનમાં તેને માટે મોટું કુતૂહલ થયું છે. (૪)

પ્રિયાનું વચન સાંભળીને પ્રણામ કરતી પોતાની સ્ત્રીને દિવ્ય સ્વરૂપવાળા કશ્યપે પ્રેમથી આ પ્રમાણે કહ્યું. (૫)

कश्यप उवाच—

श्रृणु देवि प्रवक्ष्यामि कथामेतां मनोरमां।
मया दृष्टा स्वनेत्राभ्यां कथयामि तवाग्रतः ॥ ६ ॥

पुरा कृतयुगेऽप्यासीत्पृथुर्वैण्यः प्रतापवान्।
ग्रस्तबीजां धरां देवीं हन्तुं धनुषमाददे ॥ ७ ॥

दृष्ट्वा धनुर्धरं भूपं गोरूपा धरणी भयाद्।
दुद्राव सा दिशाः सर्वाः स्वकीयं त्राणमिच्छती ॥८॥

पृथुर्वैण्यस्तदा रुष्टो दिव्यस्यंदनमास्थितः।
पृष्ठे जगाम दुर्धर्षो धराया गोकृताकृतेः ॥ ९ ॥

भ्रमन्देशान्बहूनेवं सरितः सागरान्गिरीन्।
अर्बुदाचलमासाद्य तस्थौ किंचित्तृषातुरः ॥ १० ॥

अश्वांश्च तृषितान्दृष्ट्वा सलिलार्थी महीपतिः।
मुमोच बाणं मेधावी नितंबे भूभृतस्तदा ॥ ११ ॥

निश्चक्राम नदी तस्मात्प्रवाहद्वितयान्विता।
सुशीतलाति विमला राज्ञस्तृष्णानिषूदिनी ॥ १२ ॥

वितृष्णे नृपतौ भूत्वा दिव्यरूपा मनस्विनी।
प्रोवाच प्रणता भूमौ भूपतिं विनयान्विता ॥ १३ ॥

त्वया निष्कासितात्राहं देहि नामानि मे विभो।
त्वमेवाद्योसि नृपतिः सर्वलोकहितावहः ॥ १४ ॥

---

८ A–B–भवत्। ११–C–सलीलार्थं। १४–A–C त्रेहं।
C नामविभोमम। C–त्वं मे वंद्योऽसि।

હે દેવી, મેં જે સુંદર કથા મારી આંખ્યોએ જોઈ છે, તે તારી આગળ કહું છું, સાંભળ. (૬)

પ્રાચીન સમયમાં સત્યયુગમાં વેન રાજાનો પ્રતાપવાન પુત્ર પૃથુરાજા થઇ ગયો. તેણે બીજ ગળી ગએલી પૃથ્વીને હણવાને માટે પોતાનું ધનુષ્ય ધારણ કર્યું (૭)

રાજાને ધનુષ્ય ધારણ કરેલો જોઇને ગાયનું રૂપ ધારણ કરેલી પૃથ્વી ભયને લીધે પોતાનું રક્ષણ કરવાની ઇચ્છાથી સર્વ દિશાઓમાં નાસવા લાગી (૮)

વેનનો પુત્ર બળવાન પૃથુ કોપાયમાન થઈને દિવ્ય રથમાં બેસીને ગાયનું રૂપ ધારણ કરેલી પૃથ્વીની પૂંઠે પડયો. (૯)

બહુ દેશો, નદીઓ, સમુદ્રો અને પર્વતોમાં ભમતો ભમતો અર્બુદાચલ (આબુ) પાસે આવીને તરસ્યો થવાથી થોડીવાર તે ઊભો રહ્યો. (૧૦)

ઘોડાઓને તરસ્યા જોઇને તે બુદ્ધિમાન રાજાએ પાણીની ઇચ્છાથી પર્વતની કરાડમાં એક બાણ માર્યું. (૧૧)

તેમાંથી બે પ્રવાહવાળી રાજાની તરસ છીપાવનાર શીતળ અને સ્વચ્છ જળવાળી નદી નીકળી. (૧૨)

જ્યારે રાજાની તરસ છીપી, ત્યારે તે દિવ્યસ્વરૂપવાળી મનસ્વી નદી રાજાને વિનયથી પ્રણામ કરીને બોલી (૧૩)

તમે મને અહીં બહાર કાઢી માટે, હે પ્રભુ, તમેજ મારૂં નામ પાડો. તમે સર્વલોકનું હિત કરનાર રાજાઓમાં પ્રથમ છો (૧૪)

श्रुत्वा तस्यास्तु वचनं पृथुराह महामनाः ।
बाणघातात्समुत्पन्ना तस्माद्बाणेति विश्रुता ॥ १५ ॥
सुलोचनासि यस्मात्त्वं तस्मान्नाम्ना सुलोचना ।
सुष्ठु शीतं यतस्तोयं सुवहा तेन मे मता ॥ १६ ॥
त्वयि स्नातस्य वै पुंसो द्वितयं न भविष्यति ।
पातकं च पुनर्जन्म तस्मात्प्रोक्ता द्विनाशिनी ॥ १७ ॥
प्रवाहद्वितयं कृत्वा गच्छ देवि यथासुखं ।
युगे युगे भवेन्नाम भुवि ख्यातिं गमिष्यति ॥ १८ ॥
पूर्वां गच्छ प्रवाहेन पवित्रेण सुलोचने ।
द्वितीयेन प्रतीच्यां त्वं गच्छ देवि ममाज्ञया ॥ १९ ॥
तव तीरेषु यो देशः पावनः स तु कथ्यते ।
योजनद्वितयं यावन्मृतः स्वर्गमवाप्स्यति ॥ २० ॥
अज्ञानाज्ज्ञानतो वापि यो करिष्यति मज्जनम् ।
सर्वपापविनिर्मुक्तो गोसहस्रफलं लभेत् ॥ २१ ॥
तटे तव करिष्यंति ये नरा दुश्चरं तपः ।
शीघ्रं तपःफलं भुक्त्वा सुरनाथेन मोदते ॥ २२ ॥
इत्युक्त्वा नृपतिः शीघ्रं धरण्याः पृष्ठमेयिवान् ।
प्रवाहद्वितयं कृत्वा सुस्रुवे सा सरिद्वरा ॥ २३ ॥
एतत्सर्वं समाख्यातं यत्पृष्टोऽहं त्वयानघे ।
व्रतं कुरु महाभागे वाटिकावनमाश्रिता ॥ २४ ॥

---

१६–C–ते नमोनमः । २०–A–B–C–सैव । A–B–मृते । वाच्यते ।

તેનું વચન સાંભળીને મોટા મનવાળા પૃથુરાજાએ કહ્યુ, બાણના ઘાથી તું ઉત્પન્ન થઈ, માટે તું **બાણા** કહેવાઇશ. (૧૫)

તારો દેખાવ સુંદર છે, તેથી તું **સુલોચના** કહેવાઇશ અને તારૂં જળ સુંદર અને શીતળ છે, તેથી તું મારા અભિપ્રાય પ્રમાણે **સુવહા** છે. (૧૬)

તારામાં સ્નાન કરવાથી મનુષ્ય પાપ અને પુનર્જન્મ એ બેમાંથી મુક્ત થશે, માટે તું **દ્વિનાશિની** કહેવાઈશ. (૧૭)

હે દેવી, તું બે પ્રવાહ કરીને સુખેથી વહે તું દરેક યુગમાં જુદું નામ ધારણ કરીશ અને પૃથ્વીમાં પ્રખ્યાત થઈશ. (૧૮)

હે સુંદર નેત્રવાળી, તું પૂર્વ દિશા તરફ એક પ્રવાહથી અને પશ્ચિમ દિશા તરફ બીજા પ્રવાહથી મારી આજ્ઞાથી વહે. (૧૯)*

તારા કાંઠા ઉપર જે દેશ આવશે તે પવિત્ર થશે અને બે યોજન સુધીમાં જે મૃત્યુ પામશે તે સ્વર્ગ પ્રાપ્ત કરશે (૨૦)

જે મનુષ્ય જાણીને કે અજાણપણે સ્નાન કરશે, તે બધાં પાપોથી મુક્ત થઇને હજાર ગોદાનનું ફળ મેળવશે. (૨૧)

તારા કાંઠા ઉપર જે માણસો કઠિન તપ કરશે, તે તપનું ફળ તુરત ભોગવીને ઈન્દ્રની સાથે આનંદ કરશે (૨૨)

એવું કહીને તે રાજા જલદીથી પૃથ્વીની પાછળ ગયો અને તે મહા નદી બે પ્રવાહે કરીને વહેવા લાગી. (૨૩)

હે પાપરહિત સ્ત્રી, તેં જે સર્વ મને પૂછયું તે મેં કહ્યું. હે મોટા ભાગ્યવાળી, આ વાટિકા વનમાં રહીને તું વ્રત કર. (૨૪)

---

* બનાસ નદીના હજી પણ બે પ્રવાહ છે. પૂર્વ તરફનો પ્રવાહ મેવાડમાં જાય છે, ત્યારે પશ્ચિમનો પ્રવાહ ગુજરાતમાં વહે છે.

वाडवादित्यनाम्ना यस्त्वात्रेयो भक्तवत्सलः ।
करिष्यति सदा रक्षां यक्षराजेन संयुतः ॥२५॥
सिद्धाश्रमोऽस्ति निकटे निकटे कामुकाश्रमः ।
यत्रास्ते कर्दमः श्रीमान्देवहूत्या समन्वितः ॥ २६ ॥
कण्वाश्रमेऽस्ति सुमहान्कण्वो नाम्ना मुनीश्वरः ।
पुत्रभार्यायुतः शश्वत्तव पार्श्वे गमिष्यति ॥ २७ ॥
वामदेवाश्रमः पार्श्वे तथैवास्ति शुभानने ।
विख्यातः सर्वलोकेषु सर्वपातकनाशनः ॥ २८ ॥
दिक्पालैश्च कृता यज्ञा बाणनद्यास्तटे शुभे ।
तस्माद्दिक्पालसंज्ञं वै पुरमस्ति महत्तरम् ॥ २९ ॥
न भी त्वया प्रकर्तव्या व्रतं कुरु यथासुखम् ।
पुत्रास्तत्र भविष्यन्ति देवराजसमा बले ॥ ३० ॥

इत्युक्त्वा मुनिवरमंडनो महात्मा भार्यायै व्रतममलं विधानयुक्तं।
दृष्ट्वा तां निधुवनकांक्षिणीं स्वपत्नीं दत्वा तददितिगृहं
जगाम हृष्टः ॥ ३१ ॥

इति श्रीवायुपुराणे बाडवादित्यमहात्म्ये चतुर्थोऽध्यायः ॥४॥

---

२७–A–कण्वाश्रमो । श्लोकोऽयं C आदर्शे नास्ति । २८–A–B–पापनिकृन्तनः । अतःपरं C आदर्शे सुविस्तृतः प्रक्षिप्तो भागो दृश्यते स परिशिष्टे मुद्रितः । २९, ३०, ३१, श्लोकाः C आदर्शे न सन्ति ।

અત્રિના પુત્ર વાડવાદિત્ય નામના ભક્તવત્સલ ઋષિ યક્ષરાજ (કુબેર)ની સાથે હંમેશાં તારી રક્ષા કરશે. (૨૫)

તારી નજીકમાં **સિદ્ધાશ્રમ** અને **કામુકાશ્રમ** છે, જ્યાં દેવહૂતિની સાથે કર્દમ ઋષિ બિરાજે છે. (૨૬)

વળી મોટો **કણ્વાશ્રમ** પણ છે, જ્યાં કણ્વ નામના ઋષિ રહે છે. તે પોતાની સ્ત્રી અને પુત્ર સાથે તારી પાસે આવશે. (૨૭)

હે સુંદર મુખવાળી, તારી પાસે **વામદેવાશ્રમ** પણ છે, જે સર્વ પાપનો નાશ કરનાર તરીકે સર્વ લોકમાં વિખ્યાત છે. (૨૮)

બાણ નદીના તટ ઉપર દિકપાલોએ યજ્ઞો કર્યા હતા, તેથી ત્યાં **દિક્પાલપુર** નામનું મોટું નગર છે. (૨૯)*

તારે બીક રાખવી નહિ, સુખેથી વ્રત કરજે, તને ઇન્દ્રના જેવા બળવાળા પુત્રો થશે (૩૦)

એ પ્રમાણે તે મુનિઓમાં શ્રેષ્ઠ મહાત્મા કશ્યપે વિધિ-યુક્ત શુદ્ધ વ્રત પોતાની પત્નીને કહ્યું અને પત્નીને સુરતની ઇચ્છાવાળી જોઇ, ઋતુદાન આપીને હર્ષ પામી અદિતિના ઘેર ગયા (૩૧)

---

* સિદ્ધાશ્રમ=સિદ્ધપુર. કામુકાશ્રમ=સિદ્ધપુર પાસેનું કામળી ? વામદેવાશ્રમ=નજીકનું વામૈયું ગામ ? કણ્વાશ્રમ=પાટણ પાસેનું કાંસા ગામ ? દિક્પાલપુર=બનાસ ઉપરનું ડીસા ?

# पंचमोऽध्यायः

वाटीवनं दितिर्गत्वा व्रताराधनतत्परा ।
व्रतं चक्रे विशालाक्षी विशिष्टं पुत्रमिच्छती ॥ १ ॥

ज्ञात्वा तस्यास्तु संकल्पो वासवोऽतिभयातुरः ।
जगाम सेवितुं मातुर्विनयेन समन्वितः ॥ २ ॥

नत्वा प्रोवाच प्रणतः शक्रो मातृष्वसां तदा ।
तव पुत्रोस्म्यहं मातः सेवनार्थमुपागतः ॥ ३ ॥

गृहाण सेवनार्थं मां तव पार्श्वमुपागतं ।
पित्रा संप्रेषितश्चास्मि रक्षार्थं तव सुव्रते ॥ ४ ॥

न ममास्त्यपराधो वै विष्णुना निहतौ सुतौ ।
पीडयन्तौ जनान्दृष्ट्वा रूपांतरमुपाश्रितः ॥ ५ ॥

श्रुत्वा शक्रस्य वचनं दिति चेतस्यचिंतयन् ।
नापराधः शतक्रतोः सत्यं वदति वासवः ॥ ६ ॥

तं तदा स्थापयामास निकटे रक्षणार्थिनी ।
व्रतं चक्रे विशालाक्षी यथोक्तं ब्रह्मवादिना ॥ ७ ॥

शक्रश्चक्रे महासेवां मातुर्विश्वासहेतवे ।
यथा व्याधो मृगप्रेप्सुः तिष्ठत्येव वनान्तरे ॥ ८ ॥

एवं व्रतं प्रकुर्वन्त्या मासा स्त्वेकादश गताः ।
नैवापश्यद्व्रतच्छिद्रं तन्मध्ये पाकशासनः ॥ ९ ॥

---

५–C आदर्शे नास्ति । ६–C–नमेपराधकृत् शक्रो ।

## અધ્યાય પાંચમો

વ્રત કરવાને તત્પર થઇને પુત્રની કામનાવાળી વિશાળ નેત્રવાળી દિતિએ વાટિકા વનમાં જઇને વિશિષ્ટ પ્રકારનું તપ આદર્યું (૧)

તેનો સંકલ્પ જાણીને ભયભીત થઈને ઇન્દ્ર વિનયયુક્ત થઇને માતા (માસી) ની સેવા કરવાને આવ્યો (૨)

ઇન્દ્રે પોતાની માસીને પ્રણામ કરીને કહ્યું, હે માતા, હું તમારો પુત્ર તમારી સેવા કરવાને આવ્યો છું (૩)

તમારી સેવા માટે આવેલા એવા મારી સેવાનો સ્વીકાર કરો. હે સારા વ્રતવાળી, તમારા રક્ષણ માટે પિતાએ મને મોકલ્યો છે (૪)

તમારા બે પુત્રોને વિષ્ણુએ હણ્યા છે, તેમાં મારો અપરાધ નથી. લોકોને પીડા કરતા જાણીને તેમણે અન્ય રૂપ ધારણ કરીને માર્યા છે (૫)

ઇન્દ્રનું વચન સાંભળીને દિતિએ મનમાં વિચાર કર્યો કે, તેનું કહેવું ખરૂં છે, એમાં તેનો કંઈ અપરાધ નથી (૬)

રક્ષણની ઇચ્છાવાળી દિતિએ તેને પોતાની પાસે રાખ્યો અને બ્રહ્મવાદી ઋષિએ કહ્યા પ્રમાણે વિશાલનેત્રવાળીએ વ્રત કરવા માંડયું. (૭)

જેવી રીતે પારધિ વનમાં સંતાઇને મૃગની ઇચ્છાથી ઉભો રહે છે, તેવી રીતે માતાનો વિશ્વાસ મેળવવાને ઇન્દ્રે દિતિની પુષ્કળ સેવા કરવા માંડી (૮)

આ પ્રમાણે વ્રત કરતાં અગીઆર મહીના પસાર થયા, પરન્તુ ઇન્દ્રે તેમાં કદાપિ પણ એકે છિદ્ર જોયું નહિ (૯).

तदा चिंतां महल्लेभे किं कर्तव्यं मयाधुना ।
पूर्णे संवत्सरे भूयात्पुत्रो मेऽतिभयंकरः ॥ १० ॥
मृगयुरिव संलीन स्तिष्ठन्नेव दुराशयः ।
एकस्मिन्दिवसे दृष्ट्वा व्रतच्छिद्रं सुहर्षितः ॥ ११ ॥
संध्याकालं पुरो दृष्ट्वा पूर्णगर्भा दितिस्तदा ।
कृत्वा मूत्रं पुरीषं तु मंचके समुपाविशत् ॥ १२ ॥
किंचित्खिन्ना विशालाक्षी सुष्वापास्तीर्णमंचके ।
शीर्षमुत्तरतः कृत्वा नैव प्रक्षालितांघ्रिका ॥ १३ ॥
एतदंतरमासाद्य शक्रो निद्रां समादिशत् ।
कृतकार्यं तु मां दृष्ट्वा मोक्तव्या जननी त्वया ॥१४॥
बाढमुक्त्वा महानिद्रा दक्षिणांगमुपाविशत् ।
मृतकल्पा चिरं सुप्ता नैव जानाति किंचन ॥ १५ ॥
योगरूपधरो जिष्णु स्तस्योदरमुपाविशत् ।
चिच्छेद गर्भं तत्रस्थं सप्तधा शतपर्वणा ॥ १६ ॥
सप्तरूपोऽभवद्बालो देवराजसमद्युतिः ।
तानेव सप्तधा भूयश्चिच्छेद बलहा भृशं ॥ १७ ॥
रुरुदुस्ते तदा बालाः सर्वे ते कनकोज्वलाः ।
मा रोदीर्हिं तदा शक्र स्तानुवाचातिविस्मितः ॥ १८ ॥
तेन ते मरुतः सर्वे बभूवु र्बलवत्तराः ।
प्रोचुः प्रांजलयः सर्वे माहिंसी र्बालकान्वृथा ॥ १९ ॥

---

१६–A–B–बालकं गर्भे ।

ત્યારે તેને મોટી ચિંતા થઈ કે હવે મારે શું કરવું! વર્ષ પુરૂં થશે એટલે તેને મહા ભયંકર પુત્ર થશે. (૧૦).

આ પ્રમાણે તે દુષ્ટ આશયવાળો ઈન્દ્ર પારધિની પેઠે લાગ જોઈને રહેવા લાગ્યો, એવામાં તે વ્રતનું એક છિદ્ર જોઈને હર્ષ પામ્યો. (૧૧)

પૂરા દહાડાવાળી દિતિ સંધ્યાકાળે શૌચ કરીને પલંગ ઉપર બેઠી (૧૨).

વિશાલ નેત્રવાળી દિતિ કંઈક થાકને લીધે પગ ધોયા વિના ઉત્તર તરફ માથું કરીને પાથરેલા પલંગ પર સુઇ રહી (૧૩).

તે વખતે લાગ જોઈને ઇન્દ્રે નિદ્રાને આજ્ઞા કરી કે હું મારૂં કામ પુરૂં કરૂં, ત્યારે તારે માતાને મુક્ત કરવી (જગાડવી) (૧૪).

'ઠીક' એમ કહીને મહાનિંદ્રા તેના જમણા અંગમાં દાખલ થઇ અને દિતિ મડદાની માફક ઘસઘસાટ ઊંઘી ગઈ અને તેને કંઈ પણ ખબર પડી નહિ (૧૫).

ઈન્દ્ર માયાવી રૂપ ધારણ કરીને તેના ઉદરમાં પેઠો અને ગર્ભના સાત કકડા તેણે કર્યા (૧૬).

ઈન્દ્રના જેવી કાન્તિવાળો તે બાળક સાત સ્વરૂપવાળો થયો. ઈન્દ્રે ફરીને તે સાતેના સાત સાત ટુકડા કર્યા (૧૭).

પછી તે સુવર્ણ જેવી કાન્તિવાળા બાળકો રડવા માંડયા, ત્યારે અતિ વિસ્મય પામીને ઈન્દ્રે તેમને કહ્યું કે 'તમે રડશો નહિ' (૧૮)

તેથી તે બધા વાયુદેવો બળવાન્ થયા. તેમણે હાથ જોડીને કહ્યું, અમારો નકામો ઘાત કરશો નહિ (૧૯).

वयं ते बांधवाः शक्र भविष्यामो विधिंकराः ।
मुञ्चास्मान्बांधवान्देवान्दितिगर्भसमुद्भवान् ॥ २० ॥

श्रुत्वा तेषां हि वचनं शक्रः प्रोवाच सत्त्वरं ।
यद्येवं निःसरन्त्वद्य योनियंत्रात्सुरोत्तमाः ॥ २१ ॥

इत्युक्ता निःसृताः सर्वे बालकाः कनकोज्वलाः ।
दितिः प्रबुद्धा ददृशे बालकान्देवरूपिणः ॥ २२ ॥

पपृच्छ शक्रं पार्श्वस्थं कथमेते सुरोत्तमाः ।
मम कुक्षिसमुत्पन्ना दैतेया नातिकोविदाः ॥ २३ ॥

यदि जानासि देवेन्द्र सत्यं कथय मा चिरं ।
नोचेच्छप्स्यामि संरुष्टा त्वामेवाद्य शतक्रतो ॥ २४ ॥

श्रुत्वा दित्यास्तु वचनं प्रोचे शक्रःकृतांजलिः ।
नोचेच्छप्स्यसि मां मातः सर्वसत्यं निवेदये ॥ २५ ॥

माता मेऽकथयत्सर्वं वरदानं तवार्पितं ।
पित्रात्यन्तप्रसन्नेन पुत्रो दत्तो मयाधिकः ॥ २६ ॥

व्रतं दत्तं महत्तीव्रं तद्बालस्य प्रसिद्धये ।
ज्ञात्वा तवांतिकमहमगमं स्वार्थसाधकः ॥ २७ ॥

पश्यन्नेवं व्रतच्छिद्रं स्थितोऽहं तव सेवने ।
दृष्टे छिद्रे मया बालः छिन्नो वज्रेण सप्तधा ॥ २८ ॥

---

२३–C–नीति । २५–C–सु । A–B–प्रोचन् ।

અમે દિતિના ગર્ભમાંથી ઉત્પન્ન થએલા દેવો છીએ અને તમારા ભાઇઓ છીએ. અમે તમારી આજ્ઞા પ્રમાણે ચાલીશું, માટે અમને મુક્ત કરો (૨૦).

તેમનું વચન સાંભળીને ઈન્દ્રે સત્ત્વર કહ્યું કે, હે શ્રેષ્ઠ દેવો, જો એમ જ હોય તો તમે હવે ગર્ભાશયમાંથી બહાર આવો (૨૧).

એ પ્રમાણે સુવર્ણ જેવી કાંતિવાળા બાળકો બહાર નીકળ્યા અને દિતિએ જાગીને દેવરૂપ બાળકો જોયા (૨૨).

પાસે ઉભેલા ઈન્દ્રને દિતિએ પૂછ્યું કે મારા ઉદરમાંથી દેવો કેમ જન્મ્યા અને ચતુર દૈત્યો કેમ ન જન્મ્યા? (૨૩)

હે ઈન્દ્ર, જો તું જાણતો હોય તો જલદી સત્ય કહે, નહિ તો હું તને શાપ આપીશ, કારણકે હું કોપાયમાન થઈ છું (૨૪).

દિતિનું વચન સાંભળીને હાથ જોડીને ઇન્દ્રે કહ્યું, હે માતા, તમે મને શાપ આપશો નહિ, હું તમને બધી સત્ય હકીકત જણાવું છું (૨૫).

તમને જે વરદાન મળ્યું હતું, તે મને મારી માતાએ બધું કહી દીધું હતું કે પિતાએ અતિ પ્રસન્ન થઈને મારા કરતાં પણ વધારે બળવાન તમને પુત્ર આપ્યો હતો (૨૬).

તે બાળકની પ્રસિદ્ધિને માટે તમને મહા કઠિન વ્રત કરવાનો વિધિ બતાવ્યો હતો, તે જાણીને હું સ્વાર્થ સાધવાને તમારી પાસે આવ્યો હતો (૨૭).

તમારા કોઈ છિદ્રની વાટ જોતો તમારી સેવામાં હું પ્રવૃત્ત થયો હતો અને છિદ્ર જોયા પછી મેં બાળકના સાત કડકા વજ્રથી કર્યા હતા (૨૮).

सप्तस्वरूपा स्ते जाता मत्तोऽप्यधिकतेजसः ।
पुन स्ते सप्तधा छिन्ना रुरुदु र्बालका भृशम् ॥ २९ ॥

मामूचुस्ते दुराधर्षा मास्मान्हिंसीः शतक्रतो ।
तवैव बांधवाः सर्वे भविष्यामः सुरोत्तम ॥३०॥

तदा मयोक्ता मरुतो भूयं सर्वे महत्तराः ।
सर्वलोकप्रवर्तारः सर्वलोकमहेश्वराः ॥ ३१ ॥

यथाहं सर्वलोकानामधिपोस्मि जगत्त्रये ।
तथा यूयं महेन्द्राभा स्त्रैलोक्यस्याधिपेश्वराः ॥३२॥

इत्युक्तास्ते मया सर्वे निःसृता हि तवोदरात् ।
एतत्सर्वमयाख्यातं यत्पृष्टोऽहं त्वयानघे ॥ ३३ ॥

किं करवाणि हितं तेऽद्य कथयस्व ममादरात् ।
श्रुत्वा दिति स्तदोवाच पुरतो हि पुरंदरम् ॥३४॥

एतेषां पोषणं पुत्र नैकया संभविष्यति ।
तदा सस्मार धातारं शतक्रतुरकल्मषः ॥ ३५ ॥

प्रादुरासीत्तदा धाता सर्वलोकपितामहः ।
स्मृतमात्र स्तदा दैवंः पुत्रैश्च सनकादिभिः ॥३६॥

धाता प्रोवाच भो वत्स स्मृतोऽहं केन हेतुना ।
कथयस्व स्वकीयं त्वं कार्यं यन्मनसेप्सितम् ॥३७॥

---

२६–C–मदा । २७–C–वार्तां तदा पब । २९A–B–वत्तराः । ३० C–हत्याः । सुरोत्तमाः । ३१–C–लोकेषुकर्तारः । ३३–श्लोकः B आदर्शे नास्ति ।

તે સાતે સ્વરૂપો મારા કરતાં પણ વધારે તેજસ્વી હતાં, તેથી મેં તેમના ફરીથી સાત સાત ટુકડા કર્યા તેથી બાળકો ઘણું રડવા લાગ્યા (૨૯).

તે બળવાન બાળકોએ મને કહ્યું કે અમને મારશો નહિ, હે ઇન્દ્ર, અમે તમારા ભાઇઓ થઈને રહીશું (૩૦).

ત્યારે મેં કહ્યું કે, હે વાયુ દેવો, તમે બધા મહાન થયા છો અને બધા જગતને ચલાવનાર તથા સત્તાધીશ થશો (૩૧).

જેવી રીતે ત્રણે લોકનો હું સત્તાધીશ છું. તેવી રીતે તમે પણ થશો (૩૨).

તે પ્રમાણે મેં કહ્યું, એટલે તમારા ઉદરમાંથી તે નીકળ્યા. હે નિષ્પાપ સ્ત્રી, મને તમે જે પુછયું તે બધું મેં તમને કહ્યું (૩૩).

તમારૂં શું કલ્યાણ કરૂં તે મને આજે આદરસહિત કહો. તેનું વચન સાંભળીને દિતિએ ઈન્દ્રની આગળ આ પ્રમાણે કહ્યું (૩૪).

હે પુત્ર, મારી એકલીથી તેમનું પોષણ થઇ શકશે નહિ. તે ઉપરથી પાપ વિનાના ઇન્દ્રે બ્રહ્માનું સ્મરણ કર્યું (૩૫).

સ્મરણ કરતાં માત્ર દેવો અને પોતાના સનકાદિક પુત્રો સાથે હાજર થઈને બ્રહ્માએ પૂછયું, હે વત્સ, તેં મને શા કારણથી યાદ કર્યો ? તારા મનમાં જે કંઈ ઇચ્છિત કાર્ય હોય તે કહે. (૩૬–૩૭)

धातुर्वचनमाकर्ण्य शक्रः प्रोवाच सत्वरं ।
एते वै मरुतो देवाः समुद्भूता दितेः सुताः ॥ ३८ ॥
संख्ययैकोनपंचाशन्न तेषां पोषणे क्षमा ।
दिति दैत्यस्य जननी तेषां धात विमृग्यताम् ॥३९॥
श्रुत्वा वाक्यं शतक्रतो र्धाता सस्मार वाडवं ।
प्रादुरासीत्तदा तत्र वाडवः पितृसंनिभः ॥ ४० ॥
कथं स्मृतोऽस्मि लोकेश कार्यं कथय माचिरं ।
श्रुत्वात्रेयस्य वचनं धाता प्रोवाच पुत्रकं ॥ ४१ ॥
सृज पुत्रान्सभार्यां स्त्वं मरुतां सेवनेच्छया ।
कुशरूपान्पुरैवोक्तां स्तप्यत स्तपमुत्तमम् ॥ ४२ ॥
चतुर्विंशतिसंख्याकान्वाडवान्वायडाभिधान् ।
वैश्यां श्चैव प्रियायुक्तान्कुरुष्व द्विगुणांस्ततः ॥४३॥
तेषां पुत्राश्च पौत्राश्च वणिजः कीर्तिवर्धनाः ।
वायडाख्या भविष्यन्ति सर्वेषां वायुदेवताः ॥ ४४ ॥
मर्यादा स्थापिता पूर्वं चतुर्विंशातिसंख्यया ।
सहस्रं ते भविष्यंति तदर्धं ते द्विजोत्तमाः ॥ ४५ ॥
ब्राह्मणैकं तु द्वौ वैश्यौ पालयिष्यन्ति संमताः ।
वातार्थं ये समुत्पन्ना वायडाख्याः स्मृता हि ते ॥४६॥
अत्रैव नगरं भूरि भविष्यति मनोरमं ।
धनधान्यसमायुक्तं वेदघोषसमन्वितम् ॥ ४७ ॥

---

३८–C–तवाम्वाच । ३९–C–धाता । ४०–B–C दित्य ।
४१–C–सतत्य । A–पुत्रक ।

બ્રહ્માનું વચન સાંભળીને ઈન્દ્રે સત્વર કહ્યું, આ દિતિના પુત્રો વાયુઓ ઉત્પન્ન થયા છે (૩૮)

તેમની સંખ્યા ઓગણપચાસ હોવાથી દૈત્યમાતા દિતિ તેમનું પોષણ કરી શકે તેમ નથી, તો હે બ્રહ્મા, તેનો ઉપાય ખોળી કાઢો (૩૯).

ઈન્દ્રનું વચન સાંભળીને બ્રહ્માએ વાડવઋષિનું સ્મરણ કર્યું, એટલે ત્યાં આગળ પિતાના જેવા વાડવઋષિ પ્રગટ થયા. (૪૦).

હે લોકપતિ, મને કેમ સંભાર્યો? જે કામ હોય તે સત્વર કહો. એ પ્રમાણે અત્રિના પુત્રનું વચન સાંભળીને બ્રહ્માએ કહ્યું (૪૧).

તમે વાયુદેવોની સેવા માટે સ્ત્રીઓ સહિત પુત્રોને ઉત્પન્ન કરો. અને કુશના જેવા પહેલાં કહેલા ઉત્તમ તપ કરનારા ચોવીસ વાયડા નામના બ્રાહ્મણો અને તેનાથી બમણા વૈશ્યોને પણ સ્ત્રીઓ સહિત ઉત્પન્ન કરો (૪૨-૪૩).

તેમના પુત્રો અને પૌત્રો કીર્તિવાળા વાયડા નામના વણિકો થશે, જેમના દેવો વાયુદેવતા થશે. (૪૪).

પહેલાં કહેલી મર્યાદા પ્રમાણે તે ચોવીસ હજાર થશે અને તેની અરધી સંખ્યાના બ્રાહ્મણો થશે (૪૫).

તેઓ સંમત થઈને બે વૈશ્યો એક બ્રાહ્મણને પાળશે. વાયુદેવોને માટે ઉત્પન્ન થવાથી તેઓ વાયડા કહેવાશે (૪૬).

અહિં કને ધનધાન્યથી ભરેલું વેદોચ્ચારથી ગાજતું એક સુંદર વિશાળ નગર થશે (૪૭).

एतेषां कुलदेवीयं तव वापी भविष्यति ।
एतस्याः सलिलैः स्नाता वायडाःस्वर्गभाजिनः ॥४८॥
चूडाकर्ण समागत्य ये करिष्यन्ति वायडाः ।
ते सर्वे पापनिर्मुक्ता भविष्यन्ति दिवोऽर्थिनः ॥४९॥
जन्मकाले तथा मुंजीबंधनेऽथ परिग्रहे ।
प्रियाया स्तोषयिष्यन्ति ब्राह्मणां स्ते दिवोर्थिनः ॥५०॥
वाप्यर्थं यो धनं किंचिल्लब्धं निस्सारयिष्यति ।
यो विशांशं वा दशांशं वा तस्य लाभस्त्वनर्गलः ॥५१॥
वाप्यंते ब्राह्माणान्भक्त्या भोजयिष्यंति शक्तितः ।
दारिद्र्यै नैव पीड्यन्ते ते नराः स्वर्गगामिनः ॥५२॥
त्वामेव वाडवादित्यमर्चयिष्यन्ति वायडाः ।
ते सर्वे ऋणनिर्मुक्ता भविष्यन्ति महत्तराः ॥५३॥
मातरः संस्थिता वाप्यां पूजयिष्यन्ति तावकाः ।
तेषां पुत्राश्च पौत्राश्च वृद्धिमेष्यन्ति विश्रुताः ॥५४॥
तवैते मानसाः पुत्रा वाडवा वणिजस्तथा ।
वायडाख्या भविष्यन्ति वृद्धिं यास्यन्ति ते पराम् ॥५५॥
चत्वारः सन्ति ये कुंडा अस्माभि निर्मिताःपुरा ।
तत्र स्नास्यन्ति ये लोका स्ते यास्यन्ति हरेःपदम् ॥५६॥

---

४३-A-शूद्रान् C-शूद्री। ४४-C षट् त्रिंशत् शूद्रिका तदा। ५०-C आदर्शे नास्ति। ४९-C-वातुलाः।

५१-C-लाभः सहस्रशः। ५२-C-वाप्यांतु। ५३-C-वातुलाः। धनधान्याद्यैः सर्वोपरि भवेत्तदा। ५६-C-पराः। ५७-B-याम्ति। ५८-C-भूयो।

તમારી વાવ એમની કુલ દેવી થશે. તેના જળમાં સ્નાન કરવાથી વાયડા લોકો સ્વર્ગનો ઉપભોગ કરશે (૪૮).

જે વાયડા લોકો અહીં આવીને બાળકોના વાળ ઉતરાવશે, તે સ્વર્ગની ઇચ્છાવાળા બધાં પાપોથી મુક્ત થશે (૪૯).

જેઓ જન્મકાળે, યજ્ઞોપવીત વખતે અને લગ્ન વખતે બ્રાહ્મણોને સંતોષશે તે પણ સ્વર્ગભાગી થશે (૫૦).

વાવને માટે પોતાના કમાએલા ધનનો દસમો કે વીસમો ભાગ જે ખરચશે, તેને અનર્ગલ (બેહદ) લાભ થશે (૫૧).

જેઓ વાવની આગળ ભક્તિ પૂર્વક યથાશકિત બ્રાહ્મણોને ભોજન કરાવશે, તેઓ ગરીબાઇથી પીડાશે નહિ અને સ્વર્ગમાં જશે (૫૨).

જે વાયડા તમને વાડવાદિત્યને પૂજશે તે દેવામાંથી મુક્ત થશે અને મહત્તા પ્રાપ્ત કરશે (૫૩).

તમારી જે સંતતિ વાવમાં રહેલી માતાઓને પૂજશે, તેને પુત્ર અને પૌત્રોની વૃદ્ધિ થશે (૫૪).

તમારા માનસ પુત્રો–વાયડા નામના બ્રાહ્મણો અને વણિકો–મોટી વૃદ્ધિ પ્રાપ્ત કરશે (૫૫).

પહેલાં અમે નિર્માણ કરેલા ચાર કુંડો અહીં છે. એમાં જે લોકો સ્નાન કરશે, તે વૈકુંઠ પ્રાપ્ત કરશે. (૫૬).

नगराधोवहा पुण्या नदी नाम्ना द्विनाशिनी ।
तस्यां स्नातो नरः सद्यः सर्वपापैः प्रमुच्यते ॥ ५७ ॥

तस्मात्त्वं मानसान्पुत्रान्वायडाख्यान्ममाज्ञया ।
सृज त्वं भूयसीं वृद्धिं भूमौ यास्यंति ते पराम् ॥५८॥

सूत उवाच—

इत्युक्तो वाडवादित्यो वायडाख्यान्द्विधाकृतीन् ।
वैश्यान्द्विजां श्च ससृजे सभार्यान्कुशनिर्मितान् ॥५९॥

ब्रह्मणो वचनात्सर्वे यौवनोद्भिन्नशैशवाः ।
बभूवु र्दिव्यरूपा स्ते सर्वांगे सुमनोहराः ॥ ६० ॥

तानेकैकं सुरं बालमर्पयामास विश्वकृत् ।
शुश्रूषध्वं सुरान्वायुन्भवतां प्रीतिवर्धनान् ॥ ६१ ॥

इत्युक्त्वा तान्प्रौष्टपद्यां षष्ठ्यां संस्नाप्य बालकान् ।
अर्पयामास शुक्लायां तिथौ तान्दितिनन्दनान् ॥ ६२ ॥

स्नापिताः वायवः सर्वे तस्मात्संस्नापिनी तिथिः ।
वायवश्च समुत्पन्ना यस्यां स्नाता ह्यलंकृताः ॥ ६३ ॥

पुनस्ते सप्तमे मासे चैत्रषष्ठ्यां तथा रवौ ।
दोलारूढाः कृता यस्यां तस्माद्विदोलिनी मता ॥६४॥

तस्यां महोत्सवं ये वै करिष्यन्ति हि मानवाः ।
वायुबाधाविनिर्मुक्ता भविष्यन्ति महाबलाः ॥ ६५ ॥

---

५९-C-करोत् । ६०-B-संशयाः । ६१-C-सुतं । ६३-A-B-संस्नायिनी । ६६-C-वासयंति पुरं तदा ।

નગરથી નીચાણમાં બનાસ નામની નદી વહે છે. તેમાં જે મનુષ્ય સ્નાન કરશે, તે સર્વ પાપથી મુક્ત થશે (૫૭).

એટલા માટે તું વાયડા નામના માનસ પુત્રો ઉત્પન્ન કર. તેઓ પૃથ્વી ઉપર પુષ્કળ વૃદ્ધિ પામશે (૫૮).

સૂત પુરાણીએ કહ્યું-વાડવાદિત્યને એમ કહ્યા પછી તેમણે કુશમાંથી સ્ત્રીઓ સહિત બ્રાહ્મણો અને વૈશ્યો એમ બે પ્રકારની સૃષ્ટિ ઉત્પન્ન કરી (૫૯).

બ્રહ્માના વચને કરીને તે બધા બચપણ વટાવીને યુવાવસ્થા પ્રાપ્ત કરી સર્વ અંગોમાં મનોહર દિવ્ય રૂપવાળા થયા (૬૦).

વિશ્વકર્માએ તેમને એકેકને એકેક દેવ અર્પણ કર્યા અને કહ્યું કે વાયુદેવોની સેવા કરો. તે તમારો સ્નેહ વધારનાર થશે (૬૧) એમ કહીને ભાદરવા સુદિ છઠના દિવસે તે દિતિ પુત્રો વાયુને સ્નાન કરાવીને તેમને અર્પણ કર્યા (૬૨).

સર્વે વાયુ દેવોને સ્નાન કરાવ્યું અને અલંકાર પહેરાવ્યા, તેથી તે તિથિ **સંસ્નાપિની** કહેવાઈ (૬૩).

પછી સાતમે મહીને ચૈત્ર સુદ છઠ અને રવિવારે તેમને દોલમાં પધરાવ્યા, તેથી તે તિથિ **વિદોલિની** માનવામાં આવી (૬૪).

તે તિથિએ જે મનુષ્યો મહોત્સવ કરશે, તેઓ વાયુના રોગથી મુક્ત થઇ મહા બલવાન્ બનશે (૬૫).

इत्युक्त्वान्तर्दधे धाता ब्रह्मा देवै र्मुनीश्वरैः ।
वाडवादित्यतनया वासयांचक्रिरे पुरम् ॥ ६६ ॥

वायडाख्यं महद्दिव्यं चतुर्योजनविस्तृतं ।
दिव्यनारीनरैर्युक्तं दिव्यप्राकारगोपुरम् ॥ ६७ ॥

वाडवादित्यतपसा निर्मितं विश्वकर्मणा ।
स्थित्वा द्वादशवर्षाणि वायवोऽति बलान्विताः ॥ ६८ ॥

दित्या समं ययुः सर्वे देवराजनिमंत्रिताः ।
स्थाप्य पुत्रांश्च पौत्रांश्च वाडवो मुनिसत्तमः ॥ ६९ ॥

आराध्य देवदेवेशं विष्णोः सदनमेयिवान् ।
एतत्सर्वं समाख्यातं यत्पृष्टोऽहं पुरा द्विजाः ॥ ७० ॥

वायोर्जन्म मयैवोक्तं किं भूयः श्रोतुमिच्छथ ।
व्यासाच्छ्रुतं मया यद्यद्युष्मद्भ्यस्तन्निवेदितम् ॥ ७१ ॥

श्रुत्वा तच्छौनकाद्या मुनिवरनिकराः पूजयामासु र्हृष्टाः ।
सूतं सर्वार्थविज्ञं गुणगणसहितं व्यासपुत्रैः समानं ॥
भूयः पपृच्छुर्हृष्टाः पवनसुतभवं वानरायां विशेषाद् ।
विख्यातं विश्ववंद्यं प्लवगबलपतिं राममित्रं महिष्ठम् ॥ ७२ ॥

इति श्रीवायुपुराणे वाडवादित्यमहात्म्ये पंचमोऽध्यायः ॥५॥

---

६७–C–चक्रु । ७१–B–निवेद्यताम् । ७२–B–सूते ।
A–वानरीयां । B–वानरथं ।

એ પ્રમાણે કહીને દેવો અને ઋષિઓની સાથે બ્રહ્મા-અંતર્ધાન થયા અને વાડવાદિત્યના પુત્રોએ નગરમાં વાસ કર્યો (૬૬).

વાડવાદિત્યના તપના પ્રભાવથી વિશ્વકર્માએ તે નગર મહાદિવ્ય ચાર યોજનના વિસ્તારવાળું, દિવ્ય કોટ અને દરવાજાઓથી શોભતું બનાવ્યું. તેમાં બાર વર્ષ રહીને વાયુ દેવો મહા બલવાન્ થયા અને ઈન્દ્રના નિમંત્રણથી દિતિની સાથે (સ્વર્ગમાં) ગયા. મુનિશ્રેષ્ઠ વાડવાદિત્ય પોતાના પુત્ર અને પૌત્રોને ત્યાં વસાવીને વિષ્ણુનું પૂજન કરીને વિષ્ણુ લોકમાં ગયા. હે બ્રાહ્મણો, તમે જે પૂછયું તે મેં તમને સર્વે કહ્યું (૬૭–૭૦).

વાયુ દેવની ઉત્પત્તિ મેં તમને કહી. હવે બીજું શું સાંભળવા ઈચ્છો છો ? મેં વ્યાસ મુનિની પાસે જે જે સાંભળ્યું હતું તે તમને નિવેદન કર્યું (૭૧).

તે સાંભળીને હર્ષ પામીને શૌનકઆદિ મુનિવરોએ સર્વ અર્થને જાણનાર, સર્વગુણસંપન્ન, વ્યાસપુત્રના જેવા સૂત પુરાણીનું પૂજન કર્યું. ફરીથી તેમણે વાનર સેનાના ઉપરી રામના મિત્ર વિશ્વવંદ્ય, વાનરીથી ઉત્પન્ન થએલા મહા પ્રખ્યાત હનુમાનજીની ઉત્પત્તિ જાણવાની પૃચ્છા કરી (૭૨).

# षष्ठोऽध्यायः

सूत उवाच—

शृण्वन्तु ऋषयः सर्वे कथां पौराणिकीं शुभां ।
मारुतेश्च समुत्पत्तिमंजन्यां हि महात्मनः ॥ १ ॥

पुरा कृतयुगे विप्रा राजासीत्पृथिवीपतिः ।
अंबरीषोऽतिविख्यातो विष्णुभक्तः प्रतापवान् ॥ २ ॥

तस्य पुत्र्यभवच्छ्रेष्ठा त्रिषु लोकेषु विश्रुता ।
सुलक्षणातिरूपाढ्या रूपिणी श्रीरिवापरा ॥ ३ ॥

तां विलोक्य विशालाक्षीमंबरीषो महीपतिः ।
चिंतयामास मनसा कस्मै देया सुताधुना ॥ ४ ॥

देवे न तादृशो रूपे नासुरे न च मानवे ।
यस्मै ददामि तनयां रूपयौवनशालिनीम् ॥ ५ ॥

एवं चिंतयत स्तस्य सनकाद्या मुनीश्वराः ।
समाजग्मु र्विशेषेण राज्ञः संभाषणेच्छया ॥ ६ ॥

तान्विलोक्य महाबाहु स्त्यक्त्वैवासनमादरात् ।
दंडवत्पतितो भूमावर्घ्यपाद्यमुपाहरत् ॥ ७ ॥

पूजयित्वा द्विजान्सर्वान्भक्तिभावेन भूपतिः ।
पपृच्छानामयं तेभ्य स्तैः पृष्टः पूर्वमेव हि ॥ ८ ॥

पुत्री सुलक्षणा राज्ञो मुनीनां वंदनेच्छया ।
समागच्छद्विशालाक्षी सखीवृन्दपुरस्कृता ॥ ९ ॥

---

८–B–जगाद ।

## અધ્યાય છઠ્ઠો

સૂત પુરાણીએ કહ્યું–હે સર્વે ઋષિઓ, અંજનીથી મહાત્મા હનુમાનજીની ઉત્પત્તિ વિષેની સુંદર પુરાણી કથા સાંભળો (૧)..

અંબરીષ નામનો મહાપ્રખ્યાત પ્રતાપી વિષ્ણુભક્ત રાજા હતો. (૨).

તેને સુલક્ષણા નામની લક્ષ્મી જેવી અતિ સુંદર કન્યા થઈ, જે ત્રણે લોકમાં પ્રખ્યાત હતી. (૩).

તે વિશાળ નેત્રવાળી કન્યાને જોઈને અંબરીષ રાજાએ મનમાં વિચાર કર્યો કે તે કોને આપવી. (૪).

દેવોમાં, મનુષ્યોમાં કે દૈત્યોમાં એ રૂપ અને યૌવન સંયુક્ત કન્યા જેવું કોઈ નથી, જેને તે આપી શકાય. (૫).

એવો વિચાર કરતો હતો તેવામાં રાજાની સાથે સંભાષણ કરવાના ઉદ્દેશથી સનકાદિ ઋષિઓ તેની પાસે આવ્યા. (૬).

તેમને જોઈને આદરથી પૂજા સામગ્રી લાવીને પોતાના આસનનો ત્યાગ કરીને તેણે જમીન ઉપર પડીને તેમને દંડવત્ પ્રણામ કર્યા. (૭)

પહેલાં તેમણે કુશળ પૂછ્યું, પછી રાજાએ ભક્તિભાવથી તેમની પૂજા કરીને કુશલ સમાચાર પૂછ્યા. (૮).

પછી, સખીઓના ટોળા સાથે વિશાળ નેત્રવાળી સુલક્ષણા મુનિઓને વંદન કરવાને આવી. (૯).

नत्वा जगाम भवनं यदा चार्वायतेक्षणा ।
मुनिः पपृच्छ भूपालं कस्मै दास्यसि कन्यकाम् ॥ १० ॥
चिंतितोऽस्ति त्वया कश्चिद्वर श्चेतसि तावके ।
पुत्र्युत्पन्ना यदा गेहे तदा चिंता ह्यनर्गला ॥ ११ ॥
बाल्ये यौवनवार्धक्ये कन्यया पितृदूषणम् ।
भवत्येव सदा रक्ष्या पित्रा भ्रात्राथ बन्धुभिः ॥ १२ ॥
कन्या यस्य गृहे राजन्स शोचति दिवानिशं ।
पूर्वं प्रदानजा चिंता पश्चाच्छ्वसुरगेहजा ॥ १३ ॥
दुःखितायां महद्दुःखं सुखितायां भवेत्सुखं ।
तस्मात्कन्या गृहे यस्य स नरो दुःखभाजनम् ॥ १४ ॥
कन्याप्रदानात्पूयन्ते पितरः सप्तवंशजाः ।
तस्माद्वांछंति मनुजाः कन्याजन्ममहत्फलम् ॥ १५ ॥
सुपात्रे येन वै दत्ता कन्या कनकभूषणा ।
दत्ता तेन धरा सर्वा सशैलवनकानना ॥ १६ ॥
मानुषं जन्म लब्ध्वैव न दत्ता कन्यका करे ।
वरस्य वेदविधिना तस्य जन्म निरर्थकम् ॥ १७ ॥
पुत्रादपि प्रशंसन्ति कन्याजन्म मुनीश्वराः ।
यद्दानाज्जायते स्वर्गः पितृभिः सप्तवंशजैः ॥ १८ ॥
तस्माद्देहि सुतां राजन्वराय विधिनोदितां ।
कन्या प्रौढा न वै रक्ष्या सदा श्रेयोऽभिकांक्षिभिः ॥ १९ ॥

---

११–C–तद्गृहे । १२–A–B–भवत्येवं । B–स । १५–C–पूज्यन्ते ।

જ્યારે વન્દન કરીને તે સુંદર દીર્ઘ નેત્રવાળી કન્યા ઘરમાં ગઇ, ત્યારે મુનિએ રાજાને પૂછ્યું કે આ કન્યા કોને આપશો ? (૧૦).

તમે તેને માટે મનમાં કોઈ વરનો વિચાર કરી રાખ્યો છે ? ઘરમાં જ્યારથી પુત્રીનો જન્મ થાય છે, ત્યારથી ઘણી ચિંતા થયા કરે છે. (૧૧).

બાળપણમાં, યુવાવસ્થામાં કે ઘડપણમાં કન્યા બાપને દોષ દેનારી બની રહે છે. માટે પિતાએ, ભાઈએ કે સગાં વહાલાંએ તેનું સદા રક્ષણ કરવું જોઈએ. (૧૨).

હે રાજા, જેના ઘરમાં કન્યા હોય છે, તેને રાત્રિ દિવસ ચિંતા રહ્યા કરે છે. પહેલાં વરાવવાની ચિંતા અને પછી સાસરાના ઘરની ચિંતા. (૧૩).

કન્યાને દુઃખ હોય છે, તો પિતા દુઃખી થાય છે અને કન્યાને સુખ હોય છે, તો પિતા સુખી થાય છે; એટલા માટે જે માણસના ઘરમાં કન્યા હોય છે, તે ઘણો દુઃખી છે (૧૪)

કન્યાદાનથી સાત પેઢીના પિતૃઓ પવિત્ર થાય છે, તેથી મનુષ્યો કન્યાજન્મનું મહાફળ મેળવવાની ઇચ્છા રાખે છે. (૧૫)

જેણે સુવર્ણ સાથે સુપાત્રે કન્યાનું દાન કર્યું, તેણે પર્વત અને વન સાથેની આખી પૃથ્વીનું દાન કર્યા જેવું છે. (૧૬).

મનુષ્ય જન્મ પ્રાપ્ત કરીને જેણે વરના હાથમાં કન્યાનું દાન વેદવિધિપૂર્વક ન કર્યું, તેનો જન્મ નિષ્ફળ છે (૧૭).

મુનિઓ પુત્રના જન્મ કરતાં પણ કન્યાના જન્મની વધારે પ્રશંસા કરે છે, શાથી જે કન્યાદાનથી સાત પેઢી સુધીના પિતૃઓ સ્વર્ગ પામે છે. (૧૮).

હે રાજા, તેટલા માટે વિધિપૂર્વક કન્યાદાન કરો;

रजस्वला गृहे यस्य कन्या भवति दुष्कृतैः ।
न देवाः प्रतिगृह्णन्ति हव्यं क्रव्यं पितुर्गणाः ॥ २० ॥
तस्माद्देहि महीपाल कन्यां कमललोचनां ।
वरं विलोक्याभिमतं नोत्कृष्टं नाधमं कुलात् ॥२१॥
द्वयोरेव समं वित्तं कुलमैश्वर्यबांधवाः ।
तस्मै कन्या प्रदातव्या नोत्तमाधमयोः करे ॥ २२ ॥
उत्तमे दीयते कन्या मानं तस्या न वा भवेत् ।
न मानयति भर्तारं कन्याधमकरे गता ॥ २३ ॥
श्रुत्वा मुनीनां वचनं राजा प्रोवाच सत्वरं ।
कस्मै ददामि देवर्षे वरं कथय शोभनम् ॥ २४ ॥
यं चेतसा नयाम्येव तत्र पश्यामि दूषणं ।
कुलं तत्र न वा शीलं शीलं तत्र न वा धनम् ॥ २५ ॥
धनं यत्र न वा विद्या सर्वं नैकत्र दृश्यते ।
वयोवित्तं कुलं विद्यां दृष्ट्वा कन्या प्रदीयते ॥ २६ ॥
इति वेदविदः सर्वे वदन्ति विबुधर्षभाः ।
तस्माद्ब्रुवन्त्वभिमतं वरं परमशोभनं ॥ २७ ॥
श्रुत्वा राज्ञः सुवचनं सनकाद्या मुनीश्वराः ।
प्रोचुः प्रणयसंयुक्तमंबरीषं महीपतिं ॥ २८ ॥

---

१९-A-स । A-B-C-श्रेयमभिप्सुभिः । २० A-B-दुःकृते । २१-C-इमां कन्यां कमलास्यां सुलोचनां । विलोक्याभिमतं बुध्यानोत्तमं । २२-A-C-ययो । A-B-बांधवान् । २३ B-C-मान्यं ।

કલ્યાણની ઇચ્છાવાળાએ પ્રૌઢ ઉમ્મરની કન્યાનું રક્ષણ કરવું યોગ્ય નથી. (૧૯).

દુષ્કર્મોથી જે મનુષ્યોના ઘરમાં કન્યા રજસ્વલા થાય છે, તેનો બલિ દેવો અને પિતૃઓ સ્વીકારતા નથી. (૨૦).

તેટલા માટે, હે રાજા, બહુ ઊંચા કુળનો કે બહુ નીચા કુળનો નહિ, એવો યોગ્ય વર ખોળીને આ કમળ જેવા નેત્રવાળી કન્યાનું દાન કર. (૨૧).

તેના જેવો હોય, પૈસો, કુળ અને સગાંવાળો હોય, અને ઊંચા કે નીચા કુળનો ન હોય તેના હાથમાં કન્યાનું દાન કરવું જોઇએ. (૨૨).

ઉત્તમ કુળમાં કન્યા આપવાથી તેને માન મળતું નથી અને નીચા કુળના વરના હાથમાં આપવાથી, કન્યા તેને માન આપતી નથી. (૨૩).

મુનિનું વચન સાંભળીને રાજાએ કહ્યું, હે દેવોના ઋષિ, હું કયા સુંદર વરને આપુ તે મને કહો. (૨૪).

હું જેને જેને મનમાં લાવું છું, તેનામાં દૂષણ દેખાય છે. જયાં કુળ હોય છે, ત્યાં શીલ હોતું નથી અને જ્યાં શીલ હોય છે, ત્યાં ધન હોતું નથી. (૨૫).

જ્યાં ધન હોય છે, ત્યાં વિદ્યા હોતી નથી; બધું એક સ્થળે હોતું નથી વય, ધન, કુળ અને વિદ્યા જોઇને કન્યા આપવી જોઈએ. (૨૬).

એ પ્રમાણે વેદ જાણનારા વિદ્વાનો કહે છે. તેથી કોઈ યોગ્ય અને સુંદર વર મને બતાવો. (૨૭).

રાજાનું આવું સુંદર વચન સાંભળીને સનકાદિ ઋષિઓએ પ્રેમથી અંબરીષ રાજાને આ પ્રમાણે કહ્યું. (૨૮).

राजाभिमतौ लोके वरावत्यन्तशोभनौ ।
नारदांगिरसौ देवौ मानसौ द्रुहिणात्मजौ ॥ २९ ॥
तयोरेकं समाहूय ददस्व निजमंदिरे ।
कन्यां कमलपत्राक्षीं विधिनैव सुलक्षणाम् ॥ ३० ॥
स्वयंवरे समाहूय ब्रह्मण स्तौ वरात्मजौ ।
विख्यातौ त्रिषु लोकेषु नारदांगिरसावुभौ ॥ ३१ ॥
देहि कन्यां नृपश्रेष्ठ द्वयोर्मध्ये सुतेच्छया ।
द्वयो स्तयोः समानो वै त्रिलोकेषु न विद्यते ॥ ३२ ॥
श्रुत्वा प्रोवाच नृपतिः सनकादीन्मुनीश्वरान् ।
यूयं गत्वा तयोः पार्श्वे कथयन्तु ममोदितम् ॥ ३३ ॥
राजा ददाति वां कन्यां द्वयोरेकं वरिष्यति ।
सनकाद्या स्ततो गत्वा नारदांगिरसोऽन्तिके ॥ ३४ ॥
चक्रुर्निवेदयां सर्वं राज्ञा यत्समुदाहृतं ।
श्रुत्वा तावतिहृष्टांगौ प्रोचतुस्तान्मुनीश्वरान ॥३५॥
पित्रे निवेद्यतां सर्वं पिता यद्वै वदिष्यति ।
निर्व्यलीकं करिष्यावो भवद्भिर्यदुदाहृतम् ॥ ३६ ॥
सनकाद्या स्ततो गत्वा ब्रह्मणोन्तिकमादरात् ।
चक्रुर्निवेदयां सर्वं नारदांगिरसोदितम् ॥ ३७ ॥
विधिः प्रोवाच सनकं राज्ञा सम्यग्विचारितं ।
द्वयोरेकं मम पुत्रं व्रीयतां नृपनन्दिनी ॥ ३८ ॥

---

२७-C-विबुधा इदं । ३०-B-मंदिरं । ३१-C-वराननौं ।
३४-C-न्तिकं ।

હે રાજા, બ્રહ્માના માનસ પુત્રો નારદ અને અંગિરા ઘણાજ સુન્દર અને યોગ્ય વર લોકમાં (મનાય) છે. (૨૯).

તેમાંથી એકને તમારે ઘેર બોલાવીને કમળના જેવા નેત્રવાળી સુલક્ષણા કન્યાનું વિધિપૂર્વક દાન કરો. (૩૦).

બ્રહ્માના સુંદર પુત્રો નારદ અને અંગિરા જેઓ ત્રણે લોકમાં પ્રખ્યાત છે, તેમને સ્વયંવરમાં બોલાવીને તમારી કન્યાની ઇચ્છા પ્રમાણે બેમાંથી એકને કન્યા આપો; તેમના જેવો ત્રણે લોકમાં કોઈ નથી. (૩૧-૩૨).

તે સાંભળીને સનકાદિ મુનિઓને રાજાએ કહ્યું, તમે તેમની પાસે જઈને આ પ્રમાણે કહેજો. (૩૩)

રાજા તમને કન્યા આપવાનો છે, તમારા બેમાંથી એકને તે વરશે. સનકાદિ ત્યાંથી નારદ અને અંગિરા પાસે ગયા અને રાજાએ કહ્યુ હતું, તે તેમને કહ્યું. તે સાંભળી હર્ષ પામીને મુનિઓને તેમણે કહ્યું. (૩૪-૩૫)

પિતાજીને જઇને તમે બધું કહો. તમે જે પ્રમાણે કહ્યું, તે પ્રમાણે પિતા કહેશે તે અમે ખરેખર કરીશું. (૩૬).

ત્યારપછી સનકાદિ ઋષિઓએ આદરપૂર્વક બ્રહ્માની પાસે જઈને નારદ અને અંગિરાએ જે કહ્યું હતું, તે બધું નિવેદન કર્યું. (૩૭)

બ્રહ્માએ સનકઋષિને કહ્યું, રાજાએ યોગ્ય વિચાર કર્યો છે. મારા બે પુત્રોમાંથી એકને રાજાની પુત્રી ભલે વરે. (૩૮)

सनकस्तु तदाकर्ण्य राज्ञे सर्वं न्यवेदयत् ।
राजा श्रुत्वा प्रसन्नोभूत् तनयोद्वाहकं प्रति ॥ ३९ ॥
स्वयंवरस्य रचनां चकार नृपनन्दनः ।
देवा निमंत्रिताः सर्वे ब्रह्माविष्णुपुरोगमाः ॥ ४० ॥
ऋषयो मानवा दैत्या नागा यक्षा महोरगाः ।
निमंत्रिता महीपेन गमनायोद्यताऽभवन् ॥ ४१ ॥
श्रुत्वांबरीषनृपतेस्तनया महीष्ठं श्रुत्वाविवाहमातिहृष्टतरा बभूवुः।
सभृत्यकाः सवनिताः ससुतास्सवर्गाआजग्मुराजभवने
रमणीयवेषाः ॥ ४२ ॥

इति श्रीवायुपुराणे मारुतोत्पत्तौ षष्ठोऽध्यायः ॥ ६ ॥

## सप्तमोऽध्यायः

सूत उवाच—

सुलक्षणायाः संश्रुत्य रूपलावण्यसौरभं ।
नारदश्चिंतयामास किं कर्तव्यं मयाधुना ॥ १ ॥
अंगिरा रूपसंपन्नो मत्तोऽपि कथ्यते बुधैः ।
तं वरिष्यति सा बाला द्वयोस्तत्र समागमे ॥ २ ॥
तदा तस्य महच्छ्लाघा मम निन्दा भविष्यति ।
यदा मां वृणुते बाला तदा त्रैलोक्यसुंदरः ॥ ३ ॥

---

३६–A–B–C–पित्रो । करिष्यामो । ३८–A–B–C–मे । A–प्रीयतां । ३९–A–B–द्वाहनं । ४१–A–B–C–सच । C–हर्षतरा । B–सभर्तृकाः ।

સનક ઋષિએ તે સાંભળીને રાજાને બધું જણાવ્યું. રાજા તે સાંભળીને કન્યાના વિવાહ કરાવનાર પ્રત્યે પ્રસન્ન થયો. (૩૯)

રાજાએ સ્વયંવરની રચના કરી અને બ્રહ્મા તથા વિષ્ણુની સાથે બધા દેવોને નિમંત્રણ આપ્યું. (૪૦)

વળી રાજાએ ઋષિઓ, મનુષ્યો, દૈત્યો, નાગો, યક્ષો અને ઉરગોને પણ નિમંત્ર્યા. તે સર્વે જવાને માટે ઉત્સુક થયા. (૪૧)

તેઓ સર્વે અંબરીષ રાજાની કન્યાના મહાન્ સ્વયંવરની વાત સાંભળીને ઘણા પ્રસન્ન થયા અને તેઓ સુંદર વસ્ત્રા-ભૂષણો પહેરીને નોકરો, સ્ત્રીઓ, પુત્રો, અને સંબંધીઓની સાથે રાજમહેલમાં આવ્યા (૪૨)

## અધ્યાય સાતમો.

સૂત પુરાણીએ કહ્યું–સુલક્ષણાનું રૂપ, સૌંદર્ય અને સુવાસ સાંભળીને નારદે વિચાર કર્યો કે હવે મારે શું કરવું ? (૧)

ડાહ્યા માણસો કહે છે કે અંગિરા મારા કરતાં વિશેષ સ્વરૂપવાન્ છે; તેથી અમે બે સાથે હઈશું તો તે બાળા જરૂર તેને વરશે. (૨)

તેથી તેની ઘણી પ્રશંસા થશે અને મારી નિન્દા થશે. જો તે બાલા મને વરે, તો હું ત્રૈલોક્યસુંદર કહેવાઉં અને ત્રણે લોકમાં મારા કરતાં કોઈ ચઢતો ગણાય નહિ. જો અંગિરા તેનો પતિ થાય, તો તે જગત્ વિજેતા ગણાય. (૩–૪).

न मत्तोऽप्यधिकः कश्चित्त्रिषु लोकेषु चराचरे ।
अंगिरा श्चेत्पति स्तस्या स्तदा तेन जगज्जितम् ॥ ४ ॥
इत्थं विचार्य मनसा विष्णोः पार्श्वमुपेयिवान् ।
दृष्ट्वा विष्णु स्तदोवाच नारदं दिव्यदर्शनम् ॥ ५ ॥
किमर्थमागतो ब्रह्मन्कथ्यतां मनसेप्सितं ।
किंचित्कार्यगुरुत्वं ते चेतसि लक्ष्यतेऽधुना ॥ ६ ॥
विश्रब्धं कथ्यतां विद्वन्यत्ते मनसि चिंतितं ।
निर्व्यलीकं करिष्यामि शपथ स्तव सुव्रत ॥ ७ ॥
श्रुत्वा विष्णोः सुवचनं स्मित्वा स मुनिपुंगवः ।
प्रोवाच वचनं वाङ्मी सर्वज्ञानविशारदः ॥ ८ ॥
सर्वं जानासि विश्वेश त्रैलोक्ये सचराचरे ।
भूतं भव्यं भविष्यं च किं मां पृच्छसि केशव ॥ ९ ॥
पृष्टः संकथयाम्येव तवाग्रे मधुसूदन ।
राज्ञोऽम्बरीषतनया श्रुता नाम्ना सुलक्षणा ॥ १० ॥
तस्याः पाणिग्रहेच्छोऽहं भवदन्तिकमागतः ।
सा मां यथैव वृणुते महद्राज्ञः स्वयंवरे ॥ ११ ॥
तथा विधीयतां देव यथा नांगिरसं मुनिं ।
मत्तोऽप्यधिकरूपं तं मत्वा तेऽन्तिकमागतः ॥ १२ ॥
यदा तं रुक्षरूपाभं सा पश्यति सुलक्षणा ।
तदा मां वृणुते नूनं सर्वेषामेव पश्यताम् ॥ १३ ॥

---

१-A-B-सौरसं । C-मंजसा । ६-C-मे । ७-C-विश्रब्धः । A-C-शपथा ।

એ પ્રમાણે મનમાં વિચાર કરીને તે વિષ્ણુની પાસે ગયા. વિષ્ણુએ દિવ્યસ્વરૂપવાળા નારદને જોઈને કહ્યું. (૫)

હે વિપ્ર, તમે કેમ આવ્યા છો ? તમારા મનની ઈચ્છા કંઇ હોય તે કહો. અત્યારે તમારા મનમાં કંઇ મોટું કામ હોય તેમ જણાય છે. (૬)

હે વિદ્વાન્, તમારા મનનો જે વિચાર હોય તે બેલા-શક કહો. હે સારાં આચરણવાળા, તમારા સોગંદ ખાઈને કહું છું કે તમારૂં કાર્ય હું સાચી રીતે કરીશ. (૭)

વિષ્ણુનું સત્ય વચન સાંભળીને તે સર્વજ્ઞાનવિશારદ વિદ્વાન્ ઋષિ આ પ્રમાણે બોલ્યા. (૮)

હે વિશ્વપતિ, આ ત્રણે લોકમાં ભૂત અને ભવિષ્ય જે કંઈ હોય તે તમે જાણવાવાળા છો, તો, હે કેશવ, મને શું પૂછો છો ? (૯)

હે મધુસૂદન, તમે જ્યારે પૂછો છો, ત્યારે તમારી આગળ કહું છું. રાજા અંબરીષની સુલક્ષણા નામની કન્યાના પાણિગ્રહણની ઇચ્છાથી તમારી પાસે હું આવ્યો છું. તે રાજાના મહાન્ સ્વયંવરમાં મને વરે, અને અંગિરાને ન વરે, તે પ્રમાણે યોજના કરો. તે મારા કરતાં વધારે સ્વરૂપ-વાન્ છે એમ જાણીને તમારી પાસે આવ્યો છું. (૧૦–૧૨).

જો તે સુલક્ષણા તેને રીંછના રૂપમાં જુએ, તોજ તે ખરેખર બધાંના દેખતાં મને અવશ્ય વરે. (૧૩)

तदा मम भवेच्छ्लाघा धन्योऽहं मधुसूदन ।
एतत्कुरुष्व मे कामं भृत्योऽस्मि तव केशव ॥ १४ ॥
स्मितं कृत्वा हृषीकेशः प्रोवाच सांप्रतं मुनिं ।
त्वयोदितं यथारूपं भविष्यति न संशयः ॥ १५ ॥
इत्युक्त्वा नारदं विप्रं विसृज्यान्तःपुरं ययौ ।
नारदोऽपि स्वभवनं जगामातीव हर्षितः ॥ १६ ॥
गते देवर्षिप्रवरे तत्रागच्छात्किलांगिरा ।
विष्णु ज्ञात्वा समायातं पुनरेव सभामियात् ॥ १७ ॥
नत्वा विप्रं तदोवाच विष्णुः सर्वेश्वरः स्वयं ।
यदर्थमागतो विद्वन्तत्सर्वं विनिवेद्यताम् ॥ १८ ॥
निर्व्यलीकं करिष्यामि कथ्यतां मनसेप्सितं ।
श्रुत्वा विष्णूदितं वाक्यमंगिरा मनसेप्सितम् ॥ १९ ॥
सर्वं निवेदयामास ज्ञात्वा हार्दं जगत्पतेः ।
देवदेव जगन्नाथ विज्ञप्तिं श्रुणु मे विभो ॥ २० ॥
राज्ञोऽम्बरीषतनया विश्रुता या सुलक्षणा ।
स्वयंवरे मां वृणुते यथा सा लोकविश्रुता ॥ २१ ॥
तथा संपद्यतां देव वृणुते नैव नारदं ।
रूपवान्गुणवान्सोऽपि मत्तो ज्ञानेन विद्यते ॥ २२ ॥

---

८-B-स्तु । स्मितः । C-नारदस्तं । १०-B-विष्णो । १२-C-रूपत्वं । १५-C-तं द्रुतं मुनेः ।

१७-C-विष्णोर्धाम प्रणिपत्य तत्रागच्छत्तदांगिरा । समेयिवान् । २०-B-प्रभो । २२ A-B-C-नारद ।

તો, હે મધુસૂદન, મારી પ્રશંસા થાય અને હું ભાગ્યશાળી ગણાઉં. માટે, કેશવ, એટલી મારી ઇચ્છા પૂર્ણ કરો. હું તમારો દાસ છું. (૧૪)

ભગવાન્ હૃષીકેશ હસીને તે વખતે મુનિ પ્રત્યે બોલ્યા, તમે કહ્યું તેવું રૂપ થશે, તેમાં કંઈ સંદેહ નથી. (૧૫)

એમ કહીને વિષ્ણુ નારદને વિદાય આપીને અંતઃપુરમાં ગયા અને નારદ પણ હર્ષ પામીને પોતાને ઘેર ગયા. (૧૬)

દેવર્ષિ નારદ ગયા પછી અંગિરા ત્યાં આવ્યા તે જાણીને વિષ્ણુ ફરી પાછા સભામાં આવ્યા. (૧૭)

બ્રાહ્મણને નમસ્કાર કરીને સર્વેશ્વર ભગવાન્ વિષ્ણુ બોલ્યા, હે વિદ્વાન્, કેમ પધાર્યા છો, તે સર્વ કહો. (૧૮)

હે અંગિરા, તમારા મનની ઇચ્છા હું ખરેખર પૂર્ણ કરીશ. (૧૯)

જગત્પતિનું હાર્દ જાણીને અંગિરાએ બધી હકીકત નિવેદન કરી. હે દેવોના દેવ, જગન્નાથ પ્રભુ, મારી વિનંતી સાંભળો. (૨૦)

હે દેવ, અંબરીષ રાજાની સુલક્ષણા નામની લોકવિખ્યાત કન્યા સ્વયંવરમાં મને વરે અને નારદને ન વરે તેવી યોજના કરો, કેમકે નારદ રૂપ, ગુણ અને જ્ઞાનમાં મારા કરતાં ચઢીઆતો છે. (૨૧–૨૨)

तं वरिष्यति सा नूनं मत्तोऽप्यधिकमोजसा ।
तदा तस्य भवेच्छ्लाघा मम निन्दा महीतले ॥ २३ ॥
यथा तं वानरं पश्येत्तथा देव विधीयताम् ।
तदा मां वृणुते नूनं यदा पश्यति वानरम् ॥ २४ ॥
श्रुत्वोवाच हृषीकेशः सर्वमेवं भविष्यति ।
नारदं वानराकारं प्रेक्षिष्यति सुलक्षणा ॥ २५ ॥
गच्छ विप्र यथाकामं यद्भाषी तद्भविष्यति ।
विस्मितोऽन्तःपुरं गच्छन्केशवः क्लेशसूदनः ॥ २६ ॥
अंगिराऽपि कृतं मेने कार्यं यन्मनसेप्सितं ।
विष्णो र्माया दुराधर्षा यया संमोह्यते जगत् ॥ २७ ॥
जगद्वंद्यौ विधिसुतौ यया संमोहितावुभौ ।
तस्माद्वै दुस्तरां मन्ये विष्णो र्मायां महात्मनः ॥ २८ ॥
प्रसन्ना यस्मै सा भवति भवपत्नी सुभजिता ।
स मुक्तः स्याल्लोके मुनिवर न वा कोऽपि तपसा ॥
विधेः पुत्रौ मोहाद्द्विपदपदमेवाभिगमिता ।
नरः कोऽन्यो जेतुं भवति हि क्षमो विश्वजननीम् ॥२९॥

इति श्रीवायुपुराणे मारुतोत्पत्तौ सप्तमोऽध्यायः ॥ ७ ॥

---

२६-A-यद्भावी । B-आदर्शे श्लोकोऽयं नास्ति । २८-A-B-दुस्तमां । २९-C-यस्यैषा । B-विभु ।

ખરેખર મારા કરતાં તે વધારે તેજસ્વી હોવાથી તે વરશે અને તોપછી તેની પ્રશંસા થશે અને જગતમાં મારી નિન્દા થશે. (૨૩)

હે દેવ, તે તેને વાનરાના રૂપમાં જુએ એવી કંઈ ગોઠવણ કરો. તે તેને એવા રૂપે જોશે તો મને જરૂર વરશે.(૨૪)

એ સાંભળીને હૃષીકેશ ભગવાને કહ્યું, બધું એ પ્રમાણે થશે. સુલક્ષણા નારદને વાનરાના રૂપમાં જોશે. (૨૫)

હે વિપ્ર, સુખેથી પધારો, તમે કહ્યું તેમ થશે, એમ કહીને હસીને ક્લેશ દૂર કરનાર કેશવ ભગવાન્ અંતઃપુરમાં પધાર્યા. (૨૬)

અંગિરાએ પણ માન્યુ કે મનની ઈચ્છા પૂરી થઈ ગઈ, કારણકે વિષ્ણુની માયા મહા બળવાન્ છે. તેનાથી જગત્ મોહ પામે છે. (૨૭)

જેનાથી જગતને નમસ્કાર કરવા યોગ્ય બ્રહ્માના બે પુત્રો મોહ પામ્યા, તે મહાપ્રભુ વિષ્ણુની માયા પાર પામી ન શકાય એવી હું માનું છું. (૨૮)

હે મુનિશ્રેષ્ઠ, જેના ઉપર સારી ભક્તિવડે શંકરની પત્ની (માયા) પ્રસન્ન થાય છે, તે જગતમાં મુક્તિ મેળવે છે; તપથી મેળવતો નથી. બ્રહ્માના બે પુત્રો મોહથી દુઃખમાં આવી પડયા, તો પછી વિશ્વજનનીને જીતવાને કોણ સમર્થ થઈ શકે ? (૨૯).

# अष्टमोऽध्यायः

सूत उवाच—

ततोऽम्बरीषो नृपतिः स्वयंवरवरे तदा ।
समाह्वयत विप्रेशौ नारदांगिरसावुभौ ॥ १ ॥
देवान्मुनीन्मनुष्यांश्च समाह्वयत भूपतिः ।
स्वयंवरदिदृक्षार्थं नारदांगिरसोः शुभम् ॥ २ ॥
समाजग्मु स्तदा सर्वे देवाः शक्रपुरोगमाः ।
ब्रह्मा विष्णु र्भवः सूर्यश्चन्द्रः सर्वग्रहैर्वृतः ॥ ३ ॥
राजानो राजपुत्राश्च राजपत्न्यो निमंत्रिताः ।
समाजग्मुः सुमनसो दासदासीभिरन्विताः ॥ ४ ॥
सिद्धचारणगांधर्वा यक्षराक्षसपन्नगाः ।
पिशाचोरगनागाश्च समाजग्मु र्निमंत्रिताः ॥ ५ ॥
दिव्यास्तरणसंवादि सिंहासनावृते स्थिताः ।
एते सर्वे सभामध्ये रेजुर्वैश्वानरोपमाः ॥ ६ ॥
सुलक्षणा सखीयुक्ता स्नाता भूषणभूषिता ।
समागच्छत्सभामध्ये मुनीनामपि मोहिनी ॥ ७ ॥
तां क्वणन्नूपुरां बालां वरमालासमन्वितां ।
विलोक्य मुमुहुः सर्वे देवाः शक्रपुरोगमाः ॥ ८ ॥
तत्रागच्छन्महातेजा नारदो दिव्यदर्शनः ।
मुष्णं श्चक्षूंषि लोकानां तेजसा भास्करोपमः ॥ ९ ॥

---

२–C–ते तदा । ६–C–ते दिव्यास्तरसंवीते । ७–C–सभामध्ये समाजग्मु र्जनानामपि । ८–C–आदर्शे नास्ति ।

## અધ્યાય આઠમો

સૂતપુરાણી બોલ્યા—પછી અંબરીષ રાજાએ નારદ અને અંગિરાને સ્વયંવરમાં નોતર્યાં. (૧)

વળી નારદ અને અંગિરાનો સ્વયંવર જોવાને માટે દેવો, ઋષિઓ અને મનુષ્યોને રાજાએ બોલાવ્યા (૨)

બધા દેવો ઈન્દ્ર, વિષ્ણુ, બ્રહ્મા, શંકર, અને બધા ગ્રહોની સાથે સૂર્ય અને ચન્દ્ર પણ ત્યાં આવ્યા. (૩)

રાજાઓ, રાજપુત્રો, રાણીઓ, દાસદાસીઓ સહિત આમંત્રણથી ત્યાં આવ્યા. (૪)

તે ઉપરાંત સિદ્ધ, ચારણ, ગાંધર્વ, યક્ષ, રાક્ષસ, પન્નગ, પિશાચ, ઉરગ અને નાગ લોકો પણ નોંતરવાથી આવ્યા. (૫)

તે બધા સુંદર પાથરણાં પાથરેલા સિંહાસનો ઉપર બેઠા અને સભામાં અગ્નિની પેઠે શોભવા લાગ્યા. (૬)

સુલક્ષણા સ્નાન કરી આભૂષણો પહેરી મુનિને પણ મોહ ઉપજાવે તેવા રૂપમાં સભામાં આવી. (૭)

ઝાંઝરના ઝણકાર કરતી વરમાળા સાથેની તે બાલાને જોઈને ઈન્દ્ર આદિ સર્વ દેવો મોહ પામ્યા. (૮)

ત્યાં મહા તેજસ્વી દિવ્યસ્વરૂપવાળા નારદે આવીને સૂર્યની પેઠે લોકોનાં નેત્ર આંજી નાંખ્યાં. (૯)

अंगिरापि तथाभूतः सर्वाभरणभूषितः ।
समाजगाम सर्वेषां प्रभयाच्छादयन्प्रभां ॥ १० ॥
तावुभौ वरयोर्योग्ये दिव्यास्तरणसंवृते ।
संविष्टौ तौ विरेजुः स्म सूर्यचन्द्राविवांबरे ॥ ११ ॥
विलोक्य सर्वदेवाद्याः प्रभयाच्छादितप्रभाः ।
प्रोचुः परस्परं दृष्ट्वा विशेषो नानयोऽण्वपि ॥ १२ ॥
कं वरिष्यति सुभगा सर्वलोकमनोहरा ।
ताभ्यां समो वरो नास्ति नानया सदृशी वधूः ॥ १३ ॥
एवं वदति वै लोके वृद्धदासी मनोरमा ।
एतौ वरौ महाभागे त्वदर्थं समुपागतौ ॥ १४ ॥
तस्मादेकं वृणु शुभ्रे तव भाग्यात्समागतौ ।
ब्रह्मणो मानसौ पुत्रौ देवदानवपूजितौ ॥ १५ ॥
तपसा विद्यया कान्त्या कुलेनाभिजनेन च ।
नैतादृशौ वरौ तन्वि त्रिषु लोकेषु कौचन ॥ १६ ॥
किं विलोकयसे बाले वरं वरय शोभनं ।
पश्यन्तु विबुधाः सर्वे द्वयोरेकं मनरोमम ॥ १७ ॥
द्वयोर्मध्ये त्वया यो वै वृतः सर्वत्रशोभनः ।
स श्लाघ्यते नरै र्देवैः पिशाचोरगराक्षसैः ॥ १८ ॥

---

११-A-विष्टिता रेजुः सर्वे । B-विष्टितौ रेजुः सर्वे । C-संतिष्ठा ते दिव्यवेषौ । १२-A-एताभ्यां समाना नास्ति । B-ताभ्यां समानोऽस्तिवरो । १५-A-B-शुभे । १६-A-B-C-विद्यते ।

અંગિરા પણ તે પ્રમાણે આભૂષણો પહેરીને પોતાના તેજથી બધાને ઝાંખા પાડતા ત્યાં આવ્યા. (૧૦)

તે બંને યોગ્યવર સુંદર પાથરણાવાળા સિંહાસન ઉપર બેઠા, તે જાણે આકાશને સૂર્ય અને ચન્દ્ર શોભાવે, તેમ સભાને શોભાવવા લાગ્યા. (૧૧)

પોતાના દિવ્ય તેજથી બધાને ઝાંખા પાડતા જોઈને બધા દેવો વગેરે આનન્દથી કહેવા લાગ્યા કે બંનેમાં લગાર પણ તફાવત નથી. (૧૨)

સર્વ લોકમાં સુંદર સારા ભાગ્યવાળી બાળા કોને વરશે? તેમના જેવો કોઈ વર નથી અને તેના જેવી કોઇ વહૂ નથી. (૧૩)

પછી વૃદ્ધ દાસી મનોરમાએ આ પ્રમાણે કહ્યું–હે મહાભાગ્યવાળી, આ બંને વર તારા માટે આવ્યા છે. (૧૪)

તારા સારા નસીબે પધારેલા દેવ અને દાનવથી પૂજાએલા બ્રહ્માના આ બે માનસ પુત્રોમાંથી એકને તું વર. (૧૫)

હે કોમળ અંગવાળી, ત્રણે લોકમાં તેમના જેવો તપ, વિદ્યા, રૂપ અને કુળમાં કોઈ નથી. (૧૬)

હે બાલા, તું શું જોઇ રહી છે? બધા દેવોના દેખતાં, બંનેમાંથી સુંદર વરને તું વર. (૧૭)

બંનેમાંથી તું જે સુંદર વરને વરીશ, તેની મનુષ્યો, દેવો, પિશાચો, નાગો અને રાક્ષસો પ્રશંસા કરશે. (૧૮)

एवं वदत्यां बहुशो न वृणोति यदा वरं ।
राजा प्रोवाच सुभगे वरं वरय शोभनम् ॥ १९ ॥
इत्युक्तापि यदा बाला न वृणोति वरं तदा ।
विषण्णवदना भूत्वा स्थिता सा च धरातले ॥ २० ॥
उपतिष्ठां सुतां दृष्ट्वा राजा रुष्टोऽब्रवीदिदं ।
कथं न वृणुते दुष्टे नाभ्यामन्यो वरो वरः ॥ २१ ॥
श्रुत्वा राज्ञो हि वचनं धात्रीकर्णे तदा शनैः ।
राजा ददाति मां कस्माद्वानराय विपश्चितः ॥ २२ ॥
एकोऽस्ति वानरवरो भल्लुकोऽस्ति वरोऽपरः ।
यं वृणोमि द्वयोरेकं राजादिशतु सांप्रतम् ॥ २३ ॥
यं ददाति पिता माता स एव हि वरोवरः ।
भल्लुकीवानरीरूपं मया कर्तुं न शक्यते ॥ २४ ॥
वानराणां मनुष्याणां संबंधो न मया श्रुतः ।
कस्माद्ददाति मां तातो वानराय विपश्चितः ॥ २५ ॥
श्रुत्वा तस्यास्तु वचनं धात्री विस्मयसंयुता ।
पपृच्छ गत्वा भूपालं लगित्वा श्रवणांबुजे ॥ २६ ॥
विकृति दृश्यते राजन्बालिकाया न दूषणं ।
दातुमर्हसि राजेन्द्र किंचिद्बुध्या विमृग्यताम् ॥ २७ ॥
विचारयति भूपाले ब्रह्मा प्रोवाच सत्वरं ।
न वृणोति यदि बाला कथमाकारितावुभौ ॥ २८ ॥

---

१८-C-आदर्शे नास्ति । २०-A-B-C-यदा वरं । एव । २१-A-B-C-उपविष्टां । C-वरं ।

એ પ્રમાણે ઘણીવાર કહેવા છતાં પણ, જ્યારે તે કોઈને ન વરી, ત્યારે રાજાએ કહ્યું, હે સારા ભાગ્યવાળી, તું સુંદર વરને વર. (૧૯)

એમ કહ્યા છતાં પણ તે બાળાએ વરને પસંદ કર્યો નહિ અને શોકાતુર ચહેરે પૃથ્વી ઉપર ઊભી રહી. (૨૦)

તેને ઊભી રહેલી જોઈને રાજા ગુસ્સે થઈને આ પ્રમાણે બોલ્યો, હે દુષ્ટ, તું કેમ કોઇને વરતી નથી? આ બેના કરતાં વધારે સુંદર વર બીજો નથી. (૨૧)

રાજાનું વચન સાંભળીને તેણે દાસીના કાનમાં ધીમેથી કહ્યું-પિતાજી ડાહ્યા થઇને મને શાથી વાનરને આપે છે? (૨૨)

એક વર વાનર છે અને બીજો રીંછ છે. મારે બેમાંથી કોને વરવો તે મને રાજા હવે જણાવે. (૨૩)

માતાપિતા જે આપે તે યોગ્ય છે, પણ મારાથી રીંછડી કે વાનરીનું રૂપ ધારણ કરી શકાય એમ નથી. (૨૪)

વાનર અને મનુષ્યનો સંબંધ મેં સાંભળ્યો નથી, તો પિતાજી ડાહ્યા થઈને મને વાનર સાથે કેમ વરાવે છે? (૨૫)

તેનું વચન સાંભળીને દાસીએ આશ્ચર્ય પામીને રાજાના કાન આગળ જઇને વાત કહી. (૨૬)

હે રાજાજી, કંઇક વિકાર દેખાય છે, બાળકીનો દોષ નથી. કંઇક વિચાર કરીને દાન આપવાની જરૂર છે. (૨૭)

રાજા વિચાર કરે છે એવામાં બ્રહ્માજી બોલી ઊઠયા, જો કન્યાને વરવું નહોતું, તો બે જણને કેમ બોલાવ્યા? (૨૮)

अनयोर्दूषणं किंचिद् दृष्टं वदतु पुत्रिका ।
न बिभेषि महीपाल ब्राह्मणात्कोपितानलात् ॥ २९ ॥
ब्रह्मणो वाक्यमाकर्ण्य राजा प्रोवाच कोपितः ।
यदि दत्तं हुतं तप्तं विष्णुः संसेवितो मया ॥ ३० ॥
तदा भवतां तत्तुल्यौ यौ च पश्यति मे सुता ।
तव पुत्रौ महात्मानौ देवानामपि संमतौ ॥ ३१ ॥
इत्युक्तवति भूपाले ऋक्षवानरसंनिभौ ।
जातौ सर्वसमाजेषु नारदांगिरसावुभौ ॥ ३२ ॥
जातौ भल्लूकप्लवगौ यदा तौ ब्रह्मणः सुतौ ।
सर्वे विषण्णवदना बभूवुः सुरमानवाः ॥ ३३ ॥
रुष्टोऽङ्गिरा महाशापं ददौ राज्ञे महातपः ।
राजा जडमति र्भूयात्कन्यां हरतु राक्षसः ॥ ३४ ॥
दत्ते शापे तदा लोके हाहाकारो महानभूत् ।
विषण्णवदनाः सर्वे बभूवुः सुरमानवाः ॥ ३५ ॥

न तदा बभूव मुदितो नरो न सुरोऽपरे मरुरुदुः सुभृशं ।
शुभलक्षणापि हि रुरोद भृशं हरणं निशम्य वचनाद्धि मुनेः॥ ३६॥
नृपतिर्जगाम मनसा वचसा शरणं हरेर्यच्चरणं भजतां ।
ननु नारदोऽपि मनसा च हरं शरणं गतो द्रुहिणमप्यपरः॥ ३७॥

---

२८–A–B–C–यदा । २९–B–ब्रह्मणः । ३० A–B–C–यदा । ३१–A–B–C–भवतु । C–यादृक् । C–तेधिकः ।

३६–A–C–बरो । B–वरौ । ३७–B–हि यद्दरणं भजतां । C–सैव ।

જો તેમનામાં કાંઈ દૂષણ જોયું હોય, તો ભલે તે કન્યા જાહેર કરે. હે રાજા, ગુસ્સે થએલા બ્રાહ્મણના ક્રોધરૂપી અગ્નિથી તું બીતો નથી ? (૨૯)

બ્રહ્માનું વચન સાંભળીને રાજા ક્રોધથી બોલ્યો, જો મેં કંઈ દાન કર્યું હોય, હોમહવન કર્યો હોય, તપ કર્યું હોય, કે વિષ્ણુની સેવા કરી હોય, તો મારી પુત્રી જે રૂપે તમારા પુત્રોને જુએ છે, તે પ્રમાણે દૈવથી માન પામેલા તમારા બે પુત્રો તેવાજ રૂપવાળા બનો. (૩૦-૩૧)

એટલું બોલતાંની સાથે આખી સભા વચ્ચે નારદ અને અંગિરા બંને રીંછ અને વાનર જેવા બની ગયા. (૩૨)

જે વખતે બ્રહ્માના બંને પુત્રો રીંછ અને વાનર બની ગયા, તે વખતે સઘળા દેવ અને મનુષ્યો મ્લાન મુખવાળા થઈ ગયા. (૩૩)

મહા તપસ્વી અંગિરાએ કોપાયમાન થઈને રાજાને મહા શાપ આપ્યો કે, રાજા તું જડબુદ્ધિવાળો થઈશ અને રાક્ષસ કન્યાનું હરણ કરશે. (૩૪)

શાપ આપ્યા પછી લોકોમાં હાહાકાર થઈ ગયો અને બધા દેવ અને મનુષ્યો શોકાતુર વદનવાળા બન્યા. (૩૫)

તે વખતે મનુષ્ય કે દેવ કોઈને પણ પ્રસન્નતા થઈ નહિ અને બીજા બધા ખૂબ રોવા લાગ્યા. અને મુનિના વચનથી પોતાનું હરણ થશે એમ સાંભળીને સુલક્ષણા પણ પુષ્કળ રોવા માંડી. (૩૬)

જેના ચરણની સેવા કરતો હતો તે વિષ્ણુ ભગવાનના શરણે રાજા મનથી ગયો, નારદ પણ શંકર અને બ્રહ્માના શરણે ગયા. (૩૭)

नृपनन्दिनी जगत्पते महिर्षी शरणं जगाम मनसा वचसा ।
हरणं ममैव यदि रक्षवरः प्रकरोति चेन्मरणमेव वरं ॥ ३८ ॥

इति श्रीवायुपुराणे मारुतोत्पत्तौ अष्टमोऽध्यायः ॥ ८ ॥

## नवमोऽध्यायः

सूत उवाच—

श्रुत्वा शापं जगन्नाथो भक्तानां भक्तवत्सलः ।
रुद्रं समीपे द्रुहिणं प्रोवाच मधुसूदनः ॥ १ ॥
राज्ञः शापं गृहिष्यामि नारदांगिरसो युवां ।
शापं गृह्णतां देवानां कार्यर्थं हि ममाज्ञया ॥ २ ॥
दशग्रीवो महाबाहुः पौलस्त्यः सानुजो बली ।
भविष्यति दुराधर्षो देवदानवकंटकः ॥ ३ ॥
पीडयिष्यति लोकांस्त्रीन्वरदानेन दर्पितः ।
मानवान्वानरांश्चैव मनस्येव नयिष्यति ॥ ४ ॥
भक्ष्यभूतान्हि तान्मत्वा मम मायाविमोहितः ।
तस्मात्तस्य वधार्थं हि भविष्यामि सुरैः समः ॥ ५ ॥
देवानां कार्यसिध्यर्थं मानुषं रूपमाश्रितः ।
कुले रघूणां रामेति नाम्ना दशरथात्मजः ॥ ६ ॥
अंजनी गौतमसुता मातुः शापाद्भविष्यति ।
वानरी लोकविख्याता सर्वलोकैकसुंदरी ॥ ७ ॥
तस्योदरे भवान्जन्म गृहिष्यति ममाज्ञया ।
हनूमानिति विख्यातो मारुति मम वल्लभः ॥ ८ ॥

---

४-C-श्चैव । A-वा । ६-A-रघुधामेति ।

રાજકન્યા જગત્પતિની પત્ની (લક્ષ્મી)ના શરણે મનથી અને વાચાથી ગઈ અને બોલી, મારૂં હરણ રાક્ષસ કરે, તેના કરતાં તો મૃત્યુ સારૂં. (૩૮)

## અધ્યાય નવમો

સૂતપુરાણી બોલ્યા—પોતાના ભકતોનો શાપ ભક્તવત્સલ ભગવાને સાંભળીને શંકર અને બ્રહ્માની આગળ આ પ્રમાણે કહ્યું. (૧)

દેવોના કાર્ય માટે રાજાનો શાપ હું ગ્રહણ કરીશ અને નારદ અને અંગિરાનો શાપ તમે મારી આજ્ઞાથી ગ્રહણ કરો. (૨)

પુલસ્ત ઋષિનો પુત્ર વિશાળ હાથવાળો બળવાન રાવણ પોતાના નાના ભાઈ સાથે દેવ અને દાનવને પીડનાર બનશે (૩)

વરદાનથી અભિમાની થએલો તે ત્રણે લોકોને પીડા કરશે અને માણસો અને વાનરોને ગણત્રીમાં પણ નહિ ગણે. (૪)

મારી માયાથી મોહ પામીને તેમને પોતાના ખોરાક રૂપે માનશે. તેથી તેના વધ માટે હું દેવોની સાથે અવતાર લઇશ. (૫)

દેવોના કાર્યની સફળતા માટે માણસનું રૂપ ધારણ કરીને રઘુવંશમાં દશરથના રામનામના પુત્ર રૂપે હું પ્રકટ થઇશ. (૬)

અંજની ગૌતમની પુત્રી થશે અને માતાના શાપથી સર્વ લોકમાં વિખ્યાત અને અનુપમ સૌંદર્યવાળી વાનરી બનશે. (૭)

તેના પેટે તમે મારા ભક્ત હનુમાન્ નામથી મારી આજ્ઞાનુસાર જન્મ લેજો. (૮)

अदितिर्देवमाता या विख्याता भुवनत्रये ।
शक्रं देवभर्तारं दृष्ट्वा भर्तारमब्रवीत् ॥ ९ ॥
मम पुत्रो जगच्छ्रेष्ठो जगच्छ्रेष्ठा कृतास्म्यहं ।
तस्मात्त्वमेव मद्गेहादन्यां मा व्रज सुव्रत ॥ १० ॥

मत्समानापरा काचिद्भार्या तव महामते ।
यस्याः कुक्षिसमुत्पन्नः सुरराजोऽभवत्सुतः ॥ ११ ॥
तस्य पितृत्वभावेन भवान्श्रेष्ठो जगत्त्रये ।
मानयन्ति सुराः सर्वे तथा सप्तर्षयोऽमलाः ॥ १२ ॥

मम पुत्रप्रभावेन तस्मात्तिष्ठ मम गृहे ।
इत्युक्त्वा जगृहे विप्रं वस्त्रदेशे शुचिस्मिता ॥ १३ ॥
तदा प्रोवाच सा मुनिः पित्रा दत्ता यदा मम ।
दक्षेण विनयं कृत्वा तदैवोक्तोऽस्मि सुव्रते ॥ १४ ॥
सर्वा समत्वे वर्तव्या त्वया विद्वन्ममाज्ञया ।
कस्मात्त्यक्ष्याम्यहं जानन्भार्याः सर्वाथ मे प्रियाः ॥१५॥

उद्वाह्य भार्या यो मोहाद्विषमत्वे हि वर्तते ।
न तस्य देवा गृह्णन्ति हव्यं क्रव्यं पितुर्गणाः ॥ १६ ॥
तस्मात्समत्वे वर्तामि भार्याः सर्वा हि मे मताः ।
नैवाग्रहः प्रकर्तव्यः त्वयाद्येव शुचिस्मिते ॥ १७ ॥

मुञ्च भद्रे गमिष्यामि दित्याः पार्श्वे रतीच्छया ।
ऋतुस्नातास्ति सा बाला याचितोऽस्मि तयाधुना ॥१८॥

ત્રણે લોકમાં વિખ્યાત એવી દેવોની માતા અદિતિએ દેવોના રાજા ઈન્દ્રને જોઈને પોતાના સ્વામીને કહ્યું. (૯)

હે સારા વર્તનવાળા સ્વામી, તમે મને અને મારા પુત્રને જગત્‌માં શ્રેષ્ઠ બનાવ્યા, તેથી તમે મારૂં ઘર છોડીને પેલીને ત્યાં જશો નહિ. (૧૦)

હે મહાબુદ્ધિશાળી, જેની કુખે દેવોના રાજાનો જન્મ થયો એવી મારા જેવી બીજી કઈ સ્ત્રી છે? (૧૧).

તેના પિતા હોવાને લીધે તમે ત્રણે જગતમાં શ્રેષ્ઠ થયા છો અને બધા દેવો અને પવિત્ર સપ્તર્ષિઓ પણ તમને માન આપે છે. (૧૨)

તેથી મારા પુત્રના પ્રભાવને લીધે તમે મારે ઘેર રહો, એમ કહીને સુંદર હાસ્યવાળી તે સ્ત્રીએ બ્રાહ્મણના વસ્ત્રનો છેડો પકડયો. (૧૩)

ત્યારે મુનિએ કહ્યું કે તારા પિતા દક્ષે જ્યારે મને પરણાવી, ત્યારે તેમણે વિનયથી આ પ્રમાણે કહ્યું હતું કે, હે વિદ્વાન્, બધાની સાથે તમારે સમાન ભાવે વર્તવું, તેથી એ જાણતો છતો બીજી સ્ત્રીનો હું ત્યાગ કેવી રીતે કરૂં? બધીએ પત્નીઓ મને પ્રિય છે. (૧૪–૧૫).

જે સ્ત્રીઓને પરણીને ભેદભાવથી વર્તે છે, તેનો બલિ દેવો કે પિતૃઓ ગ્રહણ કરતા નથી. (૧૬).

તેથી સુંદર હાસ્યવાળી સ્ત્રી, હું સમાન ભાવે વર્તું છું. મને બધી સ્ત્રીઓ માનીતી છે, તારે આજે આગ્રહ કરવો યોગ્ય નથી. (૧૭)

હે કલ્યાણી, રતિની ઇચ્છાથી મારે દિતિ પાસે જવું

ऋतुस्नातां तु यो भार्यासंनिधौ नोपगच्छति ।
भ्रूहणत्यासमं तस्य पापमाहुर्मनीषिणः ॥ १९ ॥

तस्मान्मुञ्च विशालाक्षि ऋतुदानाय याचितः ।
दित्यापार्श्वे विशेषेण ममात्यंतं हि वल्लभा ॥ २० ॥

श्रुत्वा मुनेस्तु वचनं निर्बन्धमकरोत्तदा ।
गृहित्वा वसनं बाला स्थिता गर्वेण भूयसा ॥ २१ ॥

तदा रुष्टो मुनिः कोपात्तामुवाच दुराग्रहां ।
भल्लुकी भव दुर्बुध्धे मम सत्यावखंडिनी ॥ २२ ॥

यदिर्ष्यां कुरुषे, दुष्टे, तस्यामेव महासुरौ ।
उत्पत्स्येते महात्मानौ ममवीर्यसमुद्भवौ ॥ २३ ॥

तव पुत्रादुराधर्षाद्दाच्छिद्य भुवनत्रयं ।
गृहिष्यतो महावीर्यौ देवदानवपूजितौ ॥ २४ ॥

श्रुत्वा शापं मुनेस्तस्य त्रस्ता सापतत्पादयोः ।
क्षमस्व विद्वन्नज्ञात्वा भाषितं यन्मयाधुना ॥ २५ ॥

कथं भवामि भल्लुकी गिरिदुर्गसमाश्रया ।
यथा निवर्त्यते शापस्तथा विद्वन्विधीयताम् ॥ २६ ॥

कृपां कुरु महाप्राज्ञ ब्राह्मणाः करुणाकराः ।
इत्युक्त्वा प्रारुदद्बाला पादयोः पतिता चिरं ॥ २७ ॥

---

२३–A–C–यस्येर्ष्यां । २४ C–याछिद्य । C–ज्ञज्ञावाद् ।

છે, તેથી છોડી દે; તે બાલા ઋતુસ્નાતા હોવાથી, તેણે મને હમણાં બોલાવ્યો છે. (૧૮)

જે પુરૂષ ઋતુસ્નાતા પત્નીની પાસે જતો નથી, તેને ગર્ભહત્યાનું પાપ લાગે છે એમ પંડિતોએ કહ્યું છે. (૧૯)

તેટલા માટે, હે વિશાળ નેત્રવાળી સ્ત્રી, મને છોડી દે, દિતિ મને અત્યંત વહાલી છે અને તેણે ઋતુદાન માટે મને બોલાવેલો હોવાથી તેની પાસે જવાની ખાસ જરૂર છે. (૨૦)

મુનિનું વચન સાંભળીને પણ તે બાળાએ આગ્રહ કર્યો અને મુનિનું વસ્ત્ર ઝાલીને ઘણા ગર્વથી તે ઊભી રહી. (૨૧)

ત્યારે મુનિ કોપાયમાન થયા અને તે જક્કી સ્ત્રીને ક્રોધથી કહ્યું કે મારા સત્યનું ખંડન કરનારી તું રીંછડી થજે. (૨૨)

હે દુષ્ટા, તું ઇર્ષ્યા કરે છે, તેથી તેના પેટે (દિતિના) મારા વીર્યથી બે મોટા દૈત્યો ઉત્પન્ન થશે. (૨૩)

તારા પુત્ર કરતાં વધારે બળવાન થઇને, દેવ અને દાનવોથી પૂજાઇને તે મહા પરાક્રમી અસુરો તારા પુત્ર પાસેથી ત્રણે લોકનું રાજ્ય પડાવી લેશે. (૨૪)

મુનિનો શાપ સાંભળીને તે ભયભીત થઇને તેમના પગે પડીને કહેવા લાગી, હે વિદ્વાન્, મેં અજાણતાં જે હમણાં કહ્યું તેને માટે ક્ષમા આપો. (૨૫)

હું પર્વત ઉપર રહેનારી રીંછડી શી રીતે થઇશ ? હે વિદ્વાન્, પાપનું જે રીતે નિવારણ થાય, તે રીતે તજવીજ કરો. (૨૬)

હે મહા પંડિત, કૃપા કરો, કારણકે બ્રાહ્મણો કૃપાનિધિ હોય છે. એમ કહી તે બાળા પગમાં પડીને રોવા લાગી. (૨૭)

पतितं पादयो र्दृष्ट्वा रुदन्तीं प्रमदोत्तमां ।
प्रोवाच स्तुत्वा धातारं देवकार्यार्थसिद्धये ॥ २८ ॥
प्राप्स्यसे त्वं परं रूपं पूर्वं पित्रा विनिर्मितं ।
पुत्रोऽपि तव देवेन्द्रो भविष्यति पुनः पुनः ॥ २९ ॥
इत्युक्त्वा कश्यपः शीघ्रं दित्या भवनमेयिवान् ।
भल्लुकी साधुना जाता महेन्द्राचलपर्वते ॥ ३० ॥
पुत्रमंगिरसं शापादुराधर्षाद्विमोचय ।
रुक्षो भव विधे शीघ्रं देवकार्यार्थसिद्धये ॥ ३१ ॥
कश्यपस्य महाशापान्मोच्यतां देवमातरं ।
लक्ष्मीः सुलक्षणा शापं गृहिष्याति दुरासदं ॥ ३२ ॥
मानुषं विग्रहं कृत्वा वर्षमात्रं ममाज्ञया ।
रावणस्य गृहे वासं करिष्यति सुलक्षणा ॥ ३३ ॥
पौलस्त्यस्य वधं यावत्करिष्यामि तवाज्ञया ।
तावत्कालं भविष्यामि जडबुद्धिरहं सदा ॥ ३४ ॥
इत्युक्त्वा जगृहे शापमम्बरीषस्य केशवः ।
नारदस्य तथा रुद्रो विधातांगिरसस्तथा ॥ ३५ ॥
लक्ष्मीः सुलक्षणाशापं जगृहे भक्तवत्सला ।
गृहित्वा पाणिना बालामनयत्स्वं निवेशनम् ॥ ३६ ॥

---

२८–A–B–वनितां। C–स तदा यातर। ३२–B–गृहीति भक्तवत्सला। अतःपरं B आदर्शे पंक्तिरियं प्रक्षिप्ता प्रतिभाति–गृहित्वा पाणिना बालामनवश्यं निवेशनम् ।

પોતાની ઉત્તમ સ્ત્રીને પગમાં પડીને રોતી જોઇને બ્રહ્માનું ધ્યાન ધરીને દેવોના કાર્યની સફળતાને અર્થે મુનિ બોલ્યા (૨૮).

તારા પિતાએ પહેલાં જેવું રૂપ તારૂં નિર્માણ કર્યું હતું, તેવું રૂપ તારૂં ફરીથી થશે. તારો પુત્ર પણ ફરી ફરીને દેવોનો રાજા થશે (૨૯).

એવું કહીને કશ્યપ ઋષિ જલદીથી દિતિને ઘેર ગયા અને અદિતિ મહેન્દ્રાચલ પર્વત ઉપર અત્યારે રીંછડી થઇને રહી છે (૩૦).

હે બ્રહ્મા, તમે તમારા પુત્ર અંગિરાને ઘોર શાપમાંથી છોડાવો અને તમે દેવોના કાર્યની સફળતા માટે જલદી રીંછનું રૂપ ધારણ કરો (૩૧).

કશ્યપના મહાશાપમાંથી દેવમાતાને છોડાવો; લક્ષ્મીજી સુલક્ષણાનો કઠિન શાપ ગ્રહણ કરશે (૩૨).

મારી આજ્ઞાથી મનુષ્યનું શરીર ધારણ કરીને સારા લક્ષણવાળી તે રાવણને ઘેર એક વર્ષ સુધી રહેશે (૩૩).

તમારી આજ્ઞાથી જ્યાં સુધી હું રાવણનો વધ કરીશ, ત્યાં સુધી હું જડબુદ્ધિવાળો થઈને રહીશ. (૩૪).

એમ કહીને વિષ્ણુએ અંબરીષનો શાપ ગ્રહણ કર્યો, શંકરે નારદનો અને બ્રહ્માએ અંગિરાનો શાપ ગ્રહણ કર્યો (૩૫).

ભક્તવત્સલ લક્ષ્મીજીએ સુલક્ષણાનો શાપ અંગીકાર કર્યો અને તેનો હાથ ઝાલીને પોતાને ઘેર લઈ ગયાં (૩૬).

सखीं स्वकीयां चक्रे तां नाम्ना देवीं सुलक्षणां ।
यस्य गेहे भवेल्लक्ष्मीस्तस्य गेहे सुलक्षणा ॥ ३७ ॥
ते सर्वे शापमुक्ता नृपविधितनयाः संजहृषुः समेताः ।
सेन्द्रा मुनीन्द्रा हरिहरसहिताः पूजिताः प्रीतियुक्ताः ॥
जग्मुस्ते स्वान्हि गेहान्मुनिवरनिकराः स्वाश्रमानेव मुख्या ।
याताः सर्वे मनुष्या निजनिजभवनं स्नातकाद्याः सुहृष्टाः॥३८॥

इति श्रीवायुपुराणे मारुतोत्पत्ता नवमोऽध्यायः ॥ ९ ॥

## दशमोऽध्यायः

श्रुत्वा सूतस्य वचनं शौनकाद्या मुनीश्वराः ।
पपृच्छुर्विस्मयाविष्टाः पुनः सूतं महामतिम् ॥ १ ॥

शौनक उवाच—

सूत सूत महाप्राज्ञ कथयस्व यथातथम् ॥ २ ॥
गौतमस्य सुता कस्मादंजनी लोकविश्रुता ।
वानरत्वं कथं प्राप्ता ब्रह्मवंशसमुद्भवा ॥ ३ ॥
मारुतिः कथमुत्पन्नो रुद्रांशो लोकविश्रुतः ।
हनुमानिति यं प्राहू राममित्रं महाबलम् ॥ ४ ॥
तस्योत्पत्तिं विशेषेण कथयस्व विचक्षण ।
वानर्यां मारुतेः कस्मादुत्पत्तिरभवच्छुभा ॥ ५ ॥
श्रुत्वा मुनीनां वचनं रोमहर्षणनन्दनः ।
प्रोवाच प्रणतो वाङ्मी श्रूयतां विमलां कथाम् ॥ ६ ॥

---

३८-C-स्वांश्च । मुक्ता । सहिताः ।

અને તેને દેવી સુલક્ષણા નામ આપીને પોતાની સખી બનાવી; જેના ઘરમાં લક્ષ્મી હોય, તેના ઘરમાં સુલક્ષણા (સારા આચરણવાળી સ્ત્રી) પણ હોય છે (૩૭).

સર્વે મુનિઓ પોતપોતાના આશ્રમમાં ગયા, સર્વે મનુષ્યો પોતપોતાને ઘેર ગયા અને સર્વે દેવો પ્રસન્ન થઇને પોતપોતાના ધામમાં ગયા (૩૮)

## અધ્યાય ૧૦

સૂત પુરાણીનું વચન સાંભળીને શૌનકાદિ મુનિઓએ વિસ્મિત થઈને મહા બુદ્ધિશાળી સૂત પુરાણીને ફરીથી પૂછયું (૧).

શૌનક બોલ્યા, હે મહા વિદ્વાન્ સૂત પુરાણી, ગૌતમની પુત્રી અંજની જગતમાં વિખ્યાત શી રીતે થઇ અને બ્રાહ્મણના વંશમાં જન્મેલી વાનરપણાને શી રીતે પામી તે યથા યોગ્ય રીતે કહો (૨–૩).

લોકોમાં પ્રખ્યાત, રૂદ્રના અંશરૂપ, રામના મિત્ર, મહા બળવાન્ હનુમાનજી શી રીતે ઉત્પન્ન થયા? (૪).

હે ચતુર મુનિ, વાનરીથી મારૂતિની ઉત્પત્તિ શી રીતે થઈ તે ખાસ કરીને કહો (૫).

મુનિઓનું વચન સાંભળીને રોમહર્ષણના વિદ્વાન્ પુત્રે પ્રણામ કરીને કહ્યું, પવિત્ર કથા સાંભળો (૬).

अहिल्या मानसी पुत्री ब्रह्मणोऽतिगुणाकरा ।
न तादृशी त्रिलोकेषु श्रेष्ठा काचिद्वरांगना ॥ ७ ॥
रुपयौवनसंपन्नां दृष्ट्वा तां सुमनोहरां ।
दिक्पाला विष्णुसहिता याचनां चक्रिरे विधिम् ॥ ८ ॥
विधिः प्रोवाच तान्सर्वान्परिक्रम्य धरातलं ।
शीघ्रमायाति मे पार्श्वं तस्मै कन्या प्रदीयते ॥ ९ ॥
श्रुत्वा सुरगणाः सर्वे यानान्यारुह्य सत्वराः ।
ययुः प्रक्रमितुं देवीं धरां त्रैलोक्यमातरम् ॥ १० ॥
गौतमोऽपि तदागत्य ब्रह्माणं समयाचत ।
कन्यां कमलगर्भाभामहिल्यां लोकसुंदरीम् ॥ ११ ॥
ब्रह्मा प्रोवाच यः पूर्वं परिक्रम्य धरातलं ।
समागच्छति वेगेन तस्मै देया सुता मया ॥ १२ ॥
गौतमोऽपि समाकर्ण्य परिक्रान्तुं धरातलं ।
ययावप्यतिवेगेन कन्यापाणिग्रहेच्छया ॥ १३ ॥
गच्छन्मार्गे महाबुद्धिः धेनुं परमशोभनां ।
प्रसूतिसमयेऽपश्यद्धरारूपां पुरोदिताम् ॥ १४ ॥
धात्रा स्वयं स्ववक्त्रेण वेदशास्त्रे स्मृतौ सदा ।
गौतमस्तां परिक्रम्य धरारूपां पयस्विनीम् ॥ १५ ॥
ब्रह्मणोऽन्तिकमागत्य प्रोवाच प्रणतः सदा ।
धरा मया परिक्रान्ता तव वाक्याज्जगत्पते ॥ १६ ॥

---

४-C-कथं ।

બ્રહ્માની માનસ પુત્રી અહલ્યા સર્વ ગુણોની ખાણ જેવી હતી, તેના જેવી સુંદર કન્યા ત્રણે લોકમાં નહોતી (૭).

તેને સુંદર રૂપ અને યૌવનવાળી જોઈને વિષ્ણુ આદિ સર્વ દિકપાલોએ બ્રહ્મા પાસે તેની માગણી કરી (૮).

બ્રહ્માએ તે બધાને કહ્યું, જે પૃથ્વીની પરિક્રમા કરીને સૌથી વહેલો આવશે તેને હું કન્યા આપીશ (૯).

તે સાંભળીને બધા દેવો જલદી જલદી પોતાના વાહનો ઉપર ચઢીને લોકમાતા પૃથ્વીની પ્રદક્ષિણા કરવાને ચાલી નીકળ્યા (૧૦).

ગૌતમ ઋષિએ પણ તે વખતે આવીને કમળના ગર્ભ જેવી કોમળ ત્રણે લોકમાં સુંદર એવી અહલ્યાની બ્રહ્મા પાસે માગણી કરી (૧૧).

બ્રહ્માએ કહ્યું, જે પૃથ્વીની પરિક્રમા કરીને સૌથી પ્રથમ આવે, તેને કન્યા આપવાની છે (૧૨).

ગૌતમ પણ કન્યાના પાણિગ્રહણની ઈચ્છાથી તે વચન સાંભળીને પૃથ્વીપરિક્રમા કરવાને ઘણા વેગથી ચાલી નીકળ્યા (૧૩).

જતાં જતાં માર્ગમાં તે મહાબુદ્ધિમાન્ મુનિએ એક સુંદર ગાયને વિવાતી જોઈ. આવી ગાય પૃથ્વીરૂપ ગણાય તેમ બ્રહ્માએ જાતે પોતાના મુખેથી જ વેદશાસ્ત્ર અને સ્મૃતિમાં પહેલાં કહ્યું હતું. ગૌતમે તે પૃથ્વીરૂપ દૂધાળી ગાયની પરિક્રમા કરીને બ્રહ્માની પાસે જઇને પ્રણામ કરીને કહ્યું, હે જગત્પતિ, તમારા વચન પ્રમાણે મેં પૃથ્વીની પ્રદક્ષિણા કરી. (૧૪–૧૬).

देहि कन्यां विधानेन तव वाक्यं कृतं भवेत् ।
प्रदक्षिणीकृता धेनुः प्रसूतिसमये मया ॥
धरारूपा सदैवोक्ता भवद्भिर्वाक्यनिश्चये ॥ १७ ॥
परिक्रमति यो धेनुं प्रसूतिसमये नरः ।
धरा तेन परिक्रान्ता सशैलवनकानना ॥ १८ ॥
प्रसूतिसमये धेनुं द्विवक्रान्तां धरणीसमां ।
यो ददाति नरः पात्रे तेन दत्ता वसुन्धरा ॥ १९ ॥
वेदपुराणसिद्धान्ते कृतोऽयं निश्चयः पुरा ।
तस्माद्देहि सुतां धातस्तव चेतसि रोचते ॥ २० ॥
गौतमस्य वचः श्रुत्वा ब्रह्मा प्रोवाच सत्वरं ।
प्रमाणमेतद्वचनं धरा क्रान्ता त्वया ध्रुवम् ॥ २१ ॥
वेदाः सत्या हरेर्वाक्यं मम वाक्यं यदा भवेत् ।
तदा भवतु भूपृष्ठे तवैव पदपद्धतिः ॥ २२ ॥

**गौतम उवाच—**

ममैव पादयोः पूर्वं विद्यते धरणीतले ।
पद्धतिः सर्वदेशेषु दृष्टा दिव्येन चक्षुषा ॥ २३ ॥
जलधारा कृता पूर्वं परिक्रमणहेतुना ।
सापि संदृश्यते धातः पादयोः पद्धातिसमा ॥ २४ ॥

---

१७–A–B–हृतं । धरा । B–करुणामय दैवोक्तं । C–आदर्शे तृतीया पंक्ति र्नास्ति ।

१९ A–चक्रान्ता । २०–A–B–वेदे । २२–B–ब्रह्म ।
२४–A–B–पद्धते समं ।

તો મને વિધિપૂર્વક કન્યા આપો, જેથી તમારૂં વાક્ય સત્ય થાય, કેમકે મેં પ્રસૂતિ સમયે ગાયની પ્રદક્ષિણા કરી છે. તેવી ગાય પૃથ્વીરૂપ રૂપ છે તેમ આપ હંમેશાં નિશ્ચય-પૂર્વક કહો છો (૧૭).

જે માણસ પ્રસૂતિ સમયે ગાયની પ્રદક્ષિણા કરે છે, તે પર્વત અને વન સાથેની પૃથ્વીની પરિક્રમા કરે છે (૧૮).

જે માણસ પ્રસૂતિ સમયની બે તરફ મુખવાળી ગાયનું સુપાત્રે દાન કરે છે, તે પૃથ્વીના દાન બરોબર છે (૧૯).

આ પ્રમાણે પહેલાં વેદપુરાણના સિદ્ધાન્તમાં નિશ્ચય થએલો હોવાથી, હે બ્રહ્માજી, જો આપને યોગ્ય લાગે તો કન્યાદાન આપો (૨૦).

ગૌતમનું વચન સાંભળીને બ્રહ્માએ સત્ત્વર કહ્યું કે તમે પૃથ્વીની ખરેખર પ્રદક્ષિણા કરી એ તમારૂં વચન પ્રમાણ છે (૨૧)

જો વેદવચન અને વિષ્ણુનું તથા મારૂં વચન સત્ય હોય તો ભૂતળ ઉપર તમારી પગલાંની હાર દેખાઓ (૨૨).

ગૌતમે કહ્યું, મારાં પગલાંની હાર સર્વ દેશોમાં આખી પૃથ્વી ઉપર પડેલી દિવ્ય ચક્ષુથી મેં જોઈ (૨૩).

વળી પરિક્રમાના હેતુથી પહેલાં જે જળધારા કરી હતી, તે પણ પગલાંની હારની માફક દેખાય છે (૨૪).

एतच्छ्रुत्वा विधिर्ज्ञात्वा स्वयं दिव्येन चक्षुषा ।
ददौ कन्यां विधानेन गौतमाय महात्मने ॥ २५ ॥
समागताः सुराः सर्वे परिक्रम्य धरातलं ।
ददृशुर्गौतमं सर्वे वृतपूर्वमहिल्यया ॥ २६ ॥
देवराजः समायातो पूर्वमेव यदिच्छया ।
तां वृतां ददृशे बालां गौतमेन महात्मना ॥ २७ ॥
शक्रः प्रोवाच द्रुहिणं पूर्वमस्मि समागतः ।
परिक्रम्य धरां देवीं गौतमाय किमर्पिता ॥ २८ ॥
श्रुत्वा शक्रस्य वचनं ब्रह्मा प्रोवाच सत्वरं ।
परिक्रान्ता धरा देवी गौतमेन महात्मना ॥ २९ ॥
त्वया दृष्टास्ति सकले धरापृष्ठे स्वचक्षुषा ।
गौतमस्येव पद्योः पद्धतिः सजला यदा ॥ ३० ॥
तदा त्वया न वक्तव्यं कथं दत्ता सुलोचना ।
परिक्रान्ता धरानेन त्वत्तः पूर्वं शचीपते ॥ ३१ ॥
तस्माद्दत्ता मया बाला गौतमाय विपश्चिते ॥ ३२ ॥
शक्रः प्रोवाच वचनं मया दृष्टा महात्मनः ।
पद्योः पद्धतिः सम्यक् सजला कुसुमान्विता ॥ ३३ ॥
सम्यक्कृतं त्वया धातर्विचार्य मनसान्तरे ।
गौतमाय मुदा दत्ता लोकश्रेष्ठा नितंबिनी ॥ ३४ ॥
इत्युक्त्वा प्रययौ नाकं तुराषाट् कामसंयुतः ।
गौतमोऽपि प्रियां लब्ध्वा स्वाश्रमं मुदितो ययौ ॥ ३५॥

---

२६–B–म॰ामात । ३०–A–C–यद्वा ।

બ્રહ્માએ તે સાંભળીને અને પોતાની જાતે દિવ્ય ચક્ષુથી જોઇને ગૌતમ મહાત્માને પોતાની કન્યા વિધિપૂર્વક આપી(૨૫).

પછી બધા દેવો પૃથ્વીની પરિક્રમા કરીને ત્યાં આવ્યા, પરન્તુ ગૌતમને અહલ્યાને પરણીગએલા જોયા (૨૬).

ઈન્દ્ર બધાના પહેલાં જેની ઇચ્છાથી આવ્યો હતો, તે બાલા મહાત્મા ગૌતમને પરણેલી તેણે જોઈ (૨૭).

ઈન્દ્રે બ્રહ્માને કહ્યું, પૃથ્વી પ્રદક્ષિણા કરીને હું પહેલો આવ્યો છું, તો ગૌતમને કેમ આપી? (૨૮).

ઈન્દ્રનું વચન સાંભળીને બ્રહ્મા ઝટ બોલ્યા, મહાત્મા ગૌતમે પૃથ્વી પરિક્રમા કરી લીધી (૨૯).

હે શચીના પતિ, જ્યારે તેં તારી આંખેજ આખી પૃથ્વીના પડ ઉપર ગૌતમનાં પગલાંની હાર જોઈએ છે, ત્યારે સુંદર નેત્રવાળી અહલ્યાને કેમ આપી એમ ન કહેવું જોઈએ. તારા પહેલાં તેણે પૃથ્વીની પરિક્રમા કરી છે (૩૦-૩૧).

તેટલા માટે વિદ્વાન્ ગૌતમને મેં કન્યા આપી છે. ઈન્દ્રે કહ્યું, ખરેખર મેં ઋષિની પુષ્પ અને જળવાળી પગલાંની હાર જોઈ છે (૩૨-૩૩).

હે બ્રહ્મા તમે મનમાં વિચાર કરીને મોટા નિતંબવાળી સર્વલોકમાં શ્રેષ્ઠ કન્યા પ્રસન્ન થઇ ગૌતમને અર્પણ કરી તે યોગ્ય કર્યું (૩૪)

એમ કહીને કામાવેશવાળો ઈન્દ્ર સ્વર્ગમાં ગયો અને ગૌતમ પણ રાજી થઈને પોતાની પત્નીને લઇને પોતાના આશ્રમમાં ગયા (૩૫)

सुरराजोऽपि संतप्तो कामेनातिबलीयसा ।
पश्यन्नेवान्तरं नित्यं स्थितश्चाश्रममंडले ॥ ३६ ॥
गौतमादेव संजाता कन्या कमललोचना ।
सुता नन्दादयः पञ्चपुत्राः श्रेष्ठा बभूवहृ ॥ ३७ ॥
गौतमेन विनाहिल्यां नापश्यत्पाकशासनः ।
गौतमोऽपि सदाहिल्यां नैव मुञ्चति शंकितः ॥ ३८ ॥
प्रौढाञ्जनी सदा पार्श्वे मातुस्तिष्ठति शंकिता ।
पित्रास्ति कथित पूर्वं देवराजविचेष्टितम् ॥ ३९ ॥
एकस्मिन्दिवसे कामाद्धाविनार्थेन मोहितः ।
ताम्रचूडस्वरूपेणाप्यरौदीत्पश्चिमां निशाम् ॥ ४० ॥
कुर्कुटस्वनमाकर्ण्य गौतमो मुनिसत्तमः ।
प्रबुद्धः प्रययौ स्नातुं भागीरथ्यास्तपोवनम् ॥ ४१ ॥
स्नातुं गते मुनौ शक्रः समागच्छन्मुनेर्गृहं ।
गौतमरूपमास्थाय तपोद्योतितविग्रहम् ॥ ४२ ॥
समागतं मुनिं दृष्ट्वा प्रोवाचातिमुदान्विता ।
कथमेवागतः शीघ्रमस्नात्वैव महामुने ॥ ४३ ॥
शक्रः प्रोवाच सुभगे मार्गे संगच्छता मया ।
निधुवनं प्रकुर्वाणस्ताम्रचूडोऽवलोकितः ॥ ४४ ॥
तदा ममापि संजाता तत्र संगाय भामिनि ।
मैथुनं देहि सुभगे मैथुनार्थं समागतः ॥ ४५ ॥

---

३९-B-शिल्यां । ४१-C-भागीरथ्यां तपोवने ।
४२-C-विग्रहः ।

ઈન્દ્ર બળવાન કામથી અકળાઈને આશ્રમના આંગણાંની આજુબાજુ નિત્ય તપાસ રાખવા માંડયો (૩૬).

ગૌતમને કમળજેવા નેત્રવાળી કન્યા અને નન્દ આદિ પાંચ શ્રેષ્ઠ પુત્રો થયા (૩૭).

ગૌતમની સોબત વિના એકલી અહલ્યા ઈન્દ્રની નજરે પડતી નહિ અને ગૌતમ પણ શંકાને લીધે અહલ્યાને સૂની મૂકતા નહિ (૩૮).

પ્રૌઢ થએલી અંજની પણ શંકાને લીધે હંમેશાં માતાના પડખામાં જ રહેતી, કારણ ઈન્દ્રના કુકર્મ સંબંધી પિતાએ તેને પ્રથમથી માહિતગાર કરી હતી (૩૯)

એક દિવસ કામાતુર થવાથી અને ભવિષ્યે ભૂલાવ્યાથી ઈન્દ્રે રાતે કુકડાનું સ્વરૂપ લઈને શબ્દ કર્યો (૪૦).

કુકડાના અવાજથી જાગીને મહામુનિ ગૌતમ ગંગાના તપોવનમાં સ્નાન કરવાને ગયા (૪૧).

મુનિ સ્નાન કરવા ગયા પછી, ઇન્દ્ર તપથી તેજસ્વી બનેલું ગૌતમના દેહનું રૂપ ધારણ કરીને ગૌતમના ઘરમાં પેઠો. (૪૨).

મુનિને પાછા આવેલા જોઇને અહલ્યા ઘણી પ્રસન્ન થઇને બોલી, હે મહામુનિ આમ જલદી જલદી નહાયા વિના કેમ આવ્યા ? (૪૩).

ઈન્દ્રે કહ્યું, હે સૌભાગ્યવતી, માર્ગમાં જતાં કામક્રીડા કરતા કુકડાને મેં જોયો (૪૪).

તેથી, હે પ્રિયા, તારો સંગ કરવાની મને પણ ઇચ્છા થઇ, માટે મને મૈથુન આપ, હું મૈથુન માટે આવ્યો છું (૪૫).

श्रुत्वाहिल्या तदोवाच पाश्चात्ये रजनीभवे ।
ब्राह्मो मुहूर्तो भवता मैथुनाय विगर्हितः ॥ ४६ ॥
इन्द्रः प्रोवाच रजनी वर्तते बहुला शुभे ।
तस्मान्निधुवनं देहि कामार्ताय शुचिस्मिते ॥ ४७ ॥
यद्येवं तर्हि ते भार्यां भुंक्ष्व स्वामिन्यथासुखं ।
इत्युक्तो भोक्तुमारेभे तामहिल्यां मनस्विनीम् ॥ ४८ ॥
भुज्यमाना तु सा ज्ञात्वा बलिष्ठं मुनिसन्निभं ।
कोऽसि दुष्ट परक्षेत्रे प्रवृत्तोऽसि प्रियाकृते ॥ ४९ ॥
सत्यं कथय नोचेत्त्वां शप्स्यामद्य दुराशयं ।
श्रुत्वाप्यहिल्यावचनं शक्रः प्रोवाच सत्वरम् ॥ ५० ॥
देवराजोऽस्मि सुभगे त्वदर्थं धरणीतलं ।
परिक्रान्तोऽस्मि लब्ध्यर्थं सत्यं कर्तुं त्रिविष्टपम् ॥ ५१ ॥
न त्वत्समास्ति स्वर्लोके न पाताले न धरातले ।
तस्मात्त्वदर्थमायातो मां क्षमस्व सुमध्यमे ॥ ५२ ॥
उद्वाहिता यदा सुभ्रु छलेनैव सुमध्यमे ।
तदाप्रभृति मे कामो दहत्येव हि मानसम् ॥ ५३ ॥
अद्यासौ गमितः शान्तिं त्वत्संगेन शुचिस्मिते ।
त्रैलोक्याधिपतिस्त्वद्य संजातो वरवर्णिनि ॥ ५४ ॥
तस्मात्क्षमस्व सुभगे मम पूर्णा मनोरथाः ।
त्वत्समानापरा काचिद्विद्यते न नितंबिनि ॥ ५५ ॥

---

४६–A–B–ब्राह्मे मुहूर्ते भविता । ४८–C–शक्रः प्रारंभे ।
४९–B–परस्त्रये च । ५०–B–शप्स्येयहि ।

તે સાંભળીને અહલ્યાએ કહ્યું, પાછલી રાતે બ્રાહ્મ મુહૂર્તમાં મૈથુન નિષિદ્ધ છે, એમ આપે જ કહ્યું છે (૪૬).

ઈન્દ્રે કહ્યું, હે સુંદર હાસ્યવાળી પ્રિયા, હજી તો બહુ રાત્રી બાકી છે, તેથી મને કામાતુરને તું મૈથુન આપ (૪૭).

જો એમ જ હોય તો, હે સ્વામી, આપની ઈચ્છામાં આવે તેવી રીતે પત્નીનો ઉપભોગ કરો, એમ અહલ્યાએ કહેતાંની સાથે તે માનિની અહલ્યાને ભોગવવા લાગ્યો (૪૮).

મુનિના રૂપમાં હોવા છતાં બળપૂર્વક ભોગવતો જોઈને અહલ્યાએ કહ્યું, હે દુષ્ટ મારા પતિના રૂપમાં પારકા ક્ષેત્રને ભોગવનાર તું કોણ છે? (૪૯).

દુષ્ટ હેતુવાળા, તું સાચું બોલ, નહિ તો તને શાપ આપીશ. અહલ્યાનું આ પ્રમાણે વચન સાંભળીને ઈન્દ્ર સત્વર બોલ્યો (૫૦).

હે સારા ભાગવાળી સ્ત્રી, હું ઈન્દ્ર છું. સ્વર્ગને સત્ય બનાવવાને તને મેળવવાના હેતુથી મેં પૃથ્વીની પ્રદક્ષિણા કરી હતી (૫૧).

સ્વર્ગ, પૃથ્વી કે પાતાલમાં તારા જેવી કોઈ સ્ત્રી નથી. સુંદર કેડવાળી, તારા માટે હું આવ્યો છું. માટે મને ક્ષમા આપ (૫૨).

હે સુંદર ભમરવાળી સ્ત્રી, જ્યારથી ગૌતમ કપટ કરીને તને પરણ્યો, ત્યારથી મારા મનને કામ બાળ્યા કરે છે (૫૩).

હે સુંદર હાસ્યવાળી સ્ત્રી, તારા સંગથી આજે કામ શાન્ત થયો છે. હે સુંદર વર્ણવાળી સ્ત્રી, આજે હું ખરેખર ત્રણે લોકનો સ્વામી બન્યો છું (૫૪).

તેટલા માટે, હે સુભગે, મારા મનોરથો પુર્ણ થયા

ज्ञात्वा शक्रं तदोवाच देवराज न ते शुभं ।
शीघ्रं भुक्त्वा व्रज विभो ज्ञात्वा शप्स्यति मे पतिः ॥५६॥
इति श्रुत्वा वाक्यं सुरपतिमनोऽतीव मुदितं ।
भयं त्यक्त्वा भव्यां मुनिवरप्रियां भोगमकरोत् ॥
द्वयोः प्रीतिर्जज्ञे रतिरससुखं चानुभावितुं ।
सुराधीश स्तुष्टः पररमणीरंगेन सुभृशम् ॥ ५७ ॥

इति श्रीवायुपुराणे मारुतोत्पत्तौ दशमोऽध्यायः ॥ १० ॥

## एकादशोऽध्यायः

सूत उवाच—

ताम्रचूडध्वनिं श्रुत्वा गौतमोऽगाज्जलाधिकां ।
योजनार्धे सुरनदीं स्नातुं प्रीतिपुरःसरम् ॥ १ ॥
तत्र गत्वा यदापश्यत्सुप्तामेव त्रिलोकगां ।
चिंतयन्मनसा किंचित्किमद्यापि न बुध्यते ॥ २ ॥
नूनं रात्रिः पृथुतरा भविष्यति न संशयः ।
भ्रमाय भ्रमेणोक्तं वा ताम्रचूडेन शब्दितम् ॥
रात्रौ स्नानं प्रशंसन्ति नैव शास्त्रविदो जनाः ॥ ३ ॥
विचार्यैवं स्वभवनमगान्मुनिसत्तमः ।
पुन रौति न कस्मात्स ताम्रचूडो विमोहितः ॥ ४ ॥

---

५१–C–लब्ध्यार्थं । ५२–C–नचत्यमसि । श्लोकोऽयं B आदर्शे नास्ति । ५४–C–ज्ञातो इच्छया तव सुप्रिये । ५५–B–पूर्णो मनोरथः । ५६–A–रतिं शुभां । ५७–B–योति प्रमुदितो । B-तस्या । B–C–भवित । C-परम ।

છે. હે વિશાળ નિતંબવાળી, તારા જેવી બીજી કોઈ સ્ત્રી નથી (૫૫).

ઇન્દ્રને જાણીને અહલ્યાએ કહ્યું, હે ઇન્દ્ર તને આ યોગ્ય નથી. જલદી ઉપભોગ કરીને જતો રહે, મારા સ્વામી જાણશે તો શાપ આપશે (૫૬).

એવું વચન સાંભળીને ઈન્દ્રે ઘણો હર્ષ પામીને ભયનો ત્યાગ કરીને મુનિની ભવ્ય સ્ત્રી સાથે રતિ કરી. રતિરસનું સુખ ભોગવતાં ભોગવતાં બંનેની પ્રીતિ જામી અને પરકીયા સાથેના રમણના ભોગથી ઈન્દ્ર અત્યંત સંતોષ પામ્યો (૫૭).

## અધ્યાય ૧૧

કુકડાનો અવાજ સાંભળીને રાજી થઇ ગૌતમ ઋષિ અર્ધા યોજન ઉપર આવેલી ઘણા જળવાળી ગંગા નદીમાં સ્નાન કરવા કરવા ગયા (૧).

ત્યાં જઇને તેમણે જ્યારે જોયું કે ગંગાજી હજી સુતેલાં છે, ત્યારે મનમાં વિચાર કર્યો કે હજી કેમ જાગ્યાં નથી? (૨).

ખરેખર, હજી રાત્રી ખૂબ બાકી હશે એમાં સંશય નથી. કુકડો ભ્રમથી બોલ્યો કે તેણે મને ભમાવ્યો? શાસ્ત્ર જાણનારા રાત્રીસ્નાનની પ્રશંસા કરતા નથી (૩).

એમ વિચારીને તે મહા મુનિ ઘેર પાછા ગયા, કે તે મોહ ઉત્પન્ન કરનાર કુકડો ફરી કેમ બોલતો નથી? (૪).

समागतं मुनिं दृष्ट्वा कौशिकोऽति भयाकुलः ।
मूषकारिवपुर्धृत्वा निश्चक्राम मुनेर्गृहात् ॥ ५ ॥
दृष्ट्वा तु कन्यका पृष्टा कथमोतुर्ममाश्रमे ।
समागच्छद्दिपश्यन्त्यास्तत्र पुत्रि दुराशयः ॥ ६ ॥
श्रुत्वा पितुर्वचस्तथ्यमञ्जनी भयविह्वला ।
प्रोवाच नो हि मार्जारो विद्यते कोऽपि देवता ॥ ७ ॥
श्रुत्वाञ्जनीवचस्तथ्यं चिंतय द्गौतमस्तदा ।
ज्ञात्वागतं तुराषाहमपश्यत्काममोहितम् ॥ ८ ॥
यस्मात्सुराणामधिपो भूत्वा कर्म विगर्हितं ।
तस्मात्पतेतां वृषणौ तव वासव भूतले ॥ ९ ॥
उक्तमात्रे तु पतितौ वृषणौ धरणीतले ।
व्रीडितो वासवः किंचिदगच्छद्धामादने ॥ १० ॥
गौतमः स्वां प्रियां प्राह कस्ते पार्श्वमुपागतः ।
भुक्तस्त्वया दुराचारो वंचयित्वा भृशं हि माम् ॥ ११ ॥
श्रुत्वातिविस्मिता किंचित्प्रोवाचातिविचक्षणा ।
त्वमेवाद्य मया भुक्तो नान्यः कश्चन मानवः ॥ १२ ॥
त्वमेव सर्वं जानासि नान्यवज्ज्ञानदुर्बलः ।
त्वयाहं याचिता नाथ मैथुनाय पतिव्रता ॥ १३ ॥

---

२–B–मायापि । ३–C–भ्रमात्कि ताम्रचूडेन पतत् श्रुतं मयाधुना । तृतीया पंक्तिः C आदर्शे नास्ति । ६–A–C–दृष्ट्वोतुं कन्यकां पृच्छत् ।

મુનિને આવેલા જોઇ ઈન્દ્ર ભયભીત થઈને બીલાડાનું રૂપ ધારણ કરીને ઘરમાંથી બહાર નીકળ્યો (૫).

ઋષિએ તેને જોઈને પુત્રીને પુછયું, હે પુત્રી, તારા દેખવા છતાં, મારા આશ્રમમાં આ દુષ્ટ બીલાડો કયાંથી આવ્યો ? (૬)

પિતાનું વચન સાંભળીને ભયથી ગભરાઇ જઇને અંજનીએ સાચું કહ્યું, એ બિલાડો ન હોય, કોઈ દેવતા જણાય છે. (૭)

અંજનીનું સાચું વચન સાંભળીને ગૌતમ ઋષિએ ધ્યાન ધરીને જોયું તો જણાયું કે કામાતુર થઈને ઈન્દ્ર આવ્યો હતો. (૮).

તેં દેવોનો રાજા થઈને આવું નિંદિત કર્મ કર્યું, તેથી તારાં વૃષણો પૃથ્વી ઉપર પડજો, એમ મુનિએ કહેતાંની સાથે બે વૃષણો પૃથ્વી ઉપર પડયાં, અને તેની પીડાથી પીડાઈને ઈન્દ્ર ગંધમાદન પર્વત ઉપર ચાલ્યો ગયો (૧૦).

ગૌતમે પોતાની સ્ત્રીને પુછયું, તારી પાસે કોણ આવ્યું હતું ? મને છેતરીને તેં દુષ્ટની સાથે ઘણો ભોગવિલાસ કર્યો (૧૧).

તે સાંભળીને આશ્ચર્યથી તે ચતુર સ્ત્રીએ કહ્યું, મેં તો તમારી સાથે વિલાસ કર્યો હતો, અન્ય કોઈ મનુષ્યની સાથે નહિ (૧૨).

તમે બધું જાણો છો, બીજાની માફક અણુસમજુ નથી. તમે જ પતિવ્રતા એવી હું, તેની પાસે મૈથુનની યાચના કરી હતી (૧૩).

नोत्तरं कथितुं शक्ता तवरूपविमोहिता ।
सकामं याहि भर्तारं निषेधयति दुर्हृदा ॥ १४ ॥
व्याली भवति सा दुष्टा भवतः संश्रुतं मया ।
तथापि कथितं ब्रह्मन्ब्राह्ममुहूर्ते हि वर्तते ॥ १५ ॥
त्वयोक्तं वर्तते रात्रिस्तदात्मा हि समर्पितः ।
कामश्चाष्टगुणं पुंभ्यो नारीणां वर्तते ध्रुवम् ॥ १६ ॥
यदा याचते भर्ता स्वां भार्यां भोक्तुं समुद्यतः ।
तदा भवति रुच्यर्थं प्रसन्नातीव चेतसा ॥ १७ ॥
त्वया भुक्तासि विप्रर्षे धन्याहं भक्तिवत्सला ।
भर्तुः संगात्परं सौख्यं नान्यं किंचित्सुयोषिताम् ॥१८॥
नाभूषणैस्तथा भक्ष्यैर्भोगैर्नानाविधैः शुभैः ।
यथा तुष्यति भर्तारं भुक्तवातीव पतिव्रता ॥ १९ ॥
ज्ञात्वा सत्यं प्रियावाक्यं मुनिः प्रोवाच सस्मितं ।
नाहं जारः समायातो मम रूपेण शोभने ॥ २० ॥
स कथं न त्वया ज्ञातः पुत्र्या ज्ञातः कथं हि स ।
इत्युक्ता सा तदोवाच श्रृणु स्वामिन्ममोदितम् ॥ २१ ॥
सकामं प्रेक्ष्य भर्तारं सकामा स्यात्सुलोचना ।
विचारयति नो किंचिद्रतिरागविमोहिता ॥ २२ ॥

---

७–B–यं । C–तु । १३–B–विज्ञान । १५–B–मस्त्वद: । १६–C–तेन । १७ A–B–नेति भाषते । २१–A–पुनः प्रोचत् । C–पुनः प्रोचे । २२–B–प्रति ।

તમારા રૂપથી મોહ પામેલી હું તમને ઉત્તર આપી શકી નહિ. દુષ્ટ હૃદયવાળી જે સ્ત્રી કામાતુર પતિને જાકારો દે, તે દુષ્ટ સ્ત્રી સાપણ થાય છે એમ મેં આપની પાસેથી જ સાંભળ્યું હતું; તોપણ, હે વિપ્ર, મેં આપને તે વખતે જ કહ્યું હતું કે અત્યારે બ્રાહ્મ મુહૂર્ત છે (૧૪–૧૫).

આપે જ્યારે કહ્યું કે, હજી તો રાત્રી બાકી છે, ત્યારે મેં મારી જાત આપને સોંપી દીધી, કારણ પુરૂષો કરતાં સ્ત્રીઓમાં આઠગણો કામ રહેલો છે (૧૬).

જ્યારે પત્નીને ભોગવવા માટે આતુરતાથી પતિ માગણી કરે, ત્યારે તે મનમાં બહુ પ્રસન્ન થઈને તેને અનુકૂળ થાય છે (૧૭).

હે વિપ્રર્ષિ, તમે મને ભોગવી તેથી હું પતિપરાયણા સ્ત્રી મને પોતાને ધન્ય માનું છું. સન્નારીઓને પતિના સંગ કરતાં બીજુ મોટું સુખ નથી (૧૮).

પતિવ્રતા પતિના ઉપભોગથી જેવી સંતુષ્ટ થાય છે, તેવી અલંકારો, ભોજનો કે જૂદા જૂદા પ્રકારના વિલાસોથી સંતુષ્ટ થતી નથી (૧૯).

પત્નીનું વચન સત્ય માનીને મુનિએ હસીને કહ્યું, હે સુંદર સ્ત્રી, હું નહિ પણ મારૂં રૂપ ધારણ કરીને કોઈ જાર પુરૂષ આવ્યો હતો (૨૦).

તો તેને પુત્રીએ ઓળખ્યો અને તેં કેમ ન ઓળખ્યો ? એવું કહેતાં તેણે કહ્યું, હે સ્વામી મારૂં કહેવું સાંભળો (૨૧).

સુંદર નેત્રવાળી સ્ત્રી કામાતુર પતિને જોઇને કામાતુર બની જાય છે. અને રતિના રંગે રંગાએલી કંઈપણ વિચાર કરી શકતી નથી. (૨૨)

विचारादेव जानन्ति ब्रह्माद्याः सेश्वराः सुराः ।
तस्माद्विचारितं नैव मया किंचिन्महामुने ॥ २३ ॥
तस्मात्क्षमस्व भो ब्रह्मन् सदा रक्ष्या हि योषितः ।
अज्ञानाद्यत्कृतं पापं सोढुमर्हसि सांप्रतम् ॥ २४ ॥
प्रायश्चित्तं व्रतं वापि देहि जारसमुद्भवं ।
त्वयोदितं करिष्यामि यदुक्तं ब्रह्मवादिना ॥ २५ ॥
एतच्छ्रुत्वा मुनिस्तथ्यं स्नातुं भागीरथीं ययौ ।
नापराधोऽस्ति भार्याया मम रूपविमोहिता ॥ २६ ॥
जुगुप्सितं कृतवती नापराधोऽत्र किंतु च ।
अपराधी मया शप्तो वृषणाभ्यां वियोजितः ॥ २७ ॥
इत्येवं मनसा ध्यात्वा गतः स्नातुं सुरापगां ।
त्यक्त्वा कोपं प्रियाभूतं ब्राह्मणः कोमलान्तरः ॥ २८ ॥
गते स्नातुं गंगां मुनिवरवरे कोपसहिता ।
सुतां प्रोचद्दुष्टे किमिदमधुना ते व्यवसितं ॥
सुतां माता रक्षेज्जननीमपि पुत्री पृथुतरा ।
त्वयाहं त्रैलोक्ये कुलयुगलमध्ये कलुषिता ॥ २९ ॥
त्वया नैवोक्तं स्यान्मुनिवरपुरः पापिनी यदा ।
तदा नो वै विद्याद्दिवि भुवि नरो नागनिकरः ॥
मदीयं यत्पापं त्रिभुवनजनेष्वेव विदितं ।
सुराधीशे शप्ते मुनिवरेणैव दुर्हृदे ॥ ३० ॥

इति श्रीवायुपुराणे मारुतोत्पत्तावेकादशोऽध्यायः ॥ ११ ॥

---

२४-C-मदात् । २७-C-नापराधिस्तयो मम । २९-B-सुताभूवे ।

બ્રહ્માદિ દેવો વિચાર કરવાથી જ જાણી શકે છે. માટે હે મહામુનિ, મારાથી કંઈ વિચાર થઈ શક્યો નહિ (૨૩).

તેથી, હે વિપ્ર, મને ક્ષમા આપો, સ્ત્રીઓ સદા રક્ષણ કરવા યોગ્ય છે. અજ્ઞાનથી થએલું પાપ અત્યારે આપે સહન કરવું ઉચિત છે (૨૪).

જાર કર્મ માટે જે કંઈ પ્રાયશ્ચિત્ બ્રહ્મવાદિ આચાર્યોએ કહ્યું હોય તે મને જણાવશો તો હું તે કરીશ (૨૫).

આવી હકીકત જાણીને મુનિ ગંગામાં સ્નાન કરવા ગયા. મારા રૂપથી મોહ પામેલી સ્ત્રીનો કંઈ દોષ નથી. તેણે જે નિંદિત કર્મ કર્યું છે, તેમાં તે નિર્દોષ છે. અપરાધીને મેં શાપ આપીને વૃષણ પાડી નાંખ્યાં છે, એવો મનમાં વિચાર કરીને સ્ત્રી ઉપરના ક્રોધનો ત્યાગ કરી તે કોમળ હૃદયના બ્રાહ્મણ ગંગાજીમાં સ્નાન કરવા ગયા (૨૬-૨૭ ૨૮).

મહામુનિ ગંગામાં સ્નાન કરવા ગયા પછી, અહલ્યાએ ક્રોધાયમાન થઈને પુત્રીને કહ્યું, તેં આ શું કર્યું? માતાએ પુત્રીનું રક્ષણ કરવું જોઈએ, તેમ મોટી ઉમ્મરની પુત્રીએ માતાનું રક્ષણ કરવું જોઈએ. તેં મને ત્રણે લોકમાં અને બંને કુળમાં કલુષિત કરી (૨૯).

હે પાપણિ, તેં જો મુનિની આગળ કહ્યું ન હોત તો, આ જગતમાં કોઈ મનુષ્ય કે નાગ જાણી શકત નહિ. હે દુષ્ટ, મુનિએ ઇન્દ્રને શાપ આપ્યો તેથી મારૂં પાપ ત્રણે લોકમાં જાહેર થઈ ગયું (૩૦).

# द्वादशोऽध्यायः

सूत उवाच—

मातुर्वचनमाकर्ण्य प्रत्युवाचाञ्जनी तदा ।
नापराधोऽस्ति मे मातः पृष्टे प्रोक्तं यथातथा ॥ १ ॥

पृष्टाऽसत्यं तु या ब्रूते सा व्याली द्विमुखी भवेत् ।
तस्मादुक्तं मया सत्यं किं मां गर्हसि दुर्हृदे ॥ २ ॥

त्वया ज्ञातः सुराधीशो न कथं हि तिरस्कृतः ।
त्वदाज्ञया दृढं भुक्ता त्वमेव दुर्हृदे चिरम् ॥ ३ ॥

कथं गर्हसि मां मातः कोऽपराधो मया कृतः ।
त्वया न शप्तो देवेन्द्रः कर्म कृत्वा विगर्हितम् ॥ ४ ॥

मां निन्दसि न ते योग्यं कुले जातासि कुत्सिते ।
कृत्वा कर्म न ते श्रेयो भविष्यति न संशयः ॥ ५ ॥

श्रुत्वांजन्या वचः क्रुद्धा प्रोवाचारुणलोचना ।
स्त्रीचरित्रं न जानासि तस्मात्त्वं वानरी भव ॥ ६ ॥

शप्तमात्रा निजं रूपं त्यक्त्वाभूद्वानराकृतिः ।
पितुः पार्श्वमुपागम्य स्ववृत्तान्तं न्यवेदयत् ॥ ७ ॥

मात्रा शप्तासि भो तात क्व गच्छाम्यादिशस्व मां ।
त्वत्पुत्री वानरी भूत्वा कथं स्थास्यामि भूतले ॥ ८ ॥

## અધ્યાય ૧૨

સૂત પુરાણીએ કહ્યું-માતાનું વચન સાંભળીને અંજનીએ ઉત્તર આપ્યો કે, હે માતા, મારો અપરાધ નથી. મને પૂછવાથી મેં જે હતું તે કહ્યું (૧)

જે પૂછવા છતાં અસત્ય બોલે છે, તે બે મુખવાળી સાપણ થાય છે. માટે મેં સત્ય કહ્યું. હે દુષ્ટ હૃદયવાળી, તું કેમ મને નિન્દે છે? (૨)

તેં ઈન્દ્રને ઓળખ્યો હતો, તો તેનો તિરસ્કાર કેમ ન કર્યો? તારી મરજીથી જ તેણે તારો લાંબા સમય સુધી ઉપભોગ કર્યો (૩).

હે માતા, તું મને કેમ ઠપકો આપે છે? મેં શો અપરાધ કર્યો છે? તેં નિંદિત કર્મ કરીને ઇન્દ્રને શાપ કેમ ન આપ્યો? (૪)

મને તું નિન્દે છે તે તને છાજતું નથી. તું નીચ કુળમાં ઉત્પન્ન થઇ છે. આ કામ કરીને તારૂં કલ્યાણ થવાનું નથી, એમાં કંઈ સંદેહ નથી (૫).

અંજનીનું વચન સાંભળીને ક્રોધથી રાતીચોળ આંખ્યો કરીને અહલ્યાએ કહ્યું, તું સ્રીચરિત્ર જાણતી નથી, તેથી વાનરી થજે (૬).

શાપ આપતાંની સાથે અંજનીએ પોતાનું રૂપ ત્યજીને વાનરીનો દેહ ધારણ કર્યો અને પિતાની પાસે જઇને પોતાની હકીકત જણાવી (૭).

હે પિતાજી, માતાએ મને શાપ આપ્યો, તો હું ક્યાં જઉં તે બતાવો. તમારી પુત્રી હું વાનરી બનીને પૃથ્વી ઉપર કેમ કરીને રહી શકીશ? (૮)

स्थानं दर्शय मे तात करिष्यामि महत्तरं ।
तपः सर्वस्य लोकस्य श्रेयस्कामा हितैषिणी ॥ ९ ॥
पिता प्रसन्नः प्रददौ वरं तस्यै महत्तरं ।
वातात्तव सुतः श्रीमान्रुद्रांशः संभविष्यति ॥ १० ॥
तेन त्वं सर्वलोकेषु पुत्रेण ख्यातिमेष्यति ।
रामभक्तः स मेधावी देवकार्यार्थसाधकः ॥ ११ ॥
महाबलो महावीर्यो देवदानवदर्पहा ।
रावणस्य वधार्थाय विष्णुर्मानवरूपधृक् ॥ १२ ॥
भविष्यति रघोर्वंशे रामनाम्नातिविश्रुतः ।
दर्शनात्तस्य ते मुक्तिर्भविष्यति सुलोचने ॥ १३ ॥
इतो गच्छ मयादिष्टं वायडाख्यं महत्पुरं ।
तत्रास्ति विपुला वापी वाडवादित्यनिर्मिता ॥ १४ ॥
वाडवादित्यतनया वायडाख्या द्विजातयः ।
तत्र तिष्ठन्ति विद्वांसो वायडाख्या वणिग्गणाः ॥ १५ ॥
तव सेवां करिष्यन्ति तपत्याः परमं तपः ।
तत्र गच्छ सरिच्छ्रेष्ठा बाणभंगेति विश्रुता ॥ १६ ॥
तत्तोये सततं स्नात्वा फलाहार. तपः कुरु ।
शीघ्रं ते तपसः सिद्धिर्भविष्यति न संशयः ॥ १७ ॥
इत्युक्ता पितरं नत्वा गता सा मरुधन्वयोः ।
संधौ बाणनदीतीरे वायडाख्यं महत्पुरम् ॥ १८ ॥

---

१७–C–पुण्यं महा ।

હે તાત, મને એવું સ્થાન બતાવો કે જ્યાં રહીને હું લોકનું હિત કરવાની ઇચ્છાથી મોટું તપ કરૂં (૯).

પિતાએ પ્રસન્ન થઇને તેને મહા વરદાન આપ્યું– વાયુથી તારા વિષે રૂદ્રના અંશ રૂપ પુત્ર થશે, જેનાથી સર્વ લોકમાં તારી ખ્યાતિ થશે. તે બુદ્ધિમાન અને રામભક્ત થશે અને દેવોનાં કાર્ય કરશે (૧૦–૧૧).

તે મહા બળવાન્ અને દાનવોનો મદ ઉતારશે. રાવણના વધને માટે જ્યારે વિષ્ણુ માનવનું રૂપ ધારણ કરીને રઘુના વંશમાં રામના નામથી અવતાર લેશે, ત્યારે તેમના દર્શનથી, હે સારા લોચનવાળી, તારી મુક્તિ થશે (૧૨–૧૩).

અહીંથી તું મેં બતાવેલા વાયડ નામના મહાનગરમાં જા. ત્યાં વાડવાદિત્યે નિર્માણ કરેલી એક વિશાળ વાવ છે (૧૪). ત્યાં કને વાડવાદિત્યના પુત્રો વાયડા નામના વિદ્વાન્ બ્રાહ્મણો અને વણિકો રહે છે (૧૫).

ત્યાં કને તું તપ કરતી હોઇશ, ત્યારે તેઓ તારી સેવા કરશે. ત્યાં બાણગંગા નામની શ્રેષ્ઠ નદી છે, ત્યાં જા (૧૬).

તેના જળમાં હંમેશાં સ્નાન કરી, માત્ર ફળનો આહાર કરીને તપ કરજે. તારા તપનું ફળ શીઘ્ર મળશે એમાં કંઈ સંદેહ નથી (૧૭).

એમ કહેવાથી પિતાને પ્રણામ કરીને મારવાડ અને ધાણધારની સંધિ ઉપર બનાસ નદીના તીરે આવેલા વાયડ નામના મહાનગરમાં તે ગઇ (૧૮).

तत्र गत्वा तपस्तेपे फलमूलजलाशना ।
वानरीरूपसंपन्ना गौतमस्य सुता वरा ॥ १९ ॥
गौतमोऽपि तदा रुष्टः कान्तापार्श्वमुपागतः ।
कथं शप्ता हि तनया मदग्रे सत्यभाषिणी ॥ २० ॥
यस्माच्छप्ताहि तनया त्वया दुष्टेन चेतसा ।
तस्मात्त्वं भव दुर्मेधे शिलारूपा नितंबिनि ॥ २१ ॥
यदा दाशरथिरामो कौशिकेनभियाचितः ।
हत्वा सुबाहुं समरे ह्यागमिष्यति तेऽन्तिकम् ॥ २२ ॥
तत्पादरजसा स्पृष्टा पुनस्त्वं प्रमदोत्तमा ।
भविष्यसि दुराचारे ममान्तिकमुपेष्यसि ॥ २३ ॥
इत्युक्ता सा शिलारूपा नष्टचेष्टा बभूव ह ।
गौतमोऽपि गृहं त्यक्त्वा निर्गतो गन्धमादनं ॥ २४ ॥
तत्र गत्वा तपस्तेपे परमेण समाधिना ।
पञ्चनन्दादयः पुत्रा विदेहनगरं ययुः ॥ २५ ॥
सुतामातृविवादेन गृहं नष्टं महामुनेः ।
गौतमस्य न तस्माद्वै वादं कुर्यात्कथंचन ॥ २६ ॥
सुता प्रौढा यदा गेहे मातुरेव हितैषिणी ।
तस्याः समं न विवदेद्या माता गुणगर्भिणी ॥ २७ ॥
न वदेत्कदापि तनयं तनयां न पतिं सुहृज्जनमतीव रुषा ।
न शपेत्कदापि कलहेन युतां निजदेहजामपि सुतां दुर्हृदाम् ॥२८॥
इति वायुपुराणे वायोत्पत्तौ द्वादशोऽध्याय ॥ १२ ॥

---

१८–C–गत्वा । १९ A–B–संछिन्ना । २३–B–स्व ।
२५–A–B–सुता ।

ત્યાં જઇને માત્ર ફળમૂળ ખાઇને અને પાણી પીને વાનરીનું રૂપ ધારણ કરેલું એવી ગૌતમની સુંદર પુત્રીએ તપ કર્યું (૧૯).

ગૌતમ ત્યાંથી ક્રોધાયમાન થઇને પત્નીની પાસે ગયા અને કહ્યું, મારી આગળ સત્ય કહેનારી પુત્રીને તેં કેમ શાપ આપ્યો ? (૨૦).

તેં દુષ્ટ હૃદયથી પુત્રીને શાપ આપ્યો, તેથી હે વિશાળ નિતંબવાળી દુષ્ટબુદ્ધિની સ્ત્રી, તું પત્થર થઈ જા (૨૧).

જ્યારે દશરથના પુત્ર રામ, વિશ્વામિત્રની યાચનાથી સાબાહુને યુદ્ધમાં મારીને, તારી પાસે આવશે, ત્યારે, તેમના પગની રજના સ્પર્શથી, હે દુરાચારી સ્ત્રી, ફરીથી ઉત્તમ સ્ત્રી બનીને તું મારી પાસે આવીશ (૨૨-૨૩).

એમ કહેતાં જ તે અચેતન શિલા રૂપ થઈ ગઈ અને ગૌતમ ઘરનો ત્યાગ કરીને ગંધમાદન પર્વત ઉપર ગયા (૨૪).

ત્યાં જઇને તેમણે મોટી સમાધિથી તપ આદર્યું. તેમના નન્દાદિ પાંચ પુત્રો વિદેહનગરમાં ગયા (૨૫).

માતા અને પુત્રીના ઝઘડાથી ગૌતમ જેવા મહામુનિનું ઘર વણસી ગયું, તેથી ઝઘડો કરવો નહિ (૨૬).

ઘરમાં માતાનું કલ્યાણ ઇચ્છનારી મોટી ઉમરની પુત્રી હોય, તેની સાથે ગુણવંતી માતાએ વાદવિવાદ કરવો નહિ (૨૭).

પુત્ર, પુત્રી, પતિ કે સખીની સાથે ક્રોધથી કંઈ બોલવું નહિ. પોતાની પુત્રી દુષ્ટ હૃદયવાળી હોય તો પણ કલહને લીધે માતાએ તેને શાપ આપવો નહિ (૨૮).

# त्रयोदशोऽध्यायः

**शौनक उवाच—**

रुद्रांशः कथमुत्पन्नो मारुतिः प्लवगाधिपः ।
तपस्तपत्यामञ्जन्यां देवकार्यार्थसिद्धये ॥ १ ॥
एतत्सर्वं विशेषेण सूत कथय विस्तरात् ।
न तृप्यामो वयं सर्वे कथां श्रुत्वा मनोरमाम् ॥ २ ॥
श्रुत्वा तेषां हि वचनं रोमहर्षणनन्दनः ।
प्रोवाच प्रणतो वाङ्मी श्रूयतां हि सुविस्तरम् ॥ ३ ॥
पुरा देवासुरैः सर्वैर्मथितः कलशोदधिः
तदा रत्नानि जातानि सर्वाणि सुधया समम् ॥ ४ ॥
रत्नान्यन्यानि देवानां हस्तप्राप्तानि चाभवन् ।
तदा सुधायाः कलशं जगृहुर्दानवोत्तमाः ॥ ५ ॥
तदा विषण्णास्ते सर्वे बभूवुर्देवतागणाः ।
किं कर्तव्यं यतो नीतं दैतेयैरमृतं भृशम् ॥ ६ ॥
तदा सस्मरुस्ते सर्वे वरेण्यं वरदं विभुम् ।
विष्णुं शरण्यं देवानां सुराणामर्थसाधकम् ॥ ७ ॥
प्रादुरासीत्तदा विष्णुर्देवदेवो जगत्पति ।
किं कार्यं कथ्यतां देवाः साधयिष्यामि मा चिरम् ॥८॥
देवाः प्रोचुः सुधा नीता दैतेयैर्बलवत्तरैः ।
तां गृहाण जगन्नाथ तव दासाः सदा सुराः ॥ ९ ॥
इत्युक्तो मोहिनीरूपं कृत्वातीव मनोहरं ।
गता तेषां हि निकटं चालयन्ती करांबुजम् ॥ १० ॥

## અધ્યાય ૧૩

શૌનક બોલ્યા—વાનરોના રાજા રૂદ્રના અંશ મારૂતિ દેવના કાર્યની સિદ્ધિ માટે તપ કરતી અંજની વિષે કેવી રીતે ઉત્પન્ન થયા? (૧)

હે સૂતપુરાણી, એ બધું ખાસ કરીને વિસ્તારપૂર્વક કહો. અમે સુંદર કથા સાંભળતાં કદી પણ ધરાતા નથી (૨).

તેમનું વચન સાંભળીને રોમહર્ષણના વિદ્વાન્ પુત્રે પ્રણામ કરીને કહ્યું, વિસ્તારથી સાંભળો (૩).

પહેલાં દેવો અને દાનવોએ મળીને કલશસમુદ્રનું મંથન કર્યું હતું, ત્યારે તેમાંથી અમૃતની સાથે બધાં રત્નો નીકળ્યાં હતાં (૪).

બધાં રત્નો દેવોએ હાથ કરી લીધાં, ત્યારે અમૃતનો કળશ દાનવોએ લઈ લીધો (૫).

તેથી બધા દેવો શોકાતુર થયા અને પછી વર આપનારા સુંદર વિષ્ણુ ભગવાનનું સ્મરણ કર્યું, કારણ કે વિષ્ણુ દેવોના શરણ રૂપ છે અને તેમના સર્વ અર્થ સાધનાર છે (૬–૭).

એટલે સર્વ દેવના દેવ જગત્પતિ વિષ્ણુ ભગવાન્ પ્રકટ થયા અને બોલ્યા, હે દેવો, મારૂં શું કામ પડયું તે કહો, હું સત્વર તે કરી આપીશ (૮).

દેવોએ કહ્યું, હે જગન્નાથ, અમારાથી બળવાન્ દૈત્યોએ અમૃત લઈ લીધું છે, તે લાવી આપો; દેવો આપના સદાના સેવક છે (૯).

એવું કહેતાંની સાથે વિષ્ણુએ મનોહર મોહિની રૂપ ધારણ કર્યું અને તે કરકમળને હલાવતી હલાવતી તેમની પાસે ગઈ (૧૦).

तां विलोक्यासुराः सर्वे मुमुहुर्नीतिकोविदाः ।
ददुः सुधायाः कलशं तच्चालोकेन मोहिताः ॥ ११ ॥

मोहिनी पाययत्सर्वान्द्विधापंक्तिस्थितान्सुरान् ।
अमृतं सर्वदेवानामसुराणां च वारुणीम् ॥ १२ ॥

पीयमानेऽमृते दैवै राहुर्देवाकृतिस्तदा ।
समागत्य निषण्णोऽभूत्सूर्यचन्द्रमसोऽन्तरे ॥ १३ ॥

पीयमानेऽमृते दैत्ये सूर्यचन्द्रेण सूचितः ।
दैत्योऽस्त्ययं दुराधर्षो मा देह्यस्मै किलामृतम् ॥ १४ ॥

उक्तमात्रे शिरः छिन्नं राहोरमृतभोजिनः ।
तदा युद्धं समभवद्दैत्यानां त्रिदशैः समम् ॥ १५ ॥

निहतास्त्रिदशैर्दैत्या विष्णुना प्रभविष्णुना ।
जग्मुः पातालनिलयं निःश्वसन्तो भयान्विताः ॥ १६ ॥

त्रिदशाः प्रययुर्नाकं सिद्धकार्यामृताशनाः ।
विष्णुर्जगाम वैकुण्ठं कृत्वा कार्यं दिवौकसाम् ॥ १७ ॥

रुद्रः श्रुत्वासुरारिभ्यो मोहिनीरूपमद्भुतं ।
जगाम विष्णुनिलयं समं पर्वतकन्यया ॥ १८ ॥

समागतं शिवं दृष्ट्वा परमेण समाधिना ।
पूजयित्वा पपृच्छाशु जानन्नपि जगद्गुरुः ॥ १९ ॥

---

७–C–साधनं । ११–A–B–हासलास्येन । १३–C–न्तरं ।
१५–C–च समभूत् । १९–A–B–जगद्गुरुं । २०–C–
भूयांसि सृजसे तदा ।

તેને જોઇને મૂર્ખ અસુરો મોહ પામ્યા અને તેના હાસ્ય અને કટાક્ષથી ભ્રમિત થઇને તેના હાથમાં અમૃતનો કળશ આપ્યો (૧૧).

તેણે બે પંક્તિઓમાં બેઠેલા દેવો અને અસુરોને પાન કરાવા માંડયું–દેવોને અમૃતનું અને દૈત્યોને મદિરાનું (૧૨).

દેવો અમૃત પીતા હતા, ત્યારે રાહુ દેવનું રૂપ ધારણ કરીને આવ્યો અને સૂર્ય અને ચન્દ્રની વચમાં બેસી ગયો (૧૩).

દૈત્યને (રાહુ) અમૃત પાવા માંડયું, ત્યારે સૂર્ય અને ચન્દ્રે સૂચવ્યું કે આ દુષ્ટ દૈત્ય છે, તેને અમૃત આપશો નહિ (૧૪).

એવું કહેતાંની સાથે અમૃત પીનાર રાહુનું માથું કાપી નાખ્યું, ત્યારે દેવોની સાથે યુદ્ધ થયું (૧૫).

વિષ્ણુના પ્રભાવથી દેવોએ દૈત્યોને હરાવ્યા, તેથી તેઓ ભયભીત થઇને શ્વાસભેર પાતાળલોકમાં નાસી ગયા (૧૬).

દેવો અમૃત પીને કાર્યમાં સફળતા મેળવી સ્વર્ગમાં ગયા અને વિષ્ણુ દેવોનું કાર્ય કરીને વૈકુંઠમાં પધાર્યા (૧૭).

મહાદેવજી અસુરો પાસેથી મોહિનીનું અદ્‌ભુત રુપ સાંભળીને પાર્વતીજીની સાથે વિષ્ણુના ધામમાં ગયા (૧૮).

મહાદેવજીને આવતા જોઇને મહાસમાધિથી જાણતા હોવા છતાં પણ પૂજન કરીને જગદ્‌ગુરૂ વિષ્ણુએ કુશલ પૂછ્યું (૧૯).

रुद्रः प्रोवाच रूपाणि मया दृष्टानि ते विभो ।
देवकार्यार्थसिद्ध्यर्थं भूमावतरतः सदा ॥ २० ॥
अवतारा मया दृष्टाः सर्वे कूर्मादयश्चते ।
योषिद्रूपं कृतं नाथ देवदानवमोहनम् ॥ २१ ॥
तद्दर्शय ममैवाद्य परं कौतुहलं तु मे ।
तद्दर्शनार्थमायातं विद्धि मां त्वं जगत्पते ॥ २२ ॥
श्रुत्वा भवस्य तद्वाक्यं स्मितं कृत्वा जगद्गुरुः ।
प्रत्युवाच परं प्रीतः श्रूयतामिति शंकर ॥ २३ ॥
गतेऽमृते सुरकरादुपायो विहितो मया ।
सुधां शीघ्रं समादातुं स्त्रीरूपं विहितं मया ॥ २४ ॥
इत्युक्त्वान्तर्दधे देवो दर्शयिष्यामि ते वपुः ।
यं दृष्ट्वा मोहिताः सर्वे दैत्यदानवराक्षसाः ॥ २५ ॥
विलोकयति देवेशस्त्र्यंबके गिरिकन्यया ।
ददर्श विपिने बालां रूपयौवनशालिनीम् ॥ २६ ॥
नैतादृशी दृष्टपूर्वा काचिदन्या नितंबिनी ।
रोमहर्षसमाविष्टो बभूव परमेश्वरः ॥ २७ ॥
क्रीडन्तीं कन्दुकैर्बालां विलोकयितुमन्वयात् ।
पार्श्वस्थां प्रेयसीं हित्वा पंचबाणशराहतः ॥ २८ ॥
समागतं शिवं वीक्ष्य क्रीडन्ती कनकोज्वला ।
स्त्रीभावं लज्जिता चक्रे शीघ्रं त्रुटितमेखला ॥ २९ ॥

---

२३-A-B-जगद्गुरु । २५-C-परं । २६-A-B-देवेशो-त्र्यंबको । २९-A-B-दृष्ट्वा ।

મહાદેવજીએ કહ્યું, હે પ્રભુ, દેવોનાં કાર્યો સફળ કરવાને પૃથ્વી ઉપર તમે જે રૂપો ધારણ કરીને અવતર્યા છો, તે તો મેં જોયાં છે (૨૦).

મેં કૂર્મ આદિ બધા આપના અવતારો જોયા છે, પરન્તુ, હે નાથ, દેવો અને દાનવોને મોહ પમાડનાર તમારૂં સ્ત્રીનું રૂપ મને બતાવો, કારણ કે મને બહુ કુતૂહલ થયું છે. હે જગત્પતિ, તે જોવાને હું આવ્યો છું, તે આપને વિદિત થાઓ (૨૧–૨૨).

શંકરનું એ વચન સાંભળીને જગદ્‌ગુરૂ શ્રી વિષ્ણુ ભગવાને અત્યંત પ્રસન્ન થઇને કહ્યું, હે શંકર સાંભળો (૨૩).

દેવોના હાથમાંથી અમૃત જવાથી મેં આ ઉપાય યોજ્યો હતો; જલદીથી અમૃત પાછું મેળવવાને મેં સ્ત્રીરૂપ ધારણ કર્યું હતું (૨૪).

જે રૂપથી દૈત્ય, દાનવો અને રાક્ષસો મોહ પામ્યા હતા તે રૂપ તમને દેખાડીશ, એમ કહીને વિષ્ણુ ભગવાન અંતર્ધાન થયા (૨૫).

પાર્વતી અને મહાદેવજી જોઇ રહ્યાં છે એવામાં રૂપ અને યૌવનથી સંપન્ન એક બાલાને જંગલમાં જોઈ (૨૬).

એના જેવી નિતંબવાળી બીજી કોઈ સ્ત્રી પહેલાં જોએલી નહિ હોવાથી મહાદેવજી હર્ષથી રોમાંચિત થઈ ગયા (૨૭).

કામદેવના બાણથી પીડા પામીને પોતાની જોડે બેઠેલી પ્રિયાનો ત્યાગ કરીને દડાથી રમતી બાળાને જોવાને માટે શંકર તેની પાછળ પડયા (૨૮).

કનક જેવી ઉજ્વલ કાન્તિવાળી તે રમતી બાળા

प्रभंजनोऽपि तत्काले ववौ विस्फारयन्वनं ।
वसनं सा समाधातुं नाशक्नोत्पवनार्दिता ॥ ३० ॥
वायुनापहृते दूरे लज्जितातिमनोहरा ।
लीना सा वृक्षखंडेषु हरभीत्या वरांगना ॥ ३१ ॥
विवस्त्रां वनितां दृष्ट्वा हरः कामेन मोहितः ।
गृहीत्वालिंगनं चक्रे सुपीनजघनस्तनीम् ॥ ३२ ॥
बलान्निर्गत्य बाहुभ्यां पलायनपराभवत् ।
पलायितामप्यपलच्छंकरोऽतिविमोहितः ॥ ३३ ॥
यतो यतो सा भ्रमति मोहिनी चित्तमोहिनी ।
बभ्राम तत्र तत्रैव शंकरोऽपि विमोहितः ॥ ३४ ॥
हस्तप्राप्तामिव च तां मन्वानः प्रमदोत्तमां ।
बभ्राव विपिने बालां गजो गजवधूमिव ॥ ३५ ॥
मोहात्प्रस्कंद तद्रेतः शंकरस्य महत्तरं ।
जगृहे पाणिना शर्वो व्रीडितोऽतिभृशं तदा ॥ ३६ ॥
स्कन्नरेतः समाज्ञाय विष्णुश्चान्तर्दधे तदा ।
शिवोऽपि लज्जितो रेतः पार्श्वस्थं मारुतं ददौ ॥ ३७॥
गच्छ मारुत शीघ्रं त्वं वायडाख्यं महत्पुरं ।
तत्रास्ते गौतमसुता वानरीरूपधारिणी ॥ ३८ ॥

---

३१–C–विलीना । वृक्षखंडे । ३२–B–स । ३३–C–परायिता मुपालब्धुं करोतिस्म । ३६–C–सर्वं । ३७–A–B–रेत । ३८–B–C–च ।

શંકરને આવતા જોઈને કટિમેખલા તૂટવાથી સ્ત્રીસ્વભાવ સુલભ લજ્જા પામી (૨૯).

તે કાળે જંગલને ધ્રૂજાવતો પવન ફુંકયો, તેથી પવનથી ઊડેલું વસ્ત્ર પણ તે ઝાલી શકી નહિ (૩૦).

પવન વસ્ત્રને દૂર લઈ જવાથી લજ્જાવાળી સુંદર સ્ત્રી મહાદેવજીના ભયથી ઝાડોના થડની પાછળ સંતાઈ ગઈ (૩૧).

વસ્ત્ર વિનાની વનિતાને જોઇને કામુતુર શંકરે કઠણ જંઘા અને સ્તનવાળી સ્ત્રીને પકડીને આલિંગન કર્યું (૩૨).

તે બળપૂર્વક બાથમાંથી નીકળીને ત્યાંથી નાઠી. તેને નાસતી જોઈને શંકર અત્યંત મોહ પામીને તેની પાછળ દોડયા (૩૩).

જ્યાં જ્યાં તે ચિત્તને મોહ ઉપજાવનારી મોહિની ભમવા લાગી, ત્યાં ત્યાં શંકર પણ મોહિત થઇને ભમવા લાગ્યા (૩૪).

તે સુંદર સ્ત્રી હાથમાં આવી છે એમ માનીને હાથી જેમ હાથણીની પાછળ પડે-તેમ શંકર તેની પાછળ દોડવા લાગ્યા (૩૫).

મોહિત થવાથી શંકરનું વીર્ય સ્ખલિત થયું, તે તેમણે અતિ લજ્જાથી હાથમાં ઝાલી લીધું (૩૬).

શંકરનું વીર્ય સ્ખલિત થયું જાણીને વિષ્ણુ અંતર્ધાન થઈ ગયા અને લજ્જા પામેલા શંકરે પાસે ઉભેલા વાયુને તે વીર્ય આપ્યું (૩૭).

હે વાયુ, તું વાયડ નામના મહાનગરમાં જલદી જા. વાનરી રૂપ ધારણ કરેલી ગૌતમની પુત્રી ત્યાં છે (૩૮).

नान्या धारयितुं शक्ता मम रेतो नितंबिनी ।
सातीवतपसा युक्ता वायडे पूजिता द्विजैः ॥ ३९ ॥
तस्यामुत्पत्स्यसे श्रीमान्वानरो लोकविश्रुतः ।
हनुमानिति विख्यातो मम तुल्यपराक्रमे ॥ ४० ॥
पुत्रस्तव महातेजा लोके ख्यातो भविष्यति ।
तस्या गर्भे महद्वीर्यं मुञ्च वायो ममाज्ञया ॥ ४१ ॥
श्रुत्वा शिवस्य वचनं मारुतोऽतिमुदान्वितः ।
प्रययौ वायडपुरं यत्रास्तेऽञ्जनी वानरी ॥ ४२ ॥

स तु तां विलोक्य वनितां वनजाक्षीं तपसातिरंजिततनुं तनुमध्यां ।
ननु गौतमस्य तनयां गुणगर्भां प्रसमीक्ष्य वायुः कुसुमेषुधरोऽभूत् ॥ ४३ ॥

क्व तपः कुतो तव वपुः सुभगे किमुलप्स्यसेऽधिकतरं तपसा ।
सुरतं प्रदेहि सुभगे पवनं ननु विद्धि मामिति वचोऽप्यवदत् ॥४४

तव तन्वि चारुतनयो भविता प्लवगाधिपोऽतिबलवानधिकः ।
ननु तस्य वीर्यमखिलं गणयितुं प्रभवन्ति न देवनिकरा विबुधाः ॥ ४५ ॥

हनुमानिति प्रथितपौरुषवान्भविता भवेन्न सदृशो भुवने ।
दशकंठनाशनविधौ भगवान्प्रभविष्यति सकलदेवगणैः ॥ ४६ ॥

---

३९–A–B–वायडैः । ४१–A–B–C–तस्योदरे ।
४५–A–B–C–'न' नास्ति ।

કોઈ બીજી સ્ત્રી મારૂં વીર્ય ધારણ કરવાને સમર્થ નથી. તે બ્રાહ્મણોથી પૂજાતી ઘણું તપ કરનારી છે (૩૯).

તેનાથી મારા જેવા પરાક્રમવાળો લોકોમાં પ્રસિદ્ધ હનુમાન ઉત્પન્ન થશે (૪૦).

તારો પુત્ર મહા તેજસ્વી લોકવિખ્યાત થશે. તેના ગર્ભમાં મારી આજ્ઞાથી આ મહાન્ વીર્ય તું મૂકજે (૪૧).

શિવનું વચન સાંભળીને અત્યંત પ્રસન્ન થઈ જ્યાં અંજની વાનરી હતી, તે વાયડપુરમાં વાયુદેવ ગયા (૪૨)

ત્યાં કમળ સરખા નેત્રવાળી તપથી બનેલા સુંદર દેહવાળી ગૌતમની ગુણવાન્ પુત્રીને જોઇ વાયુદેવ કામાતુર થયા (૪૩).

ક્યાં આવું તપ અને ક્યાં તારો દેહ ? તપથી તું શું વિશેષ મેળવવાની ઇચ્છા રાખે છે ? હે સારા ભાગ્યવાળી સ્ત્રી, મને વાયુદેવ જાણીને મને રતિ આપ, એમ કહ્યું (૪૪).

હે કોમળાંગી, તારો સુંદર પુત્ર વાનરોનો અધિપતિ મહા બળવાન થશે. તેના બળનો દેવો પણ પાર પામશે નહિ (૪૫).

આખા જગતમાં હનુમાન જેવા પ્રસિદ્ધ બળવાળો કોઇ થવાનો નથી. રાવણના નાશ માટે બધા દેવોની સાથે ભગવાન અવતાર લેશે (૪૬).

प्रथमं तवोदरभवो हि भवो यदि जायते तव भवेद्धिप्रथा ।
रघुनाथसाहाय्यकरणे हि विधिविहितोऽस्ति रावणवधाय
पुरा ॥ ४७ ॥

तपसः फलं किमपरं हि भवेद्यदि कुक्षिगो भवति देवि मृडः ।
मनसापि यस्य चरणं न लभेत्स भवेत्सुतः किमधिकं हि परम् ॥४८॥

कुरु मानिनि मम वचोऽतिशुभं भविता तवैव तनयोऽतिबली ।
इति तद्वचो हितकरं हृदये वनिता दधौ पवनसंगवरम् ॥ ४९ ॥

पवनोऽपि चारुनयनां चतुरां बुभुजे भवप्रियविधौ विबुधः ।
पवनाद्दधार सकलाभयदं शिववीर्यमेव वनितोत्सुकिता ॥५०॥

इति श्रीवायुपुराणे मारुतोत्पत्तौ त्रयोदशोऽध्यायः ॥ १३ ॥

## चतुर्दशोऽध्यायः

दधार पवनाद्गर्भमंजनी गौतमांगजा ।
बालार्कसदृशं बाला बलभित्सदृशं बले ॥ १ ॥
दशमे मासे सुभगा सुषुवे पवनात्मजं ।
कार्तिकस्यासिते पक्षे चतुर्दश्यां रवेर्दिने ॥ २ ॥
जातमात्रः किलोत्संगे स्थितो बालार्कसन्निभः ।
ददर्श भास्करं देवं मुदितं प्रभया युतम् ॥ ३ ॥
फलं मत्वातिबलवान् पुप्लुवे पवनात्मजः ।
सहस्रांशो रथं वक्रं क्षेप्तुकामो व्यगृह्यत ॥ ४ ॥

---

४७-B-भवभवेधिकथ । ४८-C-शक्रसमः । ५०-B-वनिता चकिता । १-C-बालं ।

તારા ઉદરેથી ભગવાન શંકર અવતાર લેશે તેથી તારી કીર્તિ થશે. રાવણના વધ માટે રામચન્દ્રજીને સહાય કરવાને બ્રહ્માએ તેનું નિર્માણ કર્યું છે (૪૭).

ભગવાન્ શંકર કુખે જન્મ લે એના કરતાં અધિક તપનું ફળ શું હોઇ શકે ? જેના ચરણ મનથી પણ પ્રાપ્ત ન થઇ શકે, તે પુત્ર થાય એનાથી વિશેષ ભાગ્ય કયું હોય? (૪૮)

હે માનિનિ, મારા કહેવા પ્રમાણે તું કર. તારો પુત્ર મહા બળવાન્ થશે, એવું સુંદર વચન હૃદયમાં ધારણ કરીને તે સ્ત્રીએ વાયુને રતિક્રીડા કરવા દીધી (૪૯).

ડાહ્યા વાયુદેવે તે સુંદર નેત્રવાળી પ્રિયાનો શંકરની પ્રિય એવી રીત પ્રમાણે ઉપભોગ કર્યો અને તે ઉત્સુક કામિનીએ પવનની દ્વારા સર્વને અભય આપનાર શિવજીનું વીર્ય ધારણ કર્યું (૫૦).

## અધ્યાય ૧૪

વાયુ દેવથી ગૌતમની પુત્રી અંજનીએ બાલસૂર્ય જેવો તેજસ્વી અને ઇન્દ્ર જેવો બળવાન ગર્ભ ધારણ કર્યો. (૧)

દસમે મહિને તે સારા ભાગ્યવાળી બાળાએ કાર્તિક વદિ ચોદસને દિવસે પવનપુત્રને જન્મ આપ્યો. (૨)

જન્મતાંની સાથે તે બાલસૂર્ય જેવા બાળકે ખોળામાં સુતાં સુતાં તેજસ્વી સૂર્યને ઉગતાં જોયો. (૩)

તે સૂર્યને ફળ માનીને પવનના બલવાન્ પુત્રે કુદકો માર્યો અને સૂર્યના રથનું પૈડું વાંકું કરવાના હેતુથી તે યુદ્ધ કરવા માંડયો. (૪)

रथे गृहीते विभ्रान्तः स देवो विस्मयोऽभवत् ।
कोऽयं कुतः समायातो रथं गृह्णाति मे कथम् ॥ ५ ॥
इत्येवं भास्करोऽजल्पत्किंचिद्भयसमन्वितः ।
तदा सुरेश्वरः क्रुद्धः श्रुत्वा तस्य च विक्रमम् ॥ ६ ॥
जघान कुलिशेनाशु हनुं तस्य हनुमतः ।
वज्रप्रहाराभिहतो निपपात महीतले ॥ ७ ॥
मृतकल्पो महावीर्यो जातमात्रोऽतिकोमलः ।
नालभत्पतितः संज्ञां वज्रघातेन मूर्छितः ॥ ८ ॥
मातरिश्वा समालक्ष्य पतितं तनयं हि खात् ।
गृहीत्वानयच्छीघ्रमञ्जन्या निकटे शुभम् ॥ ९ ॥
मृतकल्पं सुतं वीक्ष्य तदा गौतमनन्दिनी ।
रुरोद सुभृशं बाला मारुतस्य प्रपश्यतः ॥ १० ॥
हा पुत्र किं कृतं तात चापल्यात्पवनाकृते ।
किं करिष्याम्यहं बाला विपिने पुत्रगृद्धिनी ॥ ११ ॥
पापिष्ठस्य शचीशस्य बाले बालार्कसन्निभे ।
हस्तौ प्रवर्तितौ हन्तुं पितुः सख्यं न चिंतितम् ॥१२॥
मरिष्यामि विना पुत्र त्वयाहं वनगह्वरे ।
मुनेरपि वचस्तथ्यं न जातं मम भाग्यतः ॥ १३ ॥
पुत्रस्तव महाभागे रामसाह्यं करिष्यति ।
तरित्वा सागरं घोरं सीताशुद्धिं नयिष्यति ॥ १४ ॥

---

३–B–मुधंतं । A–B–चक्रे । C–विगृह्यतः । ५–A–B–विभ्रांताः सर्वे वै देवदानवाः । ८–C–कोविदः ।

રથ ઝાલવાથી સૂર્ય ભાન ભૂલીને આશ્ચર્યચકિત થઇને વિચાર કરવા લાગ્યો, આ કોણ હશે, કયાંથી આવ્યો હશે ? મારો રથ કેમ પકડે છે ? (૫)

કંઇક ભય પામીને સૂર્યે આવી રીતે બોલવા માંડયું, ત્યારે તેનું પરાક્રમ સાંભળીને ઈન્દ્રે ક્રોધાયમાન થઇને તેની હડપચી ઉપર જલદીથી વજ્રનો પ્રહાર કર્યો. તે વજ્રપ્રહારથી હનુમાનજી પૃથ્વી ઉપર પડયા. (૬–૭)

જન્મતી વખતના કોમળ શરીરને લીધે તે મહા બળવાન્ હોવા છતાં, મૂર્છા પામ્યા અને વજ્રઘાતને લીધે કળ વળી નહિ. (૮)

પોતાના પુત્રને આકાશમાંથી પડેલો જોઇને વાયુદેવ તેને ઉચકીને અંજની પાસે લાવ્યા. (૯)

પોતાના પુત્રને મરણ તુલ્ય જોઇને ગૌતમની પુત્રી વાયુદેવના દેખતાં ખૂબ રડવા લાગી. (૧૦)

હે વહાલા પવન પુત્ર, તેં આ શું કર્યું ? પુત્રશોક-વાળી હું જંગલમાં શું કરીશ ? (૧૧)

શચીના પાપી પતિના હાથ બાલસૂર્યના જેવા બાળ-કને મારવાને ઉપડયા, ત્યારે તારા બાપ સાથેની મિત્રતાનો પણ તેને ખ્યાલ ન આવ્યો ? (૧૨)

હે પુત્ર, તારા વિના હું ઘોર વનમાં મરી જઇશ. મારા નસીબના દોષે મુનિનું વચન પણ ખોટું પડયું (૧૩).

હે મહાભાગ્યશાળી, તારો પુત્ર રામને સહાય કરશે, ઘોર સમુદ્રને તરીને, સીતાની ખબર લાવશે, આખી વાડી

समूलां वाटिकां भंक्त्वा दग्ध्वा लंकां महापुरीं ।
अक्षादीन्राक्षसान्हत्वा पुनरेष्यति राघवम् ॥ १५ ॥
तदसत्यं कृतं धात्रा ममभाग्यान्मनोरथाः ।
सर्वे निष्फलतां याता ये कृताः पुत्रगर्भगे ॥ १६ ॥
इत्युक्त्वाश्रुमुखी बाला रुरोद सुभृशं तदा ।
रुदितां प्रेयसीं वीक्ष्य मातरिश्वातिरोषितः ॥ १७ ॥
रुदित्वा सुचिरं कालमात्मानं सर्वतोऽहरत् ।
एकीभूत्वा त्रिभुवनातिप्रियापार्श्वे स्थितः शुचन् ॥ १८ ॥
वाडवादित्यतनयैर्वायडाख्यैर्द्विजोत्तमैः ।
आश्वास्यमानः सुभृशं प्रभुत्वेनैवपूजितः ॥ १९ ॥
एकीभूते तदा वाते सर्वे लोकाः सवासवाः ।
निरुच्छ्वासाः परामार्त्तिमधिजग्मुर्महर्षयः ॥ २० ॥
सर्वे ते सदनं गत्वा ब्रह्माणं समवेदयन् ।
वायुरोधः सहेन्द्राणां कथं जातो जगत्पते ॥ २१ ॥
क्षिप्रं विचारय प्रभो यावन्नो नश्यति प्रजा ।
नष्टे लोके पुनः सृष्टिः कर्तव्या ते भविष्यति ॥ २२ ॥

ब्रह्मोवाच—

इन्द्रेण निहतो बालः पवनस्य महात्मनः ।
तस्मात्तेन कृतो रोधस्तत्र यास्याम सांप्रतम् ॥ २३ ॥

---

११-B-पवनात्मज । १२-C-मे सुखं न चिंतितं । १३-B-सुते । १५-B-लब्ध्वा । १६-B-धातर् । १७-B-सुमुखी । १८-B-स्थिता सुचन् । C-स्थितः शुचा ।

ભાગીને, લંકા નગરીને બાળીને, અક્ષાદિ રાક્ષસોને મારીને ફરીથી રામચન્દ્રજી પાસે જશે (૧૪–૧૫).

મારા ભાગ્યના દોષે વિધાતાએ એ બધું જુદું પાડયું. પુત્ર ઉદરમાં હતો ત્યારે મેં જે જે મનોરથો સેવેલા તે બધા નિષ્ફળ ગયા (૧૬).

એમ કહીને તે બાળા ચોધાર આંસુએ ખૂબ રોઈ. પોતાની પ્રિયાને રોતી જોઈને વાયુદેવ પણ લાંબા વખત સુધી રડીને પછી કોપ કરીને બધેથી પોતાનો રોધ કર્યો. અને ત્રણે લોકમાંથી પોતાનો શ્વાસ એકત્ર કરીને શોક કરતા પ્રિયાની પાસે બેઠા (૧૭–૧૮).

વાડવાદિત્યના પુત્રો વાયડા બ્રાહ્મણોએ તેમના પ્રભુત્વથી તેમને પૂજીને ઘણું આશ્વાસન આપ્યું (૧૯).

વાયુ એક સ્થળે જ એકત્ર થવાથી ઇન્દ્ર આદિ સર્વ લોકો અને મહર્ષિયો પણ શ્વાસ રહિત થવાથી ઘણી પીડા પામ્યા (૨૦).

બધા બ્રહ્માના ધામમાં ગયા અને જણાવ્યું, હે જગત્પતિ ઇન્દ્ર સુદ્ધાં સર્વને વાયુનો રોધ કેમ થયો છે? (૨૧)

હે પ્રભુ, જલદીથી પ્રજાનો નાશ ન થાય તેમ કંઇક વિચારણા કરો. લોકનો નાશ થશે તો તમારે ફરી સૃષ્ટિ ઉત્પન્ન કરવી પડશે (૨૨).

બ્રહ્માએ કહ્યું, ઇન્દ્રે મહાત્મા પવનના પુત્રને માર્યો છે, તેથી તેમણે વાયુને અટકાવ્યો છે. હવે આપણે ત્યાં જ જઈએ (૨૩).

इत्युक्त्वा देवता ब्रह्मा वायडाख्यं महत्पुरं ।
जगाम सत्रिनयनः केशवेन समन्वितः ॥ २४ ॥
रुदन्तं पवनं तत्र प्रोचुर्देवाः सहेश्वराः ।
प्रसारय निजं देहं वरं वरय शोभनम् ॥ २५ ॥
श्रुत्वा तेषां हि वचनं वायुः प्रोवाच सत्वरं ।
वरं दास्यथ चेन्मह्यं याचयामि वरोत्तमम् ॥ २६ ॥
चिरंजीवी भवेत्पुत्रः सर्वलोकेषु विश्रुतः ।
वज्रांगो वज्रहननाद्व्यथते न कदाचन ॥ २७ ॥
ब्रह्मास्त्रेण न वध्यते रुद्रास्त्रेण तथा पुनः ।
देवानामथ दैत्यानां नैवास्त्रैर्व्यथते सुतः ॥ २८ ॥
नाग्निर्दहति नो तोयं क्लेदयत्यथ मे सुतं ।
नैव शुष्कैर्न वै चार्द्रैर्न दिवा रजनीमुखे ॥ २९ ॥
न हन्तुं शक्यते देवैर्दानवैर्यक्षराक्षसैः ।
नासुरैः पन्नगैर्नागैः पर्वतैर्मानवोत्तमैः ॥ ३० ॥
तदोचुस्त्रिदशाः सर्वे सर्वमेवं भविष्यति ।
साहाय्यं रघुवीरस्य तव पुत्रः करिष्यति ॥ ३१ ॥
हनुमानिति पुत्रस्य तव नाम भविष्यति ।
विख्यातं त्रिषु लोकेषु सर्वसिद्धिफलप्रदम् ॥ ३२ ॥
इत्युक्तवति देवेशे हनुमान्मरुतात्मजः ।
गर्जनेनोत्थितः शीघ्रं बालभास्करसन्निभः ॥ ३३ ॥

---

२१–A–C–ब्राह्मणः । २२–B–नष्टे साके ह्यु पापं । २४–A–C–देवतैः सार्धं । B–ऋषिवृन्द । २५–B–प्रसन्नं भवनं ।

એમ કહીને મહાદેવજી અને વિષ્ણુની સાથે બ્રહ્મા વાયડ નામની મહાનગરીમાં ગયા (૨૪).

ત્યાં રડતા વાયુને જોઇને ઇન્દ્રપ્રમુખ સર્વે દેવો બોલ્યા, તમારૂં શરીર વિસ્તારો અને સુંદર વરદાન માગો. (૨૫)

તેમનું વચન સાંભળીને વાયુએ સત્વર કહ્યું, જો તમે મને વરદાન આપો છો, તો હું એક ઉત્તમ વરદાન માગું છું. (૨૬).

મારો પુત્ર ચિરંજીવી થાય, સર્વ લોકમાં વિખ્યાત થાય, તે વજ્ર જેવો મજબૂત શરીરવાળો થાય અને તેને વજ્રથી વ્યથા થાય નહિ (૨૭).

તે બ્રહ્માસ્ત્ર, રુદ્રાસ્ત્ર કે દેવ કે દૈત્યના કોઇ પણ પ્રકારના અસ્ત્રથી મરે નહિ (૨૮).

મારા પુત્રને અગ્નિ બાળે નહિં, પાણી હેરાન કરે નહિં. મારા પુત્રને દેવ, દાનવ, યક્ષ, રાક્ષસ, અસુર, પન્નગ, નાગ, પર્વત કે કોઈ પણ મોટો મનુષ્ય સૂકા કે ભીના હથીયારથી દિવસે કે રાત્રે મારવાને સમર્થ થાય નહિ. (૨૯–૩૦).

ત્યારે બધા દેવોએ કહ્યું, ભલે, એમ જ થશે, તમારો પુત્ર રામચન્દ્રજીને સહાય આપશે (૩૧).

તમારા પુત્રનું નામ હનુમાન્ પડશે અને તે ત્રણે લોકમાં વિખ્યાત થઈ સર્વ પ્રકારની સિદ્ધિ આપનાર થશે (૩૨).

એમ ઈન્દ્રે કહેતાંની સાથે બાલસૂર્ય જેવા પવનપુત્ર ગર્જના કરીને એકદમ ઉઠયા. (૩૩)

वायुः प्रसन्नो लोकानां रोधं मुञ्चन्मुदायुतः ।
सर्वे प्रसन्ना मुदिता बभूवुर्देवदानवाः ॥ ३४ ॥
क्षेत्राय प्रददुः सर्वे देवाः शक्रपुरोगमाः ।
वरान्विशेषतः प्रीताः विधिविष्णुमहेश्वराः ॥ ३५ ॥
अत्र जीवनमापन्नस्त्वञ्जनेयः प्रतापवान् ।
तस्मात्संजीविनी नाम वापी लोके भविष्यति ॥ ३६ ॥
वायडाख्ये पुरे ये वै वाप्यामागत्य मज्जनं ।
करिष्यति नरा लोके ते सर्वे स्वर्गभाजिनः ॥ ३७ ॥
वायडाख्यान्द्विजान्यो वै भोजनैर्भोजयिष्यति ।
दारिद्र्यं न भवेत्तस्य पुत्रपौत्रादिकं भवेत् ॥ ३८ ॥
देवाः सवासवा यत्र वायुरोधविवर्जिताः ।
तस्मादत्र समायाता रोगैर्मुक्ता ध्रुवं नराः ॥ ३९ ॥

---

२७–A–C–ममलोकेपि । २८–B–वध्यः स्यात् । २९–A–C–स्येव ।

३७–A–B–वायडाह्वे । ३८–A–B–C–ये । B–नो दारिद्र्यं । A–B–C–तेषां । ४० अतःपरं C आदर्शे द्वौ श्लोकौ प्रक्षिप्तौ स्तः ।

भाद्रपदे सिते पक्षे षष्ठे दिवस एव च ।
होमं च ब्राह्मणभोज्यं वर्षे वर्षे करोति च ॥
श्रद्धापूतेन कर्तव्यं तेषां लक्ष्मीप्रसन्नता ।
वायुदेव श्च हनुमान्संमुखं च भवेत्सदा ॥
४१–C–आदर्शे तृतीया पंक्तिर्न दृश्यते ।

વાયુએ પ્રસન્ન થઈને લોકોના શ્વાસનો રોધ તજી દીધો અને બધા દેવો અને દાનવો હર્ષ પામ્યા. (૩૪)

ઈન્દ્ર, બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, આદિ સર્વ દેવોએ તે ક્ષેત્રને પણ પ્રીતિ પૂર્વક ખાસ વરદાન આપ્યાં. (૩૫)

તારા મનુષ્યોની વચમાં આ પ્રતાપી વાયુપુત્રે જીવન પ્રાપ્ત કર્યું, તેથી આ વાવ લોકમાં **સંજીવિની** તરીકે પ્રખ્યાત થશે. (૩૬)

જે માણસો વાયડનગરમાં આવીને આ વાવમાં સ્નાન કરશે, તે સર્વે સ્વર્ગના હક્કદાર થશે (૩૭).

જેઓ વાયડા બ્રાહ્મણોને ભોજનથી તૃપ્ત કરશે, તેમને દારિદ્રય આવશે નહિ અને તેમને પુત્રપૌત્રોનો પરિવાર થશે (૩૮).

અહિં કને ઇન્દ્રાદિ સર્વ દેવો વાયુના રોધથી મુક્ત થયા, તેથી જે અહીં આવશે તે અવશ્ય રોગથી મુક્ત થશે (૩૯).

कार्तिकस्यासिते पक्षे चतुर्दश्यां रवेर्दिने ।
येऽर्चयिष्यन्ति तैलेन हनुमन्तं महाबलम् ॥ ४० ॥
तेषां पुत्राश्च पौत्राश्च वृद्धिमेष्यन्ति पुष्कलां ।
इत्युक्त्वा त्रिदशाः सर्वे वाडवैर्वायडाभिधैः ॥
पूजिताः प्रीतियुक्तास्ते ययुः स्वं स्वं निवेशनम् ॥ ४१ ॥
भास्करोऽपि समागत्य हनुमन्तं महाबलं ।
सुग्रीवसचिवं चक्रे बहुमानपुरःसरम् ॥ ४२ ॥
रावणस्य वधं कांक्षन्किष्किंधां नगरीं नयत् ।
रामसाहाय्यमन्विच्छन्प्लवगानामधीश्वरः ॥ ४३ ॥
अंजनी शापनिर्मुक्ता रामदर्शनतोऽभवत् ।
निहते रावणे दुष्टे प्राप्तराज्ये विभीषणे ॥ ४४ ॥
एतत्सर्वं समाख्यातं यत्पृष्टोऽहं पुरा द्विजाः ।
हनुमतो महज्जन्म कथितं हि यथाश्रुतम् ॥ ४५ ॥
य श्रुत्वा सर्वपापेभ्यो मुच्यते सर्वपातकी ।
व्याधितो मुच्यते रोगाद्धनार्थी धनवान्भवेत् ॥ ४६ ॥

श्रुत्वेत्थं सूतपुत्रान्मुनिवरनिकराः पूजयां चक्रिरे तं ।
भक्त्या भक्तं प्रसन्नाः पुनरपि सुकथां प्रष्टुकामाः प्रसिद्धां ॥
लब्धं शक्रेण पुंस्त्वं पुनरपि मुदितः केन जातः कृपाब्धे ।
संदेहं चित्तसंस्थं निरसय निखिलं त्वत्पदाब्जं नताः स्मः ॥४७॥
इतिश्री वायुपुराणे मारुत्पत्तौ चतुर्दशोऽध्यायः ॥ १४ ॥

---

४३–B–महात्स्य । ४६–A–B–पातकः ।
४७–C–सर्व विशेषं पुनरपि कथां सर्वशास्त्रैः समुत्थं ।

જેઓ કાર્તિક વદ ચૌદશને દિવસે તેલથી મહા બળવાન હનુમાનજીની પૂજા કરશે, તેમના પુત્રો અને પૌત્રો પુષ્કળ વૃદ્ધિ પામશે. એમ કહ્યા પછી વાયડા બ્રાહ્મણોથી પૂજા પામીને બધા દેવો પોતપોતાના ધામમાં ગયા (૪૦–૪૧).

સૂર્યે પણ ત્યાં આવીને મહા બળવાન હનુમાનજીને સુગ્રીવના બહુ માનપૂર્વક પ્રધાન બનાવ્યા (૪૨).

અને વાનરોના રાજા (સુગ્રીવ) રાવણના વધની આકાંક્ષાથી રામને સહાય કરવાની અપેક્ષાએ કિષ્કિંધા નગરીમાં લેઇ ગયા (૪૩).

રામચન્દ્રજીના દર્શનથી અંજની શાપમાંથી મુક્ત થયાં અને દુષ્ટ રાવણના વધ પછી વિભીષણે રાજ્ય મેળવ્યું (૪૪).

હે બ્રાહ્મણો, મને તમે પહેલાં જે પૂછ્યું, તે મેં કહી સંભળાવ્યું. સાંભળ્યા પ્રમાણે હનુમાનજીના મહાન્ જન્મની કથા કહી (૪૫).

એ સાંભળીને બધા પાપીઓ બધા પાપથી મૂકાય છે, રોગીનો રોગ નાશ પામે છે અને ધનની ઇચ્છાવાળો ધનવાન્ બને છે (૪૬).

સૂત પુરાણીના પુત્ર પાસેથી આ કથા સાંભળીને ઋષિઓએ તેમની પૂજા કરી અને ભક્તિથી પ્રસન્ન થઇને ફરીથી પ્રસિદ્ધ સત્કથા સાંભળવાની તેમણે ઇચ્છા બતાવી. હે કૃપાસાગર, ઇન્દ્રે ફરીથી પુરૂષાતન કેવી રીતે મેળવ્યું? કોનાથી તે પ્રસન્ન થયો? તે અમારા હૃદયનો સંદેહ મટાડો. અમે તમારા ચરણમાં નમસ્કાર કરીએ છીએ (૪૭).

# क—परिशिष्टम्

## चतुर्थाध्याये २८-२९ श्लोकयोर्मध्ये
## कच्छदेशस्थादर्शे प्रक्षिप्तः संदर्भः ।

सूत उवाच—

तत्र विष्णुपदं नाम तीर्थं तीर्थे शुभे स्थितं ।
अपरं ब्राह्मणश्रेष्ठाः सर्वपातकनाशनम् ॥ १३६ ॥
अयने दक्षिणे प्राप्ते पूजायुक्तः समाहितः ।
निवेदयेत्तथात्मानं सम्यक् श्रद्धासमन्वितः ॥ १३७ ॥
स मृतोऽप्ययने याम्ये तद्विष्णोः परमं पदं ।
प्राप्नोति नात्र संदेहस्तत्प्रभावाद्विजोत्तमाः ॥ १३८ ॥
सोऽपि विष्णोः पदं पुण्यं प्राप्य संजायते सुखी ॥१३९॥

ऋषय ऊचुः—

कथं तत्र पदं जातं विष्णोरव्यक्तजन्मनः ।
कथं निवेद्यते तत्र सम्यगात्मायनद्वये ॥ १४० ॥
तस्मिन्दृष्टे यथा स्पृष्टे यत्फलं लभ्यते नरैः ।
तत्सर्वं सूतज ब्रूहि परं कौतुहलं हि नः ॥ १४१ ॥

सूत उवाच—

बलिर्बद्धो यदा तेन विष्णुना प्रभविष्णुना ।
तदा क्रमैस्त्रिभिर्व्याप्तं त्रैलोक्यं सचराचरम् ॥ १४२ ॥
हाटकेश्वरजे क्षेत्रे संन्यस्तः प्रथमः क्रमः ।
महर्लोके द्वितीयस्तु तदा तेन महात्मना ॥ १४३ ॥

# પરિશિષ્ટ—ક

## કચ્છની પ્રતનો વધારો

(ચોથા અધ્યાયના શ્લોક ૨૮ અને ૨૯ વચ્ચે)

સૂત પુરાણી બોલ્યા—હે શ્રેષ્ઠ બ્રાહ્મણો તે કલ્યાણ-કારી તીર્થમાં સર્વ પાપોને નાશ કરનારું બીજું એક વિષ્ણુ-પદ નામનું તીર્થ છે (૧૩૬).

દક્ષિણાયન થાય તે વખતે શ્રદ્ધા અને આદર સહિત આત્માનું નિવેદન જે માણસ કરે તે દક્ષિણાયનમાં મરણ પામતાં પણ તે તીર્થના પ્રભાવથી વિષ્ણુના ધામને પ્રાપ્ત કરે છે, તેમાં સંદેહ નથી અને વિષ્ણુલોક પ્રાપ્ત કરીને બહુ સુખી થાય છે (૧૩૭–૩૯).

ઋષિઓએ કહ્યું–અવ્યક્ત જન્મવાળા વિષ્ણુ ભગવાનનું તે તીર્થ શાથી થયું? બંને અયનોમાં આત્મનિવેદન સારી રીતે કેમ કરી શકાય? (૧૪૦)

હે સૂતના પુત્ર, તેનું દર્શન કરવાથી તથા સ્પર્શ કરવાથી માણસ જે ફળ મેળવે, તે બધું કહો. અમને મોટું કુતૂહલ થાય છે (૧૪૧).

સૂત પુરાણી બોલ્યા—જે વખતે મહા સમર્થ વિષ્ણુ ભગવાને બલિરાજાને બાંધ્યો હતો, તે વખતે ત્રણે લોકને તેમણે ત્રણ ડગલાંથી ભરી લીધું હતું (૧૪૨).

તે મહાત્માએ પોતાનું પહેલું પગલું હાટકેશ્વર ક્ષેત્રમાં અને બીજું પગલું મહર્લોકમાં મૂક્યું હતું (૧૪૩).

तृतीयस्तु समुद्योगं तदा चक्रे स चक्रधृक् ।
तदा भिन्नं द्विजश्रेष्ठा ब्रह्मांडं लघुतां गतम् ॥ १४४ ॥
पदाग्रेणाथ संभिन्ने ब्रह्मांडे निर्गतं जलं ।
अंगुष्ठाग्रेण संप्राप्तं क्रमेण धरणीतले ॥ १४५ ॥
ब्रह्मलोकं यदा कृत्स्नं प्लावयित्वा जलं हि तत् ।
शुद्धस्फटिकसंकाशं कुन्देन्दुसदृशद्युतिः ॥ १४६ ॥
मत्स्यकच्छपसंकीर्णं ग्राहयूथैः समाकुलं ।
ततः प्रभृति सा लोके गंगा विष्णुपदी स्मृता ॥ १४७ ॥
पवित्रमपि तत्क्षेत्रं नयति सा पवित्रतां ।
एवं विष्णोः पदं तत्र संजातं मुनिसत्तमाः ॥ १४८ ॥
सर्वपापहरं पुंसां तदा विष्णुपदी नदी ।
यस्तत्र श्रद्धया युक्तः स्नानं कृत्वा यथोदितम् ॥ १४९ ॥
स्पर्शयेत्तत्पदं विष्णोः स याति परमं पदं ।
यस्तत्र कुरुते श्राद्धं सम्यक् श्रद्धासमन्वितः ॥ १५० ॥
स्नात्वा विष्णुपदीतोये गयाश्राद्धफलं लभेत् ।
माघमासे नरः स्नानं प्रातरुत्थाय तत्र यः ॥ १५१ ॥
करोति सततं मर्त्यः स प्रयागफलं लभेत् ।
अथवा वत्सरं यावत्क्षणं कृत्वात्र भक्तितः ॥ १५२ ॥
तत्र स्नानं च यः कुर्यात्स मुक्तिं लभते नरः ।
यस्यास्थीनि जले तत्र क्षिप्यन्ते तनुरेव च ॥ १५३ ॥
अपि पापसमाचारः स प्राप्नोति परां गतिं ।
अपि पक्षिपतंगा ये पशवः कृमयो मृगाः ॥ १५४ ॥

હે શ્રેષ્ઠ બ્રાહ્મણો, જ્યારે તે ચક્રધારી ભગવાને ત્રીજું પગલું બ્રહ્માંડમાં મૂક્યું, ત્યારે બ્રહ્માંડ નાનું થયું અને ભેદાઈ ગયું (૧૪૪).

બ્રહ્માંડ પગના આગલા ભાગથી જ્યારે ભેદાયું, ત્યારે તેમાંથી જળ નીકળ્યું. તે શુદ્ધ સ્ફટિક જેવું અને મોગરાના ફુલ જેવી કાન્તિવાળું અને માછલાં, કાચબા અને મગરનાં ટોળાવાળું જળ સમસ્ત બ્રહ્મલોકને ડુબાડી પૃથ્વી ઉપર આવ્યું, ત્યારે તે જળ વિષ્ણુપદી ગંગાને નામે પ્રખ્યાત થયું (૧૪૫–૪૭).

તે ક્ષેત્ર પવિત્ર હોવાથી તે નદી પણ પવિત્ર થઇ. હે મુનિવરો, આ પ્રમાણે આ સર્વ પાપને હરનારૂં વિષ્ણુનું પદ ઉત્પન્ન થયું. જે મનુષ્ય આ શ્રદ્ધા પૂર્વક વિષ્ણુપદી નદીમાં સ્નાન કરીને વિષ્ણુના પગલાંને સ્પર્શ કરે છે તે મહા ધામમાં જાય છે. જે વિષ્ણુપદીમાં શ્રદ્ધા પૂર્વક સ્નાન કરે છે, તેને ગયાશ્રાદ્ધનું ફળ મળે છે. જે માઘ માસમાં પ્રાતઃકાળમાં ઊઠીને સ્નાન કરે છે, તેને પ્રયાગનું ફળ મળે છે. અથવા જે અહીં એક વર્ષને એક ક્ષણ સમજીને સ્નાન કરે છે, તે મનુષ્ય મુક્તિ પામે છે. તે જળમાં જેનાં હાડકાં કે શરીર નાખવામાં આવે છે, તે પાપી હોય તો પણ મોટી ગતિને પામે છે. જો પક્ષીઓ, પતંગીયાં, પશુઓ, કીડાઓ કે મૃગો ભક્તિ વિના પણ તરસથી પીડાઇને તે જળમાં પેસે તો પાપથી મુક્ત થાઇને દેહના અન્તે તે સ્થાન પ્રાપ્ત કરે છે (૧૪૮–૫૫).

प्रविष्टाः सलिले तस्मिन्तृषार्ता भक्तिवर्जिताः ।
तेऽपि पापविनिर्मुक्ता देहान्ते प्राप्य तत्पदम् ॥ १५५ ॥
चक्रिणं तत्पदं यान्ति जरामरणवर्जितम् ।
किं पुनः श्रद्धयोपेताः पूर्वकालउपस्थिते ॥ १५६ ॥
दत्त्वा दानं द्विजेन्द्राणां नरो वेदविदां द्विजाः ।
तत्र गाथा पुरा गीता नारदेन महर्षिणा ॥ १५७ ॥
विष्णुपद्याः समालोक्य प्रभावं पापनाशनं ।
किं व्रतैर्नियमैर्वापि तपोभिर्विविधैर्मखैः ॥ १५८ ॥
कृता विष्णुपदीतोये संस्थितिर्धरणीतले ।
एकः सर्वेषु तीर्थेषु स्नानं मर्त्यः समाचरेत् ॥ १५९ ॥
पञ्चाग्निसाधको ग्रीष्मे वर्षास्वाकाशमाश्रितः ।
जलाश्रयश्च हेमन्ते एकः स्यात्पुरुषः क्षितौ ॥ १६० ॥
अन्यो विष्णुपदीतोये स्नात्वा विष्णुपदं स्पृशेत् ।
तावुभावपि निर्दिष्टौ समौ पुरुषसत्तमौ ॥ १६१ ॥
एकान्तरोपवासी य एकः स्याज्जीविकावधिः ।
एको विष्णुपदीतोये स्नाति द्वाभ्यां समं फलम् ॥१६२॥
त्रिरात्रोपोषितस्त्वेको यावद्वर्षशतं नरः ।
एको विष्णुपदीतोये स्नाति द्वाभ्यां समं फलं ॥ १६३ ॥

सूत उवाच—

एवमुक्त्वा मुनिश्रेष्ठो नारदो द्विजसत्तमाः ।
विरराम मुनीनां स बहूनां पुरतोऽसकृत् ॥ १६४ ॥

તેઓ ઘડપણ અને મરણ વિનાનું ચક્રધારી વિષ્ણુ ભગવાનનું સ્થાન પ્રાપ્ત કરે છે, તો પછી જેઓ વેદ જાણ-નારા બ્રાહ્મણોને શ્રદ્ધાપૂર્વક દાન આપે છે, તેમને માટે તો શુંજ કહેવું ? આ સંબંધી મહર્ષિ નારદે એક કથા કહી છે (૧૫૬–૫૭).

પાપને નાશ કરનાર વિષ્ણુપદીના પ્રભાવ આગળ જૂદા જૂદા પ્રકારનાં વ્રતો, નિયમો, તપો અને યજ્ઞોનો શો હીસાબ છે ? (૨૫૮).

એક માણુસ બધાં તીર્થોમાં સ્નાન કરે અને બીજો પૃથ્વી ઉપરના વિષ્ણુપદીના જળમાં સ્નાન કરે તે સરખું છે (૧૫૯).

એક માણુસ ઉન્હાળામાં પાંચ અગ્નિના ભડકાની વચમાં બેસે, ચોમાસામાં આકાશની નીચે અને શિયાળામાં જળની અંદર પડયો રહે અને બીજો વિષ્ણુપદીના જળમાં સ્નાન કરી વિષ્ણુના પગલાંને સ્પર્શ કરે, તે બન્ને સરખા ગણાય છે (૧૬૦–૬૧).

એક માણુસ જીંદગી પર્યંત એકાંતરે ઉપવાસ કરે અને બીજો વિષ્ણુપદીના જળમાં સ્નાન કરે, તે બન્નેનું ફળ સરખું છે (૧૬૨).

એક માણુસ સો વર્ષ સુધી ત્રણ ત્રણ રાત્રીના સાથે ઉપવાસ કરે અને બીજો વિષ્ણુપદીના જળમાં સ્નાન કરે તે બંને સરખું ફળ પામે છે (૧૬૩).

સુત પુરાણીએ કહ્યું—હે શ્રેષ્ઠ બ્રાહ્મણો આ પ્રમાણે દેવર્ષિ નારદ બહુ ઋષિઓની આગળ બોલીને અટકી ગયા (૧૬૪).

तस्मात्सर्वप्रयत्नेन तत्र स्नानं समाचरेत् ।
संस्पृशेच्च पदं विष्णोर्ये इच्छेच्छ्रेय आत्मनः ॥ १६५ ॥

ऋषय ऊचुः—

यदेतद्भवता प्रोक्तं चात्मानं विनिवेदयेत् ।
विष्णुपदस्य संप्राप्त अयने दक्षिणोत्तरे ॥ १६६ ॥
तत्केन विधिना सूत मंत्रैश्च वद सत्वरं ।
वयं येन च तत्कुर्मः सर्वे भक्तिसमन्विताः ॥ १६७ ॥

सूत उवाच—

दक्षिणे वोत्तरे वापि संप्राप्त अयने द्वये ।
पूजयित्वा पदं विष्णोरिदं मंत्रमुदीरयेत् ॥ १६८ ॥
षण्मासाभ्यन्तरे मृत्युर्यद्यकस्माद्भवेन्मम ।
तत्ते पदं गतिर्मे स्यात्त्वामहं भृत्यतां गतः ॥ १६९ ॥
एवं प्रोच्य हरिं पश्चात्पूजयेद्ब्राह्मणांस्ततः ।
अथ तैः सममश्नीयात्ततः प्राप्नोति सद्गतिम् ॥ १७० ॥

इति श्रीवायुपुराणे विष्णुपद्युत्पत्तिः ॥ ४ ॥

## पञ्चमोऽध्यायः

तदा कश्यप उवाच—

तत्राश्चर्यमभूत्पूर्वं यद्वै ब्राह्मणसत्तमाः ।
तदहं प्रवक्ष्यामि गंगामहात्म्यसंभवम् ॥ १७१ ॥
वायुनगरात्समीपस्थः पुरासीच्छंसितव्रतः ।
चंडशर्मेति विख्यातो रूपौदार्यगुणान्वितः ॥ १७२ ॥

એટલા માટે જે માણસ આત્માનું કલ્યાણ ઇચ્છતો હોય તેણે ગમે તે ઉપાયે ત્યાં સ્નાન કરીને વિષ્ણુના પગલાંનો સ્પર્શ કરવો જોઇએ (૧૬૫).

ઋષિઓએ કહ્યું–આપે કહ્યું કે ઉત્તરાયણ અને દક્ષિણાયનમાં વિષ્ણુના પગલાં આગળ જઇને આત્મનિવેદન કરવું તેનો વિધિ શો છે અને મંત્રો કયા છે, તે, હે સૂતપુરાણી અમને કહો, જેથી કરીને અમે ભક્તિપૂર્વક તેમ કરીએ (૧૬૬–૬૭)

સૂત પુરાણીએ કહ્યું—ઉત્તરાયણમાં વિષ્ણુનાં પગલાં પૂજીને આ પ્રમાણે મંત્ર બોલવો–" આજથી છ માસ સુધીમાં અકસ્માતથી મારૂં જો મરણ થાય, તો તારા ચરણમાં મારી ગતિ થાય, કારણ કે હું તારો દાસ થયો છું " (૧૬૮–૬૯)।

એ પ્રમાણે બોલીને પહેલાં વિષ્ણુની પૂજા કરવી અને પછી બ્રાહ્મણોની પૂજા કરવી અને તેમની સાથે ભોજન કરવું, તેથી સદ્ગતિ થાય છે (૧૭૦)

## અધ્યાય ૫

પછી કાશ્યપે કહ્યું—હે શ્રેષ્ઠ બ્રાહ્મણો, ગંગાના મહાત્મ્ય સંબંધી ત્યાં એક જે મોટું આશ્ચર્ય થયું, તે હું તમને કહું છુ (૧૭૧).

પહેલાં સારાં આચરણવાળો, સ્વરૂપવાન અને ઉદાર એક ચંડાશર્મા નામનો બ્રાહ્મણ વાયુનગરની પાસે રહેતો હતો (૧૭૨).

स यदा यौवनोपेतस्तदा वेश्यानुरागकृत् ।
श्रोत्रियोऽप्यभवद्विप्रो यौवनोद्गारपीडितः ॥ १७३ ॥
स कदाचिन्निशीथेऽथ तृषार्तैश्च समुत्थितः ।
प्रार्थयामास तां वेश्यां पानीयं पातुमुत्सहे ॥ १७४ ॥
अथ सा सलिलभ्रान्त्या करकं मद्यसंभवं ।
समादाय ददौ पातुं तस्मै निद्राकुलाय च ॥ १७५ ॥
मुखमध्यगते मद्ये सोऽपि तां कोपसंयुतः ।
वेश्यां प्रभर्त्सयामास धिग्धिक्शब्दैर्मुहुर्मुहुः ॥ १७६ ॥
किमिदं किमिदं पापे त्वया कर्म विगर्हितं ।
कृतं मुखममेध्यं मे प्रक्षिप्ता निन्दिता सुरा ॥ १७७ ॥
ब्राह्मण्यमद्य मे नष्टं मद्यपानादसंशयः ।
प्रायश्चित्तं करिष्यामि तस्मादात्मविशुद्धये ॥ १७८ ॥
एवमुक्त्वा विनिक्रम्य तद्गृहाद्दुःखसंयुतः ।
रुरोदाथ तदा गत्वा करुणं निर्जने वने ॥ १७९ ॥
ततः प्रभातवेलायां स्नात्वा वस्त्रसमन्वितः ।
त्यक्त्वांगजानि रोमाणि समस्तानि द्विजोत्तमाः ॥ १८० ॥
संप्राप्तो विप्रमुख्यानां सभा यत्र व्यवस्थिता ।
पठन्ति सर्वशास्त्राणि वेदान्तानि च कृत्स्नशः ॥ १८१ ॥
अथासौ प्रणिपत्योच्चैः प्रोवाच द्विजसत्तमाः ।
जलभ्रान्त्या सुरा पीता मया कुरुत निग्रहम् ॥ १८२ ॥
अथ तैर्धर्मशास्त्राणि प्रविचार्य पुनः पुनः ।
तमूचुर्ब्राह्मणाः सर्वे प्रायश्चित्तकृते स्थितः ॥ १८३ ॥

તે બ્રાહ્મણ શ્રોત્રિય હોવા છતાં જુવાનીના મદમાં વેશ્યાનો અનુરાગી થયો હતો (૧૭૩).

એક દિવસ મધરાતે તૃષાતુર થવાથી, તેણે તે વેશ્યાને પ્રાર્થના કરી કે, પાણી પીવાને માટે હું બહુ ઉત્સુક છું (૧૭૪).

તે વેશ્યાએ મદ્યપાત્રને ભૂલમાં પાણીનું વાસણ ધારીને તે ઉંઘથી ઘેરાએલા બ્રાહ્મણને લાવીને આપ્યું (૧૭૫).

મોંઢામાં દારૂ જતાંની સાથે જ તે ક્રોધાયમાન થઇને વારંવાર 'ધિક્કાર છે' એવા શબ્દોથી તેણે તે વેશ્યાને ઠપકો આપ્યો (૧૭૬).

હે પાપી સ્ત્રી, તેં આવું નિન્દિત કર્મ કેમ કર્યું? મારા મોઢામાં અપવિત્ર દારૂ કેમ રેડયો? (૧૭૭)

દારૂ પીવાથી આજે મારૂં બ્રાહ્મણત્વ નાશ પામ્યું. આત્મશુદ્ધિ માટે હું પ્રાયશ્ચિત કરીશ (૧૭૮).

એમ કહીને દુઃખી થઈને તે ઘરમાંથી નીકળી ગયો અને નિર્જન વનમાં જઇને રોવા લાગ્યો (૧૭૯).

હે શ્રેષ્ઠ બ્રાહ્મણો, પછી તે આખા શરીરના વાળ મુંડાવીને વસ્ત્ર સાથે નાહીને મુખ્ય બ્રાહ્મણોની જ્યાં સભા મળી હતી ત્યાં ગયો. તેઓ સકળ શાસ્ત્રો અને વેદાન્તના ગ્રન્થોનો અભ્યાસ કરતા હતા (૧૮૦-૮૧).

હે શ્રેષ્ઠ બ્રાહ્મણો, તેણે પ્રણામ કરીને મોટેથી કહ્યું, મેં પાણી ધારીને દારૂ પીધો છે, તો તેનું નિવારણ કરો (૧૮૨).

વારંવાર ધર્મશાસ્ત્રોનો વિચાર કરીને પ્રાયશ્ચિત્તને માટે ઉભેલાને તે બ્રાહ્મણોએ કહ્યું (૧૮૩).

ब्राह्मणा ऊचुः—

अज्ञानाज्ज्ञानतो वापि सुरां चेद्ब्राह्मणः पिबेत् ।
अग्निवर्णं घृतं पीत्वा तावन्मात्रं विशुध्यति ॥ १८४ ॥
स त्वं वांछसि चेच्छुद्धिमग्निवर्णं घृतं पिब ।
यावन्मात्रा सुरा पीता तावन्मात्रं विशुद्धये ॥ १८५ ॥
स तथेति प्रतिज्ञाय घृतमादाय तत्क्षणात् ।
चक्रे वह्निसमं यावत्पानार्थं द्विजसत्तमाः ॥ १८६ ॥
तावत्तस्य पिता प्राप्तः श्रुत्वा वार्तां सभार्यकः ।
किमिदं किमिदं पुत्र ब्रुवाणो दुःखसंयुतः ॥ १८७ ॥
अश्रुपूर्णेक्षणो दीनो बाष्पगद्गदया गिरा ।
ततः स कथयमास सर्वं रात्रिसमुद्भवम् ॥ १८८ ॥
वृत्तान्तं तच्च विप्राणां प्रायश्चित्तं यथोचितं ।
अथ स ब्राह्मणः प्राह सर्वांस्तान्द्विजसत्तमान् ॥१८९ ॥
प्रायश्चित्तं सुतायास्मै ममान्यत्संप्रदीयताम् ।
संचिंत्य धर्मशास्त्राणि विचार्य च पुनः पुनः ॥ १९० ॥
सर्वस्वमपि दास्यामि पुत्रहेतोरसंशयं ।
ततस्ते ब्राह्मणाः सर्वे भूयो भूयश्च सादरम् ॥ १९१ ॥
विचिंत्य धर्मशास्त्राणि तमूचुर्मुनिसत्तमाः ।
नान्यदस्ति सुरापाने प्रायश्चित्तं द्विजन्मनां ॥ १९२ ॥
मौञ्जीहोमं विना विप्र यद्युक्तं तत्समाहितं ।
ततः स स्वसुतं प्राह नैवं त्वं कर्तुमर्हसि ॥ १९३ ॥

બ્રાહ્મણો બોલ્યા, જાણી જોઈને કે અજાણપણે કોઈ બ્રાહ્મણ જો દારૂ પીએ તો અગ્નિના રંગ જેવું ઘી પીનેજ તેની શુદ્ધિ થઈ શકે (૧૮૪).

તેથી જો તારે શુદ્ધ થવાની ઇચ્છા હોય તો, જેટલા પ્રમાણમાં તેં દારૂ પીધો હોય, તેટલા પ્રમાણમાં અગ્નિનાં જેવા રંગવાળું તું ઘી પીવાથી શુદ્ધ થઇશ (૧૮૫).

હે શ્રેષ્ઠ બ્રાહ્મણો, 'વારૂ એમ કરીશ' એવી પ્રતિજ્ઞા કરીને તે જ ક્ષણે અગ્નિ જેવું ઘી લાવીને પીવાને માટે તૈયાર થયો (૧૮૬).

તે વખતે આ હકીકત સાંભળીને તેની મા સાથે તેનો બાપ ત્યાં આવ્યો અને દુઃખી થઇને કહેવા લાગ્યો, હે પુત્ર, તું આ શું કરે છે? (૧૮૭).

પછી તેણે આંખમાં આંસુ સાથે ગળગળો થઈને રાત્રીનું સર્વ વૃતાન્ત અને બ્રાહ્મણોએ આપેલું પ્રાયશ્ચિત્ત કહ્યું. પછી તે બ્રાહ્મણે તે બધા વિદ્વાન્ બ્રાહ્મણોને આ પ્રમાણે કહ્યું (૧૮૮–૮૯).

બધાં ધર્મશાસ્ત્રોનો વારંવાર વિચાર કરીને આ મારા પુત્રને બીજું કોઇ પ્રાયશ્ચિત્ત આપો (૧૯૦).

ખરેખર, હું પુત્રને માટે મારૂં સર્વસ્વ આપીશ. તેથી તે બ્રાહ્મણોએ ધર્મશાસ્ત્રોનો વિચાર કરીને કહ્યું, બ્રાહ્મણો માટે સુરાપાનનું મૌંજીહોમ વિનાનું બીજું પ્રાયશ્ચિત્ત નથી (૧૯૧–૯૨).

જે યોગ્ય હતું તે કહ્યું. પછી તેણે પોતાના પુત્રને કહ્યું, તું એ કરીશ નહિ (૧૯૩).

यच्छ दानानि विप्रेभ्यस्तीर्थयात्रां समाचर ।
ततः शुद्धिमवाप्नोषि क्रमान्नियमसंयुतः ॥ १९४ ॥
व्रतैश्च विविधैस्तीर्थैः सत्यमेतद्ब्रवीम्यहं ।

पुत्र उवाच—

न ब्राह्मणैः समादिष्टं प्रायश्चित्तं विशुद्धये ॥ १९५ ॥
एतन्मम महाभाग यद्ब्रवीषि व्रतादिकं ।
तस्मात्कार्यो मया तात मौञ्जीहोमो न संशयः ॥ १९६ ॥
यन्मया तु कृतं बाल्ये तत्सर्वं क्षन्तुमर्हसि ।

सूत उ०—

तस्य वं निश्चितं ज्ञात्वा स पिता सुतवत्सलः ॥ १९७ ॥
सर्वस्वं प्रददौ रुष्टो मरणे कृतनिश्चयः ।
सापि तस्य सती भार्या कृत्वा मृत्युविनिश्चितम् ॥१९८॥
तमुवाच सुतं दृष्ट्वा सर्वं दत्वा गृहादिकं ।
आवाभ्यां संप्रविष्टाभ्यां वह्नौ पुत्रस्ततस्तदा ॥ १९९ ॥
मौञ्जीहोमस्त्वया कार्यो मां तातं यदि मन्यसे ।
ततस्तौ दम्पती रुष्टौ यावद्वह्निसमीपगौ ॥ २०० ॥
संयातौ मरणार्थाय स च ताभ्यां समुद्भवः ।
तावत्प्राप्तो मुनिर्नाम शांडिल्यो वेदपारगः ॥ २०१ ॥
तीर्थयात्राप्रसंगेन तत्र देशे द्विजोत्तमाः ।
स वृत्तान्तं समाकर्ण्य कोपसंसक्तलोचनः ॥ २०२ ॥

બ્રાહ્મણોને દાન આપજે અને તીર્થયાત્રા કરજે. એ પ્રમાણે તું નિયમપૂર્વક કરીશ તો ધીમે ધીમે વિવિધ વ્રતો અને તીર્થો કરવાથી તું શુદ્ધ થઈશ. હું સત્ય કહું છું. પુત્રે કહ્યું–હે મહાભાગ, તમે જે વ્રતાદિક કહો છો તે પ્રાયશ્ચિત્ત શુદ્ધિનેમાટે બ્રાહ્મણોએ બતાવ્યું નથી. એટલા માટે, હે પિતાજી, ખરેખર મારે મૌંજીહોમ કરવો જોઇએ (૧૯૪–૯૬).

મેં બાલ્યાવસ્થામાં જે કંઈ કર્યું હોય તેની ક્ષમા આપજો. સૂતપુરાણી બોલ્યા–તેનો આવો નિશ્ચય જાણીને તેના પિતાએ પણ મરવાનો નિશ્ચય કરીને પોતાના સર્વસ્વનું દાન આપી દીધું તેની પતિવ્રતા સ્ત્રીએ પણ પોતાના ઘર વગેરેનું દાન કરીને પુત્રના સામું જોઈને પતિને કહ્યું, આપણે બે અગ્નિમાં પ્રથમ પ્રવેશ કરીએ અને પુત્ર પછી પ્રાયશ્ચિત કરે (૧૯૭–૯૮)

જો મને અને પિતાને માનતો હોય તો તારે મૌંજીહોમ પછી કરવો. પછી તે પતિપત્ની ક્રોધાયમાન થઇને જે વખતે અગ્નિની પાસે જઇને મરવા માટે તૈયાર થયાં, તે વખતે વેદમાં પારંગત થએલા શાંડિલ્ય ઋષિ તે દેશમાં તીર્થયાત્રાના નિમિત્તે આવ્યા, અને બધી હકીકત સાંભળીને ક્રોધાયમાન વચનથી બધા બ્રાહ્મણોની વારંવાર નિન્દા કરતાં બોલ્યા, હે મૂર્ખાઓ, પાપનું નિવારણ સહેલું હોવા છતાં,

अब्रवीद्ब्राह्मणान्सर्वान्भर्त्स्यमानो मुहुर्मुहुः ।
अहो मूढतमा यूयं यदेतद्ब्राह्मणत्रयम् ॥ २०३ ॥
वृथा मृत्युमवाप्नोति निग्रहे सुगमे सति ।
अत्र कात्यायनेनोक्तं यद्वचः सुमहात्मना ॥ २०४ ॥
तच्छृण्वन्तु द्विजाः सर्वे प्रायश्चित्ती तथाप्ययं ।
चान्द्रायणानि कृच्छ्राणि तथासितपनानि च ॥२०५॥
प्रायश्चित्तानि दीयन्ते यत्र गंगा न विद्यते ।
अस्ति विष्णुपदी गंगा एतत्क्षेत्रे द्विजोत्तमाः ॥२०६॥
तस्यां स्नानं करोत्येष ततः शुद्धिमवाप्स्यति ।
मौंजीहोमोऽप्रमाणः स्यान्मुनिवाक्येन चेद्भवेत् ॥२०७॥
साधु साध्विति प्रोच्य प्रोचुः सत्यमिदं मुने ।
ततः प्रबोध्य तं विप्रं निन्युस्तत्र द्विजोत्तमाः ॥२०८॥
यत्र विष्णुपदी गंगा स्वयमेव व्यवस्थिता ।
ततः स ब्राह्मणो यावद्गंगातोयं समुद्भवम् ॥२०९॥
गंडूषं कुरुते वक्त्रे तावच्छुद्धो बभूव स ।
उदरादखिलं तोयं निष्क्रान्तं द्विजसत्तमाः ॥२१०॥
ततोऽवगाहते यावत्तस्यास्तोयं सुशोभनं ।
तावदाकाशसंभूता गभीरा भारती स्फुटम् ॥२११॥
शुद्धोऽयं ब्राह्मणः साक्षाद्विष्णुपद्याः समागमात् ।
स्नानादाचमनादेव तस्माद्यातु निजं गृहम् ॥२१२॥
ततस्ते ब्राह्मणाः सर्वे चंडशर्मादयश्च ये ।
दिष्ट्या दिष्ट्येति जल्पन्तः स्वानि हर्म्याणि भेजिरे ॥२१३॥

આ ત્રણ બ્રાહ્મણો નકામા મરવાને તૈયાર થયાં છે. આ સંબંધમાં મહાત્મા કાત્યાયનનું વચન છે. (૨૦૦–૪)

હે બ્રાહ્મણો, તમે સર્વે અને પ્રાયશ્ચિત કરનાર પણ સાંભળો. જ્યાં ગંગાજી ન હોય ત્યાં ચાન્દ્રાયણ આદિ પ્રાયશ્ચિતો આપવામાં આવે છે, આ ક્ષેત્રમાં તો સાક્ષાત્ વિષ્ણુપદી ગંગા બિરાજે છે (૨૦૫–૬).

જો એમાં આ માણુસ સ્નાન કરશે, તો શુદ્ધિ પામશે. મુનિનાં વાકયથી અહિં મૌંજીહોમ પ્રમાણુભૂત નથી (૨૦૭).

હે મુનિ, વાહ, તમારૂં કહેવું સત્ય છે, એમ કહીને તે બ્રાહ્મણો તેને જ્યાં વિષ્ણુપદી ગંગા વહે છે, ત્યાં લઈ ગયા. પછી તે બ્રાહ્મણે, જ્યારે ગંગાજળનો કોગળો કર્યો, ત્યારે તે શુદ્ધ થયો અને તેના પેટમાંથી બધું જલ બહાર નીકળી ગયું (૨૦૮–૧૦).

પછી જે વખતે તે સુંદર જળમાં તેણે ડૂબકી મારી તે વખતે સ્ફુટ રીતે ગંભીર આકાશવાણી થઈ (૨૧૧)

આ બ્રાહ્મણ વિષ્ણુપદીના સંસર્ગથી, તેમજ સ્નાન અને આચમનથી શુદ્ધ થયો છે, તેથી તે પોતાને ઘેર ભલે જાય (૨૧૨).

પછી ચંડશર્મા આદિ સર્વે બ્રાહ્મણો 'અહો ભાગ્ય', 'અહો ભાગ્ય' એમ બોલતા બોલતા પોત પોતાને ઘેર ગયા (૨૧૩)

सूत उवाच—

एवं प्रभावा सा विप्रा गंगाविष्णुपदी स्थिता ।
तस्य क्षेत्रस्य सीमान्ते पश्चिमे पापनाशिनी ॥ २१४ ॥
एतद्वः सर्वमाख्यातं विष्णुपद्याः समुद्भवं ।
महात्म्यं ब्राह्मणश्रेष्ठाः सर्वपातकनाशनम् ॥ २१५ ॥

इति श्रीवायुपुराणे विष्णुपदीगंगामहात्म्ये पंचमोऽध्यायः ॥५॥

## षष्ठोऽध्यायः

कश्यप उवाच—

यत्पूर्वापरसीमान्तं तन्मया संप्रकीर्तितं ।
दक्षिणोत्तरसंभूतं तद्वो वक्ष्यामि सांप्रतम् ॥ २१६ ॥
अस्ति भूमितले ख्याता मथुराख्या महापुरी ।
नानाविप्रसमाकीर्णा यमुनातटसंश्रया ॥ २१७ ॥
तस्यामासीद् द्विजश्रेष्ठो गोकर्ण इति विश्रुतः ।
वेदाध्यनसंपन्नः सर्वशास्त्रविचक्षणः ॥ २१८ ॥
अथापरोऽस्ति तन्नाम तत्र विप्रो वयोऽन्वितः ।
तन्नामा ब्राह्मणश्रेष्ठः सर्वविद्यासु पारगः ॥ २१९ ॥
कस्यचित्त्वथ कालस्य यमः प्राह स्वकिंकरं ।
उर्ध्वकेशं सुरक्ताक्षं कृष्णदन्तं भयानकम् ॥ २२० ॥
अद्य गच्छ द्रुतं दूत मथुराख्यां महापुरीं ।
आनयस्व द्विजश्रेष्ठं तस्या गोकर्णसंज्ञितम् ॥ २२१ ॥

સૂત પુરાણી બોલ્યા—હે બ્રાહ્મણો, તે ક્ષેત્રની હદ ઉપર આવા પ્રભાવવાળી વિષ્ણુપદી ગંગા આવેલી છે, તે સર્વ પાપને નાશ કરનારી છે (૨૧૪).

હે શ્રેષ્ઠ બ્રાહ્મણો, વિષ્ણુપદી ગંગાજીનું સર્વ પાપને નાશ કરનારૂ મહાત્મ્ય તમને કહી સંભળાવ્યું (૨૧૫).

## અધ્યાય ૬

કશ્યપ બોલ્યા, પૂર્વ-પશ્ચિમની હકીકત મેં કહી; હવે દક્ષિણ-ઉત્તર સીમાની હકીકત કહું છું (૨૧૬).

આ પૃથ્વી ઉપર યમુના નદીના કીનારા ઉપર જૂદા જૂદા પ્રકારના બ્રાહ્મણોથી વસેલી મથુરા નગરી છે (૨૧૭).

તેમાં ગોકર્ણ નામનો એક ઉત્તમ બ્રાહ્મણ રહેતો હતો. તે સર્વ શાસ્ત્રોમાં ચતુર હતો અને તેણે વેદનું અધ્યયન કર્યું હતું (૨૧૮).

સર્વ વિદ્યામાં પ્રવીણ બીજો પણ એક એ જ નામનો બ્રાહ્મણ ત્યાં રહેતો હતો (૨૧૯).

એક દિવસ યમે ઊંચા કેશવાળા, લાલ આંખ્યોવાળા અને કાળા દાંતવાળા પોતાના સેવકને કહ્યું કે (૨૨૦).

હે દૂત, તું આજે મથુરા નામની મહાનગરીમાં જા અને ત્યાંથી ગોકર્ણ નામના એક ઉત્તમ બ્રાહ્મણને લેઇ આવ (૨૨૧).

---

નોંધ—વિષ્ણુપદી નામ બનાસ નદીને આપેલું હોય એમ સમજાય છે.

तस्यायुषः क्षयो जातो मध्याह्नेऽद्यतने दिने ।
ताडयोऽन्योस्ति च तत्रैव चिरायुस्तादृशो द्विजः॥२२२॥

सूत उवाच—

अथ दूतो द्रुतं गत्वा तां पुरीं यमशासनात् ।
विप्रमादानयामास गोकर्णं च चिरायुषम् ॥ २२३ ॥

ततः कोपपरितात्मा यमः प्रोवाच किंकरं ।
दीर्घायुरेष आनीतो धिक् पाप किमिदं कृतम् ॥ २२४ ॥

तस्मात्प्रापय तत्रैव यावदस्य स्वबन्धुभिः ।
न गात्रं दह्यते शोकात्सुसमिद्धेन वह्निना ॥ २२५ ॥

ब्राह्मण उवाचः—

नाहं तत्र गमिष्यामि दिष्ट्या प्राप्तोऽस्मि तेऽन्तिकं ।
वांछे मम सदा मृत्युं दारिद्र्येण कदर्थितः ॥ २२६ ॥

यम उवाच—

निमिषेणापि नो मर्त्यमानयामि महीतलात् ।
आयुःशेषेण विप्रेन्द्र पूर्णेनाथ त्यजामि भो ॥ २२७ ॥

तत एव हि मे नाम धर्मराज इति स्मृतं ।
समत्वात्सर्वजन्तूनां पक्षपातविवर्जितः ॥ २२८ ॥

तस्माद्गच्छ गृहं विप्र यावाद्गात्रं न दह्यते ।
बन्धुभिस्तव शोकार्तैर्नाधुना त्वत्र ते स्थितिः ॥ २२९ ॥

આજે મધ્યાન્હે તેનું આવરદા પુરૂં થયું છે. બીજો એક બાર પડેલો બ્રાહ્મણ ત્યાં છે, પણ તેનું આવરદા લાંબું છે (૨૨૨).

સૂત બોલ્યા—યમની આજ્ઞાથી સેવક તે નગરીમાં ઝપાટાબંધ ગયો અને ભૂલથી લાંબા આયુષ્યવાળા ગોકર્ણને તેડી લાવ્યો (૨૨૩).

પછી ક્રોધિત થઈને પોતાના નોકરને યમરાજાએ કહ્યું, હે પાપી તને ધિક્કાર છે. તેં આ શું કર્યું ? તું તો લાંબા આયુષ્યવાળાને લાવ્યો ! (૨૨૪).

જા, આનાં સગાંવહાલાં લાકડાં લાવીને અગ્નિ સળગાવી તેનું શરીર બાળી નાંખે નહિ, એટલામાં તેને ત્યાં પાછો મૂકી આવ (૨૨૫).

બ્રાહ્મણે કહ્યું—નસીબજોગે તમારી પાસે હું આવ્યો છું, તો હું ત્યાં જઇશ નહિ. ગરીબાઇને લીધે હું હંમેશાં મોત માગું છું (૨૨૬).

યમરાજા બોલ્યા—હે ઉત્તમ બ્રાહ્મણ, એક પળ જેટલું આયુષ્ય બાકી હોય, તોપણ કોઈ માણસને હું પૃથ્વી ઉપરથી લાવતો નથી. આયુષ્ય પૂરૂં થાય, ત્યાં સુધી તેનો ત્યાગ કરૂં છું (૨૨૭).

એટલા માટે મારૂં નામ ધર્મરાજા કહેવાય છે. હું બધાં પ્રાણીઓ ઉપર પક્ષપાત રહિત સમાન ભાવ રાખું છું (૨૨૮).

એટલા માટે, હે બ્રાહ્મણ, શોકથી વ્યાકુળ થએલાં તારાં સગાં વહાલાં તારો દેહ બાળી નાંખે તે પહેલાં તું ઘેર જતો રહે (૨૨૯).

प्रार्थय स्वमनोऽभीष्टमिष्टं ब्राह्मणसत्तम ।
न वृथा दर्शनं मे स्यात्कथंचिदपि देहिनाम् ॥ २३०

ब्राह्मण उवाच—

अवश्यं यदि गन्तव्यं मया देव गृहं पुनः ।
तन्ममाचक्ष्व पृच्छामि वरश्चैष भवेन्मम ॥ २३१ ॥

के ते ये नरका घोराः सेविताः पापकर्मभिः ।
दृश्यन्ते वद कैः केन कर्मणा सेव्यते जनैः ॥ २३२ ॥

यम उवाच—

असंख्या नरका विप्र यथा प्राणिगणाः क्षितौ ।
कृत्स्नशः कथितुं शक्यो नैव वर्षशतैरपि ॥ २३३ ॥

कीर्तयिष्यामि तेषां ते प्राधान्येन द्विजोत्तम ।
एकविंशतिसंख्या ये पापलोककृते कृताः ॥ २३४ ॥

अघोरं नरकं नाम रौरवं द्विजसत्तम ।
प्रतप्ततैलकुंडेषु पच्यते यत्र जन्तवः ॥ २३५ ॥

हा माततातपुत्रेति ये कुर्वन्ति सुदारुणं ।
परपाकरताः क्षुद्राः परद्रव्यापहारकाः ॥ २३६ ॥

द्वितीय एष विप्रेन्द्र महारौरवसंज्ञितः ।
कृतघ्नैः सेव्यते नित्यं तथा च गुरुतल्पगैः ॥ २३७ ॥

रोरूयमाणैर्दाहार्तैः पच्यमानैर्हविर्भुजा ।
खंडशैः क्रियमाणैश्च तीक्ष्णशस्त्रैरनेकधा ॥ २३८ ॥

હે ઉત્તમ બ્રાહ્મણ, તારા મનમાં કંઇ ઈચ્છા હોય તો માગ. કોઈ મનુષ્યને મારૂં દર્શન નકામું જતું નથી (૨૩૦)

બ્રાહ્મણે કહ્યું—જો મારે ઘેર અવશ્ય જવાનું જ હોય, તો હું માગું છું તે વરદાન આપો (૨૩૧).

પાપી કામ કરનારા તમારાં કયાં નરકો ભોગવે છે? અને કયાં કર્મને લીધે નરકોનું સેવન કરે છે? તે મને કહો. (૨૩૨).

યમરાજા બોલ્યા—હે બ્રાહ્મણ, જેમ પ્રાણીઓ જગતમાં અસંખ્ય છે, તેમ નરકો પણ અસંખ્ય છે. તેમનું વર્ણન સંપૂર્ણ રીતે સો વર્ષમાં પણ થઈ શકે નહિ (૨૩૩).

છતાં, હે શ્રેષ્ઠ બ્રાહ્મણ, તને હું મુખ્ય કહીશ. પાપી લોકોને માટે તેમની સંખ્યા એકવીસની છે (૨૩૪).

હે શ્રેષ્ઠ બ્રાહ્મણ, અઘોર નામનું એક રૌરવ નરક છે, જેના ઉકળતા તેલના કુંડમાં પ્રાણીઓ પીડાય છે (૨૩૫).

પારકાના અન્ન ઉપર આસક્તિ રાખનાર અને પારકું ધન હરી લેનાર તેમાં પડીને, 'હે પિતા, માતા, પુત્ર' એમ બોલીને ભયંકર રૂદન કરે છે (૨૩૬).

હે બ્રાહ્મણ, બીજું મહા રૌરવ નામનું નરક છે, જેમાં કૃતઘ્ની (નીમકહરામી) લોકો અને ગુરૂ પત્નીનો સંગ કરનાર મનુષ્યો પડે છે (૨૩૭).

અગ્નિથી દાઝવાને લીધે અને તીક્ષ્ણ શસ્ત્રોથી શરીરના કડકા થવાને લીધે તેઓ અત્યંત રૂદન કરે છે (૨૩૮).

तृतीयोऽन्धतमो नाम नरकः सुभयावहः ।
यत्र ये पुरुषा यान्ति ते तान्वक्ष्यामि सद्द्विज ॥ २३९ ॥

दुष्टेन चक्षुषा दृष्टा परदारा नराधमैः ।
सुलोहास्याः खगास्तेषां हरन्त्यत्र द्विलोचने ॥ २४० ॥

चतुर्थोऽयं प्रतप्ताख्यो नरकः संप्रकीर्तितः ।
अत्र ते यान्ति चागमान्येऽप्यशुद्धान्भजन्ति च ॥ २४१ ॥

यैः कृता संततं निन्दा गुरुदेवतपस्विना ।
तेषामुत्पाट्यते जिह्वा जाता जातात्र भूरिशः ॥ २४२ ॥

एषोऽन्यः पञ्चमो नाम सुप्रसिद्धो विदारकः ।
मित्रद्रोहरताश्चात्र छिद्यन्ते करपत्रकैः ॥ २४३ ॥

प्रतप्तवालुकापूर्णो ध्मायते यश्च वह्निना ।
निकुंभ इति विख्यातो षष्ठो लोकभयावहः ॥ २४४ ॥

प्राणान्तिकं पुरा दत्तं यैर्दुःखं प्राणिनां नरैः ।
अपराधं विना तेऽत्र पच्यते वालुकोत्करैः ॥ २४५ ॥

बिभित्सुरिति विख्यातः सप्तमो नरकोऽधमः ।
मूत्रामेध्यसमाकीर्णः समन्तादतिगर्हितः ॥ २४६ ॥

राजगामि च पैशून्यं यैः कृतं च दुरात्मभिः ।
अमेध्यपूर्णवक्त्रास्ते धार्यन्तेऽत्र नराधमैः ॥ २४७ ॥

कुत्सितो नाम विख्यातो द्विजायं चाष्टमोऽधमः ।
श्लेष्ममूत्राभिसंपूर्णस्तथा गंधैश्च कुत्सितैः ॥ २४८ ॥

ત્રીજું **અન્ધતમ** નામનું ભયંકર નરક છે. તેમાં કોણ જાય છે, તે હું તને કહું. જે દુષ્ટ માણસો પારકી સ્ત્રીને ખરાબ નજરથી જુએ છે, તેની આંખો લોખંડની ચાંચવાળા પક્ષીઓ કોચી નાંખે છે (૨૩૯–૪૦)

ચોથું **પ્રતપ્ત** નામનું નરક છે, જેમાં પાખંડી શાસ્ત્રોનો અભ્યાસ કરનાર જાય છે. જે ગુરૂ, દેવ અને તપસ્વીઓની સતત નિન્દા કરે છે, તેમની જીભો જેમ જેમ નવી ઉગે છે, તેમ તેમ કાપી નાખવામાં આવે છે (૨૪૧–૪૨).

આ **વિદારક** નામનું પાંચમું નરક છે, જેમાં મિત્રનો દ્રોહ કરનારને તરવારથી કાપી નાખવામાં આવે છે (૨૪૩).

તપેલી રેતીથી પૂર્ણ અને અગ્નિ જેમાં ફુંકાય છે તેવું આ **નિકુંભ** નામનું છઠું મહા ભયંકર નરક છે. તેમાં જે માણસોએ પ્રાણીઓને મરણપર્યંત દુઃખ આપ્યું હોય તેઓ અપરાધ વિના પણ તપેલી રેતીથી પીડાય છે (૨૪૪–૪૫).

આ મૂત્ર અને વિષ્ટાથી ભરેલું **બિભિત્સુ** નામક સૌથી અધમ અને સૂગ આવે તેવું સાતમું નરક છે. જે દુષ્ટ લોકો રાજાની નિન્દા કરે છે, તેમનાં મોઢામાં આવું અપવિત્ર દ્રવ્ય ભરવામાં આવે છે (૨૪૬–૪૭).

આ આઠમું નરક **કુત્સિત** નામનું છે, તે કફ અને મૂત્ર તથા દુર્ગંધથી ભરેલું છે. જેઓ ગુરૂ, દેવ અને અતિથિ,

गुरुदेवातिथिभ्यश्च स्वभृत्येभ्यो विशेषतः ।
अदत्वा भोजनं यैस्तु कृतं तेऽत्र व्यवस्थिताः ॥ २४९ ॥

एष दुर्गमनामा च नवमो द्विजसत्तम ।
तीक्ष्णैश्च कंटकैः कीर्णः सर्पवृश्चिकसंकुलः ॥ २५० ॥

एकसार्थमयाताय क्षुत्क्षामायावसीदते ।
अदत्वा भोजनं यैश्च कृतं तेऽत्र व्यवस्थिताः ॥ २५१ ॥

दशमोऽयं सुविख्यातो नरको नाम दुःसहः ।
तप्तलोहमयैः स्तंभैः समंतात्परिवारितः ॥ २५२ ॥

ये पापाः परदारेषु रक्ताः पश्वादिकेषु च ।
तप्तलोहमयान्स्तंभांस्तेऽत्रालिंगन्ति मानवाः ॥ २५३ ॥

एकादशोऽपरश्चायमाकर्षाख्यः प्रकीर्तितः ।
नरको विप्रशार्दूल तप्तसंदंशसंकुलः ॥ २५४ ॥

स्त्रीविप्रगुरुदेवानां वित्तं चाश्नन्ति ये नराः ।
संदंशैरपकृष्यन्ते तत्र तप्तैः समंततः ॥ २५५ ॥

द्वादशो नरकश्चायं तथा भक्ष्यप्रभक्ष्यया ।
लोहदन्तमुखैर्गृध्रैर्भक्ष्यन्तेत्र नराधमाः ॥ २५६ ॥

एष त्रयोदशो नाम सुविख्यातो नियंत्रकः ।
समंतात्कृमिभिर्व्याप्तस्तथा च दृढबन्धनैः ॥ २५७ ॥

न्यासापहारकाः पापास्तत्र बद्धाश्च बन्धनैः ।
कृमिवृश्चिककीटाद्यैर्भक्ष्यन्ते द्विजसत्तम ॥ २५८ ॥

તેમજ ખાસ કરીને નોકર લોકોને ભોજન કરાવ્યા વિના ભોજન કરે છે, તે અહીં પડે છે. (૨૪૮–૪૯).

હે વિપ્રવર્ય, આ દુર્ગમ નામનું નવમું નરક છે, જે તીક્ષ્ણ કાંટા, સાપ અને વીંછીથી ભરેલું છે. પોતાની સાથે પ્રવાસમાં આવનાર ભૂખ્યા માણસને ખવડાવ્યા વિના જેઓ ખાય છે, તેઓ અહીં આવે છે (૨૫૦–૫૧).

આ દુઃસહ નામનું દસમું નરક છે, જેમાં તપાવેલા લોખંડના થાંભલા સર્વ સ્થળે ઊભા કર્યા છે. જે પાપી લોકો પારકી સ્ત્રી અને પશુઓ ઉપર આસક્તિ રાખે છે, તેમને આ તપાવેલા લોખંડના થાંભલાઓને આલિંગન કરવું પડે છે (૨૫૨–૫૩).

આ આકર્ષ નામનું અગીઆરમું નરક છે, જેમાં તપાવેલા સાંણસા મૂકેલા છે. જે માણસો સ્ત્રી, બ્રાહ્મણ, ગુરૂ અને દેવનું દ્રવ્ય હરણ કરે છે, તેમને આ તપાવેલા સાંણસાથી ખેંચવામાં આવે છે (૨૫૪–૫૫).

આ બારમું નરક ભક્ષ્ય-પ્રભક્ષ્યા નામનું છે. તેમાં નરાધમોને લોખંડની ચાંચવાળાં ગીધ ફાડી ખાય છે (૨૫૬).

આ નિયંત્રક નામનું તેરમું નરક છે. તે આખું જીવાતથી અને મજબુત દોરડાંથી ભરેલું છે. અહીં કને પારકી થાપણ ઓળનારને દોરડાંથી બાંધવામાં આવે છે અને તેને જીવાત અને કીડા ફોલી ખાય છે (૨૫૭–૫૮).

तथा चतुर्दशो नाम नरकोऽधोमुखः स्थितः ।
नरकानां समस्तानां एष रौद्रतमाकृतिः ॥ २५९ ॥
अत्र चाधोमुखा बद्धा वृक्षशाखावलंबिनाः ।
पच्यन्ते वह्निनाधस्ताद्ब्रह्मघ्ना ये च मानवाः ॥ २६० ॥
यूकामत्कुणदंशाद्यैः संकीर्णोऽयं द्विजोत्तम ।
नरको भीषणो नाम ख्यातः पंचदशो महान् ॥ २६१ ॥
कूटसाक्षीरतानां च तथैवानृतवादिनां ।
अत्राश्रयो मया दत्तस्तथान्येषां कुकर्मणाम् ॥ २६२ ॥
एष षोडश उद्दिष्टो नरको नाम क्षुद्रदः ।
क्षुधार्तैर्मानवैर्व्याप्तः समन्ताद् द्विजसत्तम ॥ २६३ ॥
दुष्टमांसानि यैः पापैर्भक्षितानि द्विजन्मभिः ।
क्षुधार्तास्ते निजं कायं भक्षयन्त्यत्र संस्थिताः ॥२६४॥
तथा सप्तदशश्चायं क्षाराख्यो नरकः स्मृतः ।
सुक्षारेण समाकीर्णः सर्वप्राणिभयावहः ॥ २६५ ॥
व्रतभंगकरा ये च ये च पाखंडिनो नराः ।
तत्रान्ये च शतैः शस्त्रैः पीड्यन्ते पापकृत्तमाः ॥ २६६ ॥
एष चाष्टादशो नाम कथितश्च निदाहकः
ज्वलितांगारसंकीर्णो दुःसेव्यः सर्वदेहिनाम् ॥ २६७ ॥
दूषयन्ति च ये शास्त्रं काव्यं विप्रं च कन्यकां ।
अंगारान्तः स्थितास्तेऽत्र दह्यन्ते मानवा द्विज ॥२६८॥

આ **અધોમુખ** નામનું ચોદમું નરક છે. તે બધાં નરકોમાં સૌથી વધારે ભયંકર છે. અહીં બ્રહ્મહત્યાવાળા માણસોને ઝાડની ડાળીઓએ ઊંધે માથે લટકાવી નીચે અગ્નિ સળગાવી પીડવાંમાં આવે છે (૨૫૯–૬૦).

આ જૂ અને માકણના દંશોવાળું **ભીષણ** નામનું પંદરમું નરક છે. અહીં જૂઠી સાક્ષી પૂરનાર, અસત્ય બોલનાર અને બીજાં દુષ્ટ કર્મ કરનારને મેં રાખેલા છે. ( ૨૬૧–૬૨ ).

અહિં **ક્ષુદ્રદ** નામનું સોળમું નરક છે, જ્યાં ભૂખ્યાં માણસો રાખેલાં છે. જે પાપી બ્રાહ્મણો દુષ્ટ માંસ ખાય છે, તેમને અહીં ભૂખથી પીડાઇને પોતાના દેહનું જ ભક્ષણ કરવું પડે છે (૨૬૩–૬૪).

આ **ક્ષાર** નામનું સત્તરમું નરક છે, જેમાં સર્વ પ્રાણીઓને ભયકારક તીવ્ર ક્ષાર ભરેલા છે. જે પાપી માણસો કોઇના વ્રતનો ભંગ કરે છે અને પાખંડી હોય છે, તેઓને અહીં સેંકડો શસ્ત્રોથી પીડવામાં આવે છે (૨૬૫–૬૬).

આ **નિદાહક** નામનું અઢારમું નરક છે, જે સળગતા અંગારાથી ભરેલું હોવાથી મનુષ્યોથી સહન થઇ શકતું નથી. જેઓ શાસ્ત્ર, કાવ્ય, બ્રાહ્મણ કે કન્યાને બગાડે છે, તેમને અંગારાની વચ્ચે ઊભા રાખીને બાળવામાં આવે છે ( ૨૬૭–૨૬૮ ).

एकोनविंशतिश्चायं मख्यातः कूटशाल्मलिः ।
सुतीक्ष्णैः कंटकैः कोर्णः संमंताद् द्विजसत्तम ॥२६९॥

नास्तिका भिन्नमर्यादा ये च विप्रस्य घातकाः ।
ते सर्वेत्र नरा नित्यं आरोहन्ति पतन्ति च ॥ २७० ॥

एष विंशतितमो नाम नरको द्विजसत्तम ।
असिपत्रवनाख्यश्च कष्टैः सेव्यो दुरात्मभिः ॥ २७१ ॥

अत्र यान्ति नराधिप पररन्ध्रनिरीक्षकाः ।
कूटकर्मरता ये च शास्त्रविक्रयकारकाः ॥ २७२ ॥

एकोविंशतितमा चैषा नाम्ना वैतरणी नदी ।
सर्वैरेव नरैर्गम्याधर्मपापानुयायिभिः ॥ २७३ ॥

मृत्युलोके समुत्पन्ने धेनुं यच्छन्ति ये नराः ।
तस्या लांगुलमाश्रित्य तरन्ति तां सुखेन ते ॥ २७४ ॥

अदत्वा गां च ये मर्त्या म्रियन्ते द्विजसत्तम ।
नीत्वा हस्तादि दुर्गां तां दूतैर्दु खैस्तरन्ति ते ॥२७५॥

एतत्ते सर्वमाख्यातं यत्पृष्टोऽस्मि द्विजोत्तम ।
विस्तरेण तव प्रीत्या स्वरूपं नरकोद्भवम् ॥ २७६ ॥

तस्माद्गच्छ गृहं शीघ्रं यावद्गात्रं न दह्यते ।
बन्धुभिस्तव शोकार्तैर्गृहीत्वा वांछितं फलम् ॥ २७७ ॥

ब्राह्मण उवाच—

यदि देव मया सम्यग्गन्तव्यं निजमन्दिरं ।
तद् ब्रूहि कर्मणा येन नरकं याति नो नरः ॥ २७८ ॥

આ કૂટ શાલ્મલિ નામનું ઓગણીસમું નરક તીક્ષ્ણ કાંટાથી ભરેલું છે. જેઓ નાસ્તિક છે, નિર્લજ છે અને બ્રાહ્મણોનો વધ કરનાર છે તેમને આ (કાંટાવાળા ઝાડ ઉપર) હંમેશાં ચઢવું પડે છે અને તેના ઉપરથી ભોંય પડવું પડે છે (૨૬૯-૭૦).

આ અસિપત્ર વન નામનું વીસમું નરક છે, જે પાપીઓને ઘણા કષ્ટથી સેવવું પડે છે. અહીંકને પારકાં છિદ્ર જોનારા, દગો ફટકો કરનારા અને શાસ્ત્રને વેચનારા આવે છે (૨૭૧-૭૨).

એકવીસમું નરક તે વૈતરણી નામની નદી છે. ધર્મી અને પાપી સર્વ માણસોએ તે ઓળંગવાની હોય છે (૨૭૩).

જેણે મૃત્યુ લોકમાં ઉત્પન્ન થઈને ગાયનું દાન આપેલું હોય છે, તે તેનું પૂછડું પકડીને સુખેથી તરી જાય છે (૨૭૪).

હે બ્રાહ્મણ, જે મનુષ્યો ગાયનું દાન આપ્યા વિના મરી જાય છે, તેઓ યમ કિંકરોના હાથ ઝાલીને બહુ કષ્ટથી નદી પાર કરે છે (૨૭૫).

હે ઉત્તમ બ્રાહ્મણ, તેં જે પૂછ્યું તે નરકનું સ્વરૂપ મેં તને પ્રીતિપૂર્વક વિસ્તારથી કહી સંભળાવ્યું (૨૭૬).

તેટલા માટે તારૂં શરીર શોકાતુર સંબંધીઓ બાળી ન નાંખે તેટલામાં તું જલદી ઈચ્છેલું ફળ પામીને ઘેર જતો રહે (૨૭૭).

બ્રાહ્મણ બોલ્યો—હે દેવ, જો મારે ઘેર જવાનું હોય, તો જે કર્મોથી માણસ નરકમાં ન આવે તે મને કહો (૨૭૮).

यम उवाच—

तीर्थयात्रापरो नित्यं देवतातिथिपूजकः ।
ब्राह्मणाभिरतश्चैव न याति नरकं नरः ॥ २७९ ॥
परोपकारसंयुक्तो नित्यं जपपरायणः ।
स्वाध्यायनिरतश्चैव न याति नरकं द्विज ॥ २८० ॥
वापीकूपतडागानि देवतायतनानि च ।
यः करोति नरो नित्यं नरकं नैव पश्यति ॥ २८१ ॥
हेमन्ते वह्निदो यः स्यात्तथा ग्रीष्मे जलप्रदः ।
वर्षास्वाश्रयदो यश्च नरकं न स पश्यति ॥ २८२ ॥
व्रतोपवाससंयुक्तः शान्तात्मा विजितेन्द्रियः ।
ब्रह्मचारी सदा ध्यानी नरकं याति नो नरः ॥ २८३ ॥
अन्नदो हेमदो यः स्याद्विशेषेण तिलप्रदः ।
अहिंसानिरतश्चैव नरकं न स पश्यति ॥ २८४ ॥
वेदाध्ययनसंपन्नः शास्त्रासक्तस्तु मृष्टवाक् ।
धर्माख्यानपरो नित्यं नरकं न स पश्यति ॥ २८५ ॥

ब्राह्मण उवाच—

एतन्मूर्खोऽपि जानाति शुभकर्मकरः पुमान् ।
न याति नरकं स्वर्गं तथाऽपापक्रियारतः ॥ २८६ ॥
तस्मादशुभकर्तापि कर्मणा येन पातकं ।
स्वल्पेनापि निहंत्याशु याति स्वर्गं नरस्ततः ॥ २८७ ॥
तन्मे ब्रूहि सुरश्रेष्ठ व्रतं नियममेव वा ।
तीर्थं वा जपहोमं वा सर्वलोकसुखावहम् ॥ २८८ ॥

યમ રાજા બોલ્યા—હે બ્રાહ્મણ, આટલા મનુષ્યો નરકમાં આવતાં નથી. તીર્થયાત્રા કરનાર, દેવ અને અતિથિને પૂજનાર, બ્રાહ્મણ ઉપર પ્રેમ રાખનાર, પરોપકારી, હંમેશાં જપ કરનાર, શાસ્ત્રોનો અભ્યાસ કરનાર, કુવા અને તળાવો ખોદાવનાર, દેવમંદિરો બંધાવનાર, શીયાળામાં અગ્નિનું દાન કરનાર, ઉન્હાળામાં જળનું દાન કરનાર, ચોમાસામાં આશ્રય આપનાર, વ્રત-ઉપવાસ કરનાર, ઇંદ્રિયોને વશમાં રાખનાર, બ્રહ્મચર્ય પાળનાર, ઈશ્વરનું ધ્યાન ધરનાર, અન્ન, સોનું અને તલનું દાન આપનાર, અહિંસા ઉપર પ્રીતિ રાખનાર, વેદનું અધ્યયન કરનાર, શાસ્ત્ર ઉપર આસ્થા રાખનાર, સત્યવાદી અને ધાર્મિક આખ્યાનો ઉપર ભાવ રાખનાર. (૨૭૯–૮૫)

બ્રાહ્મણે કહ્યું-જે પાપી નથી અને શુભ કર્મ કરનાર છે, તે નરકમાં જતો નથી, પણ સ્વર્ગમાં જાય છે—એ વાતની તો મૂર્ખ માણસને પણ ખબર છે. (૨૮૬).

પરન્તુ અશુભ કામ કરનાર જે અલ્પ કર્મથી પાપનો તુરત નાશ કરીને સ્વર્ગમાં જાય, તે મને કહો. હે શ્રેષ્ઠ દેવ, તેને માટે સર્વ લોકને સુખ આપનાર કોઇ વ્રત, નિયમ તીર્થ, જપ કે હોમ હોય તે જણાવો (૨૮૭–૮૮)

यम उवाच—

अत्र ते सुमहद्गुह्यं कीर्तयिष्ये द्विजोत्तम ।
गोपनीयं प्रयत्नेन वचनान्मम सर्वदा ॥ २८९ ॥
महापातकयुक्तोपि पुरुषो येन कर्मणा ।
अनुष्ठितेन नो याति नरकं क्लेशकारकम् ॥ २९० ॥
वायुक्षेत्रं महारम्यं सर्वतीर्थमयं शुभं ।
यत्र तीरे महावापी सर्वपातकनाशिनी ॥ २९१ ॥
तत्रैकमपि मासार्द्धं यो भक्त्या पूजयेद्धरं ।
स सर्वपापयुक्तोपि शिवलोके महीयते ॥ २९२ ॥
तस्मात्तत्र द्रुतं गत्वाराधयतु च शंकरं ।
येन गच्छसि निर्वाणं दशभिः पुरुषैः सह ॥ २९३ ॥

सूत उवाच—

उपदेशं समाकर्ण्य स यदा प्रस्थितो गृहं ।
धर्मराजस्य संहृष्टो मथुरां नगरीं प्रति ॥ २९४ ॥
तावद्द्वितीयं गोकर्णं दूत आदाय संगतः ।
दर्शयामास धृत्वाग्रे धर्मराजस्य सत्वरम् ॥ २९५ ॥
ततः प्रोवाच तं दूतं धर्मराजः प्रहर्षितः ।
गोकर्णं पुरतो दृष्ट्वा द्वितीयं प्रस्थितं गृहे ॥ २९६ ॥
यस्मात्कालात्ययं कृत्वानीतोऽयं ब्राह्मणस्त्वया ।
तस्मादेनमपि क्षिप्रं द्वितीयेन समं त्यज ॥ २९७ ॥
ततस्तौ तत्क्षणान्मुक्तौ गोकर्णौ ब्राह्मणौ समौ ।
स्वं स्वं कलेवरं प्राप्य सहसाथ समन्वितौ ॥ २९८ ॥

યમરાજાએ કહ્યું–હે ઉત્તમ બ્રાહ્મણ, હું તને ગુપ્ત રહસ્ય કહીશ. તે મારા વચનથી તારે ગુપ્ત રાખવું. (૨૮૯)

જે કર્મથી મહા પાપી માણસ પણ દુઃખકારક નરકમાં આવતો નથી, તે હું તને કહું છું. (૨૯૦)

બધા તીર્થના સારરૂપ એક મહા સુંદર અને કલ્યાણ-કારી વાયુક્ષેત્ર છે, જેની સીમાએ સર્વ પાપનો નાશ કરનારી એક મોટી વાવ છે. (૨૯૧)

ત્યાં જે એક કે અધો મહીના સુધી ભક્તિથી શંકરની પૂજા કરે છે, તે બધા પાપથી મુક્ત થઇને શિવલોકમાં મહત્તા પ્રાપ્ત કરે છે. (૨૯૨)

તેટલા માટે તું જલદીથી જઇને શંકરનું આરાધન કર, જેનાથી તું દસ માણસોને લેઇને મોક્ષ પામ્ કરીશ. (૨૯૩)

સૂત પુરાણીએ કહ્યું–જ્યારે ધર્મરાજાનો ઉપદેશ સાંભ-ળીને રાજી થઈને મથુરા નગરી તરફ જવા તૈયાર થયો, ત્યારે બીજા ગોકર્ણને યમદૂતે લાવીને ધર્મરાજાની આગળ સત્વર રજૂ કર્યો. (૨૯૪–૯૫)

ત્યારે ધર્મરાજાએ હર્ષ પામીને બીજો ગોકર્ણ ઘેર જવા તૈયાર થએલો છતાં આ ગોકર્ણને જોઇને દૂતને કહ્યું, તેં આ બ્રાહ્મણને લાવવામાં ઢીલ કરી, તેથી આને પણ બીજાની માફક તુરત છોડી મૂક (૨૯૬–૯૭)

તેથી તે બંને ગોકર્ણ નામના બ્રાહ્મણોએ મુક્ત થઇને એકાએક પોતાના કલેવરમાં પ્રવેશ કર્યો (૨૯૮)

ततः स कथयामास गोकर्णः प्रथमोद्विजः ।
यमोपदेशसंजुष्टो द्वितीयाय सविस्तरम् ॥
ततो गृहं परित्यज्य गोकर्णौ द्वावपिस्थितौ ॥ २९९ ॥
देवतायतनैर्व्याप्तं क्षेत्रं दृष्ट्वाखिलं ततः ।
लिंगे संस्थापिते ताभ्यां सीमान्ते दक्षिणोत्तरे ॥ ३०० ॥
वायडपुरसमीपस्थे संप्राप्य तपसा द्रुतं ।
ततः शिवं समाराध्य तपः कृत्वा यथोचितम् ॥ ३०१ ॥
ताभ्यां मार्गचतुर्दश्यां कृष्णायां जागरः कृतः ।
सशरीरौ दिवं प्राप्तौ तत्प्रभावाद् द्विजोत्तमाः ॥ ३०२ ॥
यः करोति नरो भक्तिं गच्छति च शिवालयं ।
अपुत्रो लभते पुत्रान्धनार्थी लभते धनम् ॥ ३०३ ॥
निष्कामस्तु पुनर्मोक्षं नरो याति न संशयः ।

सूत उवाच—

एतद्वः सर्वमाख्यातं सीमान्तं द्विजसत्तमाः ॥ ३०४ ॥
क्षेत्रस्यास्य प्रमाणं तु विस्तरेण चतुर्दिशं ।
अत्रान्तरे नरा ये च निवसन्ति द्विजोत्तमाः ॥ ३०५ ॥
कृषिकर्मोद्यताश्चापि यान्ति ते परमां गतिं ।
किं पुनर्नियतात्मानः शान्ता दान्ता जितेन्द्रियाः ॥ ३०६ ॥
अपि कीटपतंगा ये पशवः पक्षिणो मृगाः ।
तस्मिन्क्षेत्रे मृता यान्ति स्वर्गलोकं न संशयः ॥ ३०७ ॥

---

२९९ श्लोकः—कच्छादर्शे नास्ति । स तु नागरखंडा त्समुध्धृत्य मुद्रितः ।

પછી પહેલા ગોકર્ણે યમે કહેલો ઉપદેશ બીજાને કહ્યો. તેથી ઘરનો ત્યાગ કરીને બંને જણ ત્યાં જવા તયાર થયા. (૨૯૯)

દેવમંદિરોથી શોભતું તે ક્ષેત્ર જોઈને દક્ષિણ અને ઉત્તરની સીમાએ બે શિવલિંગનું સ્થાપન કર્યું. (૩૦૦)

વાયડપુરની નજીકમાં જઈ યથાયોગ્ય તપ કરીને શિવનું આરાધન કર્યું. (૩૦૧)

માગશર વદ ચોદશે તેમણે જાગરણ કર્યું, તેના પ્રભાવથી તેઓ સદેહે સ્વર્ગમાં ગયા. (૩૦૨)

જે શિવમંદિરમાં જઈને ભક્તિ કરે છે, તે અપુત્ર હોય તો પુત્ર મેળવે છે, ધનની ઇચ્છાવાળાને ધન મળે છે અને નિષ્કામ મનુષ્યને મોક્ષ મળે છે, એમાં સંશય નથી. હે ઉત્તમ બ્રાહ્મણો, એ બધું મેં તમને કહ્યું. (૩૦૩-૪)

ચાર દિશાના આ ક્ષેત્રનું પ્રમાણ મેં તમને કહ્યું અહિં આવીને રહેનાર ખેડૂતોની પણ પરમ ગતિ થાય છે, તો જે માણસો શાન્ત, સંયમી અને જીતેન્દ્રિય હોય છે તેમનું તો શું કહેવું? (૩૦૫-૬)

આ ક્ષેત્રમાં કીડા, પતંગીઆં, પશુઓ, પક્ષીઓ અને હરણો પણ મૃત્યુ પામે તો સ્વર્ગમાં જાય છે, એમાં સંદેહ નથી, તો જે મનુષ્યોના હૃદયમાં સાક્ષાત્ વિષ્ણુ ભગવાન હોય છે અને જે શ્રદ્ધાવાળા અને ત્યાગી હોય છે, તેમનું તો શું કહેવું? (૩૦૭-૮)

किं पुनर्ये नरास्तत्र कृत्वा प्रायोपवेशनं ।
संन्यस्ताः श्रद्धयोपेताः हृदयस्थजनार्दनाः ॥ ३०८ ॥
तस्मात्सर्वप्रयत्नेन तत्क्षेत्रं सेव्यमेव हि ।
विशेषेण कलौ प्राप्ते युगे पापसमावृते ॥ ३०९ ॥
पुनन्ति स्नानदानाभ्यां सर्वतीर्थान्यसंशयः ।
वायुपुरं तु नगरं पुनर्वासात्पुनाति च ॥ ३१० ॥
वापीकूपतडागेषु यत्र यत्र जलं द्विजाः ।
तत्र तत्र नरः स्नातः सर्वपापैः प्रमुच्यते ॥ ३११ ॥
किं यज्ञैः किं वृथादानैः किं व्रतैः किं जपैरपि ।
वरं तत्र कृतो वासः क्षेत्रे स्वर्गमभिप्सुभिः ॥ ३१२ ॥
एतत्पवित्रमायुष्यं मांगल्यं पापनाशनं ।
वायुनगरमाहात्म्यं नराणां श्रृण्वतां विभो ॥ ३१३ ॥

इति श्रीवायुपुराणे वापीक्षेत्रे गोकर्णतीर्थं नाम षष्ठोऽध्यायः ॥६॥

## सप्तमोऽध्यायः

शौनक उवाच—

चतुर्युगस्वरूपं तु महात्म्यं चैव सूतज ।
प्रमाणं वद कार्त्स्न्येन परं कौतुहलं हि नः ॥

सूत उवाच—

इदमर्थं पुरा पृष्टो वासवेन बृहस्पतिः ॥ ३१४ ॥
यथा प्रोवाच विप्रेन्द्रास्तद्वो वक्ष्यामि सांप्रतं ।
पुरा शक्रं समासीनं सभायां त्रिदशैः सह ॥ ३१५ ॥

એટલા માટે ખાસ કરીને પાપપૂર્ણ કલિયુગમાં આ ક્ષેત્રનું સર્વ પ્રયત્નથી સેવન કરવું જોઈએ. (૩૦૯)

બધા તીર્થો સ્નાન અને દાનથી પવિત્ર કરે છે, પણ વાયુનગર વાસ કરવાથી પવિત્ર કરે છે. (૩૧૦)

હે બ્રાહ્મણો, વાવ, કુવા અને તળાવમાં જ્યાં જ્યાં જળ હોય, ત્યાં ત્યાં નહાવાથી મનુષ્ય સર્વ પાપથી મુક્ત થાય છે. (૩૧૧)

સ્વર્ગની ઇચ્છાવાળાને માત્ર તે ક્ષેત્રમાં વાસ કરવાની જરૂર છે, યજ્ઞ, દાન, વ્રત કે જપની જરૂર નથી. (૩૧૨)

હે પ્રભુ, આ વાયુનગરનું પવિત્ર માહાત્મ્ય સાંભળનાર મનુષ્યોનું આયુષ્ય વધે છે, પાપ નાશ પામે છે અને કલ્યાણ થાય છે. (૩૧૩)

## અધ્યાય ૭

શૌનક બોલ્યા–હે સૂતપુત્ર, ચારે યુગોનું સ્વરૂપ, માહાત્મ્ય અને પ્રમાણ કહો, મને ઘણું કુતૂહલ થયું છે. સૂત બોલ્યા, આજ પ્રમાણે પહેલાં ઈન્દ્રે બૃહસ્પતિને પૂછ્યું હતું. તેનો જે જવાબ મળ્યો હતો તે તમને કહું છું. એક વખત ઇન્દ્ર દેવોની સાથે સભામાં બેઠો હતો (૩૧૪–૧૫)

तदा शक्रं महात्मानमुपासां चक्रिरे सुराः ।
गंधर्वाप्सरसश्चैव सिद्धिविद्याधराश्च ये ॥ ३१६ ॥
गुह्यकाः किन्नरा दैत्या राक्षसा उरगास्तथा ।
कलाकाष्टा निमेषाश्च नक्षत्राणि ग्रहास्तथा ॥ ३१७ ॥
सांगवेदास्तथा मूर्तास्तीर्थान्यायतनानि च ।
तथा चक्रुः कथाश्चित्रा देवदानवरक्षसां ॥ ३१८ ॥
राजर्षीणां पुराणानां ब्रह्मर्षीणां विशेषतः ।
कस्मिंश्चिदथ संप्राप्ते प्रस्तावे त्रिदशेश्वरः ॥ ३१९ ॥
पप्रच्छ विनयोपेतो विप्रश्रेष्ठं बृहस्पतिं ।
भगवन्श्रोतुमिच्छामि प्रमाणं युगसंभवम् ॥ ३२० ॥
माहात्म्यं च स्वरूपं च यथावद्वक्तुमर्हसि ।

**बृहस्पतिरुवाच—**

अहं ते कीर्तयिष्यामि माहात्म्यं युगसंभवं ॥ ३२१ ॥
यत्प्रमाणं स्वरूपं च शृणुष्वावहितस्थितः ।
अष्टाविंशसहस्राणि लक्षाः सप्तदशैव तु ॥ ३२२ ॥
प्रमाणेन कृतं प्रोक्तं यत्र शुक्लो जनार्दनः ।
चतुष्पादस्तथा धर्मः सुसंपूर्णा वसुंधरा ॥ ३२३ ॥
कामक्रोधविनिर्मुक्ता भयद्वेषविवर्जिताः ।
जनाश्चिरायुष स्तत्र शान्तात्मानो जितेन्द्रियाः ॥३२४॥
पंचतालप्रमाणाश्च दीप्तिमन्तो बहुश्रुताः ।
यत्र षोडशसाहस्त्र्यं बालत्वं जायते नृणाम् ॥ ३२५ ॥

તે વખતે દેવો, ગંધર્વો, અપ્સરાઓ, સિદ્ધો, વિદ્યાધરો, ગુહ્યકો, કિન્નરો, દૈત્યો, રાક્ષસો, ઉરગો, કલાકાષ્ટો, નિમેષો, નક્ષત્રો, ગ્રહો, અંગો સાથે વેદો, મૂર્તિમાન તીર્થો અને દેવમંદિરો બેઠાં હતાં અને તેમના વચ્ચે દેવ, દાનવ, રાક્ષસ, રાજર્ષિ, અને પ્રાચીન બ્રહ્મર્ષિઓ સંબંધી નાના પ્રકારની કથાઓ ચાલતી હતી. હવે કોઇ પ્રસંગ પરત્વે ઇન્દ્રે શ્રેષ્ઠ બ્રાહ્મણ ગુરૂ બૃહસ્પતિને વિનય પૂર્વક પૂછ્યું, હે ભગવાન, જો આપને યોગ્ય લાગે તો યુગોનું પ્રમાણ, માહાત્મ્ય અને સ્વરૂપ સાંભળવાની ઈચ્છા છે. બૃહસ્પતિ બોલ્યા—હું તમને યુગોનું માહાત્મ્ય, પ્રમાણ અને સ્વરૂપ કહીશ. તે ધ્યાન પૂર્વક સાંભળજો. સત્યયુગનું પ્રમાણ સત્તરલાખ અને ૨૮ હજાર વર્ષોનું છે. તેમાં શ્વેત જનાર્દન ભગવાન હતા. ધર્મના ચાર પગ હતા અને પૃથ્વી સંપૂર્ણ હતી. (૩૧૬-૨૩)

લોકો કામ, ક્રોધ, ભય, અને દ્વેષથી મુક્ત હતાં, લાંબા આયુષ્યવાળા, શાન્ત આત્માવાળા અને જીતેન્દ્રિય હતા. (૩૨૪)

તેમની ઊંચાઇ પાંચ તાડ જેટલી હતી, તેઓ કાન્તિમાન અને વિદ્વાન્ હતા. તેમનું બાળપણ સોળહજાર વર્ષોનું હતું, અને જુવાની બાવીસ હજાર વર્ષની હતી. ત્યાર પછી ધીમે ધીમે ઘડપણ આવતું. (૩૨૫-૨૬)

ततश्च यौवनं प्रोक्तं द्वात्रिंशद्यावदेव हि ।
ततः परं च वार्धकूयं शनैः संजायते नृणाम् ॥ ३२६ ॥
लक्षान्ते मरणं यावदन्येषामधिकं क्वचित् ।
तत्र सत्वाश्च ये केचित्पशवः पक्षिणो मृगाः ॥३२७॥
दैवीं वाचं प्रजल्पन्ति न विरोधं व्रजन्ति ते ।
क्रीडन्ति नकुलैः सर्पा बिडाला मूषकैः समम् ॥३२८॥
पंचाननैर्मृगाः नित्यं उलूकाश्चापि वायसैः ।
उष्ट्रैश्च महोषीपुत्रा जनयन्त्यति भूरिशः ॥ ३२९ ॥
व्रीहिमुद्गयवप्रायं सुस्वादु बलवृद्धिदं ।
सर्वत्र फलिनो वृक्षाः सपुष्पफलधारिणः ॥ ३३० ॥
सुपत्राः कंटकैर्हीनाः कल्पपादपसन्निभाः ।
धेनवः प्रयच्छन्ति वांछितं स्वादु सत्पयः ॥ ३३१ ॥
सर्वेष्वपि शुभकालेषु भूरि सर्पिप्रदं नृणां ।
न वीक्षते पिता पुत्रं मृतं वापि कथंचन ॥ ३३२ ॥
न प्रेतत्वं च लोकानां मृतानां चैव यद्भवेत् ।
न तत्र विधवा नारी जायते न च दुर्भगा ॥ ३३३ ॥
काकवन्ध्या स्तनैर्हीना न च शीलविवर्जिता ।
यथा जन्म तथा मृत्युः क्रमात्संजायते नृणां ॥३३४॥
न चापि नरके वासो न च रोगव्यथा क्वचित् ।
वेदान्तज्ञा द्विजाः सर्वे नित्यं स्वाध्यायशालिनः ॥३३५॥

---

३२९. स्कन्दे तु श्लोकार्धो यथा—अकृष्टा च मही सस्यं जनयत्यति भूरिशः ।

લાખ વર્ષના અંતે મરણ થતું, કોઇ કોઈનું તેથી પણ વધારે આવરદા હતું. તે યુગમાં પશુઓ, પક્ષીઓ મૃગો અને બીજાં પ્રાણીઓ દૈવી વાણી બોલતાં અને તેમના બોલવામાં વિરોધ નહોતો. સાપની સાથે નોળીઆ અને ઊંદરની સાથે બિલાડાં રમતાં. (૩૨૭–૨૮)

એ પ્રમાણે સિંહની સાથે હરણાં, કાગડાની સાથે ઘુવડ, ઊંટની સાથે પાડા હમેશાં ક્રીડા કરતા.* (૩૨૯)

ડાંગર, મગ, જવ, વગેરે ધાન્ય સ્વાદિષ્ટ અને બલ અને વૃદ્ધિ આપનાર હતાં. બધાં વૃક્ષો પાન, ફુલ અને ફળવાળાં હતાં, કાંટા વગરનાં હતાં અને કલ્પવૃક્ષ જેવાં હતાં. ગાયો મનુષ્યને સુંદર અને સ્વાદિષ્ટ જોઇએ તેટલું દૂધ અને બધા શુભ પ્રસંગોએ પુષ્કળ ઘી આપનારી હતી. પિતા કોઈ પણ વખતે પુત્રનું મૃત્યુ જોતો નહિ. (૩૩૦–૩૨)

મૃત્યુ પામેલાં લોકો ભૂત થતાં નહિ, સ્ત્રીઓ કદી વિધવા, વન્ધ્યા, કાકવન્ધ્યા (એકજ સંતાનવાળી) સ્તનવિનાની, અને ચારિત્ર્યહીન થતી નહિ. અને જન્મ મૃત્યુ અનુક્રમે માણસોને આવતાં (૩૩૩–૩૪)

કોઈનો પણ નરકમાં વાસ થતો નહિ, કોઈને કદાપિ રોગની પીડા થતી નહિ. બ્રાહ્મણો વેદાન્ત જાણનારા, હંમેશાં વેદનો પાઠ કરનારા, વેદનું વ્યાખ્યાન કરનારા, મંત્રો બનાવનાર અને બ્રહ્મજ્ઞાનવાળા હતા. ક્ષત્રિઓ જ રાજા હતા. અને તેઓ ભક્તિપૂર્વક યજ્ઞ કરીને બ્રાહ્મણોની

---

* સ્કંદ પુરાણમાં 'ઊંટની સાથ પાડા' ને બદલે 'વણ ખેડેલી ભૂમિ પણ ઘણું ધાન આપતી' એમ પાઠ છે.

वेदव्याख्यानसंदृष्टा ब्रह्मज्ञानविचक्षणाः ।
क्षत्रियाश्चापि भूपाला मखं कृत्वा सुभक्तितः ॥३३६॥
तदादेशात्प्रभुञ्ज्यन्ति मह्रीं धर्मेण नित्यशः ।
वैश्या वैश्यजनार्हाणि चक्रुः कर्माणि भूरिशः ॥३३७॥
पशुपालनपूर्वाणि क्रयविक्रयजानि च ।
मुक्त्वैका द्विजशुश्रूषां न शूद्रास्तत्र चक्रिरे ॥ ३३८ ॥
किंचित्कर्म सुरश्रेष्ठ श्रद्धापरया युतः ।
तत्र नीचान्त्यजो जज्ञे न च संकरसंभवः ॥ ३३९ ॥
नापवित्रो न वर्णानां पंचमोदृश्यते भुवि ।
यजनं याजनं दानं व्रतं नियम एव च ॥ ३४० ॥
तीर्थयात्रां नरास्तत्र निष्कामा एव कुर्वते ।
एवं विधं सहास्राक्ष मया ते परिकीर्तितम् ॥ ३४१ ॥
आद्यं कृतयुगं पुण्यं सर्वलोकसुखावहं ।
ततस्त्रेतायुगं नाम द्वितीयं संप्रवर्तते ॥ ३४२ ॥
वर्षाणां षण्नवत्याद्यलक्षा द्वादशसंख्यया ।
सोऽपि साक्षाज्जगन्नाथः श्वेतद्विपाश्रयाश्रितः ॥३४३॥
तत्र रक्तत्वमायाति भगवान्गरुडध्वजः ।
त्रिपादस्तत्र धर्मः स्यात्पादेनैकेन पातकम् ॥ ३४४ ॥
तेनापि जायते स्पर्धा वर्णानामितरेतरं ।
तत्तत्फलानि वांछन्ति तीर्थयज्ञोद्भवानि ते ॥ ३४५ ॥
व्रतानां नियमानां च स्वर्गवासादिहेतवे ।
ततः कामवशान्मोहं सर्वे गच्छन्ति मानवाः ॥ ३४६ ॥

આજ્ઞાથી ધર્મથી પૃથ્વીનો ઉપભોગ કરતા. વૈશ્યો વૈશ્યને ઉચિત ઘણાં કાર્યો કરતા. (૩૩૫–૩૭)

તેઓ પશુપાલન અને વેચાણ અને ખરીદીનાં કામ કરતા. શૂદ્રો બ્રાહ્મણો વિના બીજાની સેવા કરતા નહિ. (૩૩૮)

હે ઈન્દ્ર, દરેક જણ શ્રદ્ધાથી કર્મ કરતા. ત્યાં વર્ણ-સંકર કે અન્ત્યજ કોઈ હતો નહિ. (૩૩૯)

પૃથ્વી ઉપર કોઈ અપવિત્ર પાંચમો વર્ણ હતો નહિ માણસો નિષ્કામપણે યજન, યાજન, દાન, વ્રત, નિયમ અને તીર્થયાત્રા કરતા. હે ઇન્દ્ર, મેં તને આ પ્રમાણે પવિત્ર અને સર્વ લોકને સુખ આપનાર પ્રથમ સત્યયુગનું વર્ણન કહી સંભળાવ્યું. તે પછી બીજો યુગ ત્રેતાયુગ ચાલે છે. ( ૩૪૦–૪૨ ).

તેનાં વર્ષ બાર લાખ છન્નુ હજાર છે. તેમાં શ્વેત-દ્વીપમાં સાક્ષાત્ જગન્નાથ ભગવાન રહેલા છે (૩૪૩)

તેમાં વિષ્ણુ ભગવાનનો વર્ણ રાતો છે. ધર્મને ત્રણ પગ છે અને એક પાપનો પગ છે. તેના વર્ણોમાં એકબીજાની સાથે સ્પર્ધા થાય છે. તેમાં લોકો તીર્થ અને યજ્ઞમાંથી મળતાં ફળની ઇચ્છા કરે છે. માણસો કામને વશ થઈને મોહ પામે છે. (૩૪૪–૪૬)

મોહથી દ્રોહ ઉત્પન્ન થાય છે અને પછી અનુક્રમે પાપ કરે છે. પછી યમ રૌરવ આદિ એકવીસ જાતનાં નરકો

मोहाद्द्रोहं ततो गत्वा पापं कुर्वन्त्यनुक्रमात् ।
ततस्तु रौरवादीनि नरकाणि यमः स्वयम् ॥ ३४७ ॥
सज्जीकरोति देवेन्द्र एकविंशति संख्यया ।
कर्मानुसारतस्तानि सेवयन्ति नराधमाः ॥ ३४८ ॥
केचिदन्ये महेन्द्रादिलोकान्मोक्षं तथापरे ।
त्रिविधाः पुरुषास्तत्र श्रेष्ठाश्चाधममध्यमाः ॥ ३४९ ॥
त्रिविधानि च कर्माणि प्रकुर्वन्ति सुरश्वेर ।
उन्नतास्तालमात्रेण तेजोवीर्यसमन्विताः ॥ ३५० ॥
चक्रुश्च कृषिकर्माणि वैश्याश्चैवान्नलिप्सया ।
उप्तं क्षेत्रं सकृद्वापि सप्तवारं लुनन्ति ते ॥ ३५१ ॥
यथर्तु फलिता वृक्षा यथर्तु कुसुमान्विताः ।
यथर्तु पत्रसंयुक्तास्तत्र स्युर्मनोहराः ॥ ३५२ ॥
अग्निष्टोमादिका यज्ञाः प्रवर्तन्ते सहस्रशः ।
इतरेतरसंस्पृध्धैः क्रियमाणा नृपोत्तमैः ॥ ३५३ ॥
ब्राह्मणै श्च सुरश्रेष्ठ स्वर्गलोकमभीप्सुभिः ।
तीर्थयात्रां व्रतं दानं नियमं संयमं तथा ॥ ३५४ ॥
परलोकमभीप्स्यन्तस्तत्र कुर्वन्ति मानवाः ।
सहस्रेण तु वर्षाणां तद्बाल्यं यौवनं नृणाम् ॥ ३५५ ॥
सहस्रपंचकं यावदूध्ध्र्वं वार्धकमुच्यते ।
रजकश्चर्मकारश्च नटो वरट एव च ॥ ३५६ ॥
कैवर्तमेदभिल्लाश्च चांडालाः शूद्रमानवाः ।
संभवन्ति युगे तस्मिन्योनिसंसर्गतो विभो ॥ ३५७ ॥

તૈયાર કરે છે. અને અધમ મનુષ્યો પોતાનાં કર્મ અનુસાર તેમનું સેવન કરે છે. (૩૪૭-૪૮)

બીજા કેટલાક સ્વર્ગ મેળવે છે અને કેટલાક મોક્ષ મેળવે છે. પુરૂષો ત્રણ જાતના થાય છે શ્રેષ્ઠ, મધ્યમ અને અધમ. (૩૪૯)

હે ઇન્દ્ર, તેઓ કર્મ પણ ત્રણ પ્રકારનાં કરે છે. તેઓ એક તાડ જેટલા ઊંચા હોય છે અને તેજસ્વી તથા બળવાન હોય છે. (૩૫૦)

વૈશ્યો અન્નની ઇચ્છાથી ખેતી કરે છે અને એકવાર વાવેલું સાત વખત લણે છે. (૩૫૧)

વૃક્ષો ઋતુ પ્રમાણે ફળે છે, ઋતુ પ્રમાણે તેમને ફુલ અને પાન આવે છે અને મનોહર દેખાય છે. (૩૫૨)

અને રાજાઓ અને બ્રાહ્મણો સ્વર્ગલોકની ઇચ્છાથી એકબીજાની સાથે હરીફાઈમાં અગ્નિષ્ટોમ આદિ હજારો યજ્ઞો કરે છે અને માણસો પરલોકની ઇચ્છાથી તીર્થયાત્રા, વ્રત, દાન, નિયમ અને સંયમ કરે છે. તેમાં માણસનું બાળપણ હજાર વર્ષ સુધી હોય છે. (૩૫૩-૫૫)

જુવાની પાંચ હજાર વર્ષ સુધી હોય છે અને ત્યાર પછી ઘડપણ આવે છે. આ યુગમાં વર્ણસંકરતાથી ધોબી, મોચી, નટ, બરટ, ખલાસી, મેદ, ભિલ્લ, ચાંડાલ વગેરે શૂદ્રો ઉત્પન્ન થાય છે. (૩૫૬-૫૭)

तथान्ये संख्यया हीना एतेभ्यो निन्दिता नराः ।

इन्द्र उवाच

उत्पत्तिः कथमेतेषामन्त्यजानां द्विजोत्तम ॥ ३५८ ॥
यथावद्वद कार्त्स्न्येन तत्र कौतुहलं महत् ।

बृहस्पति उवाच—

एतेषामष्टधा सृष्टिर्जायन्तेऽन्त्यजसंभवा ॥ ३५९ ॥
योनिदोषात्सुरश्रेष्ठ जाता वक्ष्याम्यहं स्फुटं ।
ब्राह्मण्यां क्षत्रियाज्जातः सूत इत्यभिधीयते ॥ ३६० ॥
सूतेन रजकश्चैव रजकेन च चर्मकृत् ।
चर्मकारेण संजज्ञे नटश्चान्त्यजसंज्ञकः ॥ ३६१ ॥
चत्वारः क्षत्रसंभूता एते क्षेत्रे द्विजन्मनां ।
तथा मगधो जज्ञे वैश्येन द्विजसंभवे ॥ ३६२ ॥
क्षेत्रे मागधवीर्येण वरटो मरुत्सत्तम ।
वरटेन च कैवर्तः कैवर्तेन च मेदकः ॥ ३६३ ॥
चत्वारो वैश्यसंभूता एते क्षेत्रे द्विजन्मनां ।
प्रजायन्ते सुरश्रेष्ठ सर्वकर्मसु गर्हिताः ॥ ३६४ ॥
तथा शूद्रेण संजज्ञे ब्राह्मण्यां सुरसत्तम ।
भिल्लाख्यश्चापि भिल्लेन चांडालश्च प्रजायते ॥ ३६५ ॥
एतौ द्वावपि शूद्रेण भवतो द्विजसंभवे ।
क्षेत्रे सर्वे सुराधीश सत्यमेतन्मयोदितम् ॥ ३६६ ॥
एतत्त्रेतायुगे प्रोक्तं मया ते सुरसत्तम ।
आकर्णय प्रयत्नेन द्वापरस्याधुना स्थितिम् ॥ ३६७ ॥

આનાથી પણ હલકા સંખ્યાબંધ મનુષ્યો ઉત્પન્ન થાય છે. ઇન્દ્રે કહ્યું–આ અન્ત્યજોની ઉત્પત્તિ શી રીતે થાય છે ! (૩૫૮)

તે યથાયોગ્ય રીતે સંપૂર્ણપણે કહો. મને તેને માટે કુતૂહલ થાય છે. બૃહસ્પતિ બોલ્યા–અન્ત્યજોની આઠ પ્રકારની સૃષ્ટિ ઉત્પન્ન થાય છે. (૩૫૯)

હે ઇન્દ્ર, જાતિદોષથી જે સૃષ્ટિ થાય તે હું સ્પષ્ટ રીતે કહું છું. બ્રાહ્મણ, સ્ત્રી અને ક્ષત્રિય પુરૂષથી સૂત નામની જાતિ થાય છે. (૩૬૦)

સૂતથી રજક ( ધોબી ), રજકથી ચર્મકાર (મોચી કે ચમાર ), ચર્મકારથી નટ (ઢાઢી) નામના અન્ત્યજ થાય છે. એ ચારે ક્ષત્રિય બીજ અને બ્રાહ્મણના ક્ષેત્રથી ઉત્પન્ન થાય છે–બ્રાહ્મણીના સંયોગથી. (૩૬૧)

તેમજ બ્રાહ્મણ સ્ત્રી અને વૈશ્ય પુરૂષના સંગમથી માગધ ઉત્પન્ન થાય છે. તેમજ માગધના વીર્યથી બરટ, બરટથી કૈવર્ત (ખલાસી) અને કૈવર્તથી મેદ ઉત્પન્ન થાય છે. (૩૬૨–૩૬૩)

આ ચાર બ્રાહ્મણ ક્ષેત્રમાં વૈશ્યથી ઉત્પન્ન થાય છે. તે સર્વ કર્મ માટે નિન્દિત હોય છે (૩૬૪)

તે પ્રમાણે બ્રાહ્મણ સ્ત્રી અને શૂદ્ર પુરૂષથી ભિલ્લ અને ભિલ્લથી ચાંડાલ ઉત્પન્ન થાય છે. (૩૬૫)

હે ઇન્દ્ર, બ્રાહ્મણ સ્ત્રીથી અને શૂદ્ર પુરૂષથી આ બે જાતો ઉત્પન્ન થાય છે. મેં તને સત્ય વાત કહી. (૩૬૬)

હે ઇન્દ્ર, મેં તને ત્રેતા યુગની હકીકત કહી. હવે દ્વાપર યુગની અત્યારની સ્થિતિ સાંભળ. (૩૬૭)

लक्षाष्टकप्रमाणेन तद्युगं परिकीर्तितं ।
चतुःषष्टिसहस्राणि वर्षाणां परिसंख्यया ॥ ३६८ ॥

कपिशो जायते तत्र भगवान्गरुडध्वजः ।
द्वौ पादौ चैव धर्मस्य द्वौ पापस्य व्यवस्थितौ ॥३६९॥

तत्र स्याद्यौवनं नृणां गते वर्षशतेऽखिले ।
ततोऽन्यैः समतिक्रान्तैर्वार्धक्यं पंचभिः शतैः ॥३७०॥

अत्रत्या ह्यनृता लोका देवा भूपास्तथापरे ।
नार्यश्चापि सुरश्रेष्ठ तद्रूपाः प्रकीर्तिताः ॥ ३७१ ॥

पंचहस्त प्रमाणेन चतुर्हस्तास्तथाऽपरे ।
नातिरूपेणसंयुक्ता न च रूपविवर्जिताः ॥ ३७२ ॥

अव्यक्तजल्पकाश्चापि पशवः पक्षिणो मृगाः ।
नातिपुष्पफलैर्युक्ता वृक्षाश्चापि सुरेश्वर ॥ ३७३ ॥

सस्यानि तानि जायन्ते यानि चोप्तानि कृषिकैः ।
वर्षन्ति जलदाः कामं भवन्त्योषधयोऽखिलाः ॥ ३७४ ॥

यत्किंचिद्भूतले ज्ञानं शास्त्रं वा सुरसत्तम ।
तत्तत्र मिश्रभावेन न सत्यं नैव चानृतम् ॥ ३७५ ॥

तीर्थानां च मखानां च द्वापरे सुरसत्तम ।
फलं भावानुरूपेण दानानां च प्रजायते ॥ ३७६ ॥

एतत्तव समाख्यातं द्वापरं युगसंभवं ।
मया सर्वं सुराधीश यथादृष्टं यथाश्रुतम् ॥ ३७७ ॥

તે યુગમાં આઠ લાખ અને ચોસઠ હજાર વર્ષો છે. (૩૬૮)

તેમાં વિષ્ણુ ભગવાન કપિશ (ગેરવા) રંગના બને છે. તેમાં ધર્મના બે પગ અને પાપના બે પગ હોય છે. (૩૬૦)

તેમાં માણુસની જુવાની સો વર્ષ સુધી રહે છે અને ઘડપણ પાંચસો વર્ષ સુધી હોય છે. (૩૭૦)

લોકો, દેવો અને રાજાઓ અસત્યવાદી હોય છે અને સ્ત્રીઓ પણ તેવી જ હોય છે. (૩૭૧)

લોક પાંચ હાથ ઊંચા અને કેટલાક લોક ચાર હાથ ઊંચા હોય છે, તેમજ બહુ રૂપાળા કે બહુ કદરૂપા હોતા નથી. (૩૭૨)

પશુઓ, પક્ષીઓ અને હરણો સમજાય નહિ એવું બોલે છે અને વૃક્ષો ઉપર પણ પુષ્કળ ફુલ કે ફળ થતાં નથી. (૪૭૩)

ખેડુતોએ વાવ્યા પ્રમાણે અનાજ ઉગે છે, વરસાદ ઇચ્છા પ્રમાણે વરસે છે અને બધી જાતની વનસ્પતિઓ ઉગે છે. (૩૭૪)

હે ઇન્દ્ર, પૃથ્વી ઉપર જેટલું જ્ઞાન કે શાસ્ત્ર છે તે મિશ્ર રૂપનું હોય છે–પૂરૂં સત્ય પણ નહિ, અને પૂરૂં અસત્ય પણ નહિ. (૩૭૫)

હે ઇન્દ્ર, દ્વાપર યુગમાં તીર્થ, યજ્ઞ અને દાનનું ફળ ભાવ પ્રમાણે મળે છે. (૩૭૬)

હે ઇન્દ્ર, મેં જે પ્રમાણે જોયું છે અને સાંભળ્યું છે તે પ્રમાણે મેં બધું દ્વાપરનું વર્ણન કર્યું. (૩૭૭)

शृणुष्वावहितो भूत्वा वदतो मम सांप्रतम् ।
रौद्रः कलियुगो नाम यत्र कृष्णो जनार्दनः ॥ ३७८ ॥
द्वात्रिंशच्च सहस्राणि वर्षाणां कथितं विभो ।
तथा लक्षचतुष्केण साधुलोकविवर्जितम् ॥ ३७९ ॥
तत्रैकपादयुक्तश्च धर्मः पापं त्रिभिः स्मृतं ।
पूर्वार्धेभ्यः परं सर्वं संभविष्यति पातकम् ॥ ३८० ॥
न शृण्वन्ति पितुः पुत्रास्तत्स्नुषा भ्रातरो न च ।
न भृत्या न कलत्राणि यत्र वैरं परस्परम् ॥ ३८१ ॥
यत्र तु षोडशे वर्षे नराः पलितयौवनाः ।
तत्र तु द्वादशे वर्षे गर्भं धारयन्त्यंगनाः ॥ ३८२ ॥
आयुः परं सुरश्रेष्ठ शतसंख्यं च तत्र वै ।
नागानां च तरूणां च वर्षाणां यत्र नाधिकम् ॥ ३८३ ॥
द्वात्रिंशद्धयमुख्यानां चतुर्विंशः खरोष्ट्रयोः ।
अजानां षोडशं प्रोक्तं शूनां द्वादशसंख्यया ॥ ३८४ ॥
चतुष्पदानामन्येषां त्रिंशः पंचभिः संयुतः ।
यत्र काकाश्च गृध्राश्च कौशिकाश्चिरजीविनः ॥ ३८५ ॥
तथा पापपरा लोका दुःखिताश्च विशेषतः ।
तथा कंटकिनो वृक्षा रुक्षाः पुष्पफलच्युताः ॥ ३८६ ॥
सेवितास्तेऽपि गृध्राद्यैः पत्रछायाविवर्जिताः ।
यत्र धर्मोह्यधर्मेण पीड्यते सुरसत्तम ॥ ३८७ ॥
असत्येन तथा सत्यं भूपाश्चौरैः सदैव तु ।
गुरवश्च तथा शिष्यैः स्त्रीभिश्च पुरुषाधमाः ॥ ३८८ ॥

હવે ધ્યાન પૂર્વક ભયંકર કલિયુગ સંબંધી હકીકત સાંભળ. તેમાં વિષ્ણુ ભગવાન શ્યામ રંગના હશે. (૩૭૮)

તેનું પ્રમાણુ ચાર લાખ અને બત્રીસ હજાર વર્ષનું છે. તેમાં સત્પુરૂષો હશે નહિ. (૩૭૯)

તેમાં ધર્મનો એક પગ હશે, અને પાપના ત્રણુ પગ હશે. તેના છેલ્લા અડધા ભાગમાં સર્વત્ર પાપમય હશે. (૩૮૦)

તેમાં બાપનું કહ્યું પુત્ર, પુત્રની વહુ, ભાઇ, નોકર કે પત્ની સાંભળશે નહિ અને એક બીજામાં પરસ્પર વેર થશે. (૩૮૧)

સોળમે વર્ષે જુવાનીનો અંત આવશે અને બારમે વર્ષે બાળાઓ ગર્ભ ધારણ કરશે. (૩૮૨)

હે ઇન્દ્ર, આયુષ્ય માત્ર સો વર્ષનું થશે અને હાથીઓ કે વૃક્ષોનું તેથી અધિક નહિ હોય. (૩૮૩)

ઘોડાઓનું બત્રીસ વર્ષનું, ગધેડાં અને ઊંટોનું ચોવીસ વર્ષનું, બકરાંનું સોળ વર્ષનું અને કૂતરાંનું બાર વર્ષનું થશે. (૩૮૪)

બીજાં ચોપગાં પ્રાણીઓનું પચીસ વર્ષનું હશે અને કાગડા, ગીધ અને ઘૂવડો લાંબા આયુષ્યવાળાં થશે. (૩૮૫)

લોકો પાપી અને દુઃખી થશે, તેવી રીતે વૃક્ષો ફુલફલ વિનાનાં, કાંટાવાળાં અને શુષ્ક થશે. (૩૮૬)

તેમને પાંદડાંનો છાંયડો હશે નહિ અને તેમના આશ્રયે માત્ર ગીધડાં જ રહેશે. ધર્મ અધર્મથી પીડા પામશે. (૩૮૭)

स्वामिनो भृत्यवर्गैश्च मूर्खैश्चापि बहुश्रुताः ।
यत्र सीदन्ति धर्मिष्ठा नरा सत्यपरायणाः ॥ ३८९ ॥
दान्ता विवेकिनः शान्तास्तथा परहितेरताः ।
आधयो व्याधयश्चैव तथा पीडा महाद्भुताः ॥ ३९० ॥
सदैव संस्थिता यत्र साधुपीडनवांछया ।
अल्पायुषस्तथा मर्त्या जायन्ते वर्णसंकरात् ॥ ३९१ ॥
ये केचन प्रभूताश्च यत्नेनापि सुरक्षिताः ।
आविकानां तथोष्ट्राणां यत्र क्षीरप्रशंसकाः ॥ ३९२ ॥
लोका भवन्ति निःश्रीकास्तथा ये च मलिम्लुचाः ।
तथा तपस्विनः शूद्राः शूद्रा धर्मपरायणाः ॥ ३९३ ॥
शूद्रा वेदविचारज्ञा यज्ञकर्मणि चोद्यताः ।
पंचगर्तान्खनन्त्येव मृत्युकाले नराधमाः ॥ ३९४ ॥
शिरसा हस्तपादाभ्यां मोहात्संनष्टचेतसः ।
वेदविक्रयकर्तारो ब्राह्मणाः शौचवर्जिताः ॥ ३९५ ॥
स्वाध्यायरहिताश्चैव शूद्रान्ननिरताः सदा ।
असत्प्रतिग्रहप्राया जिह्वालौल्यसमुत्सुकाः ॥ ३९६ ॥
पाखंडिनो विकर्मस्थाः परदानोपजीविनः ।
कार्यकारणमाश्रित्य यत्र स्नेहः प्रजायते ॥ ३९७ ॥
न स्वभावात्सहस्राक्ष कथंचिदपि देहिनां ।
यास्यन्ति म्लेच्छभावत्वं सर्वे वर्णा द्विजातयः ॥ ३९८ ॥

તે પ્રમાણે હંમેશા સત્ય અસત્યથી, રાજાઓ ચોરથી, ગુરૂ શિષ્યથી, શેઠ નોકરોથી અને વિદ્વાનો મૂર્ખથી પીડાશે અને સત્યપરાયણ ધર્મિષ્ઠ લોકોને ઘણો ત્રાસ થશે. (૩૮૯)

સંયમી, વિવેકી અને પારકાનું હિત કરનારને આધિ અને વ્યાધિની મહા પીડાઓ થશે. (૩૯૦)

સાધુઓને પીડવાની ઇચ્છાવાળા, ટૂંકા આયુષ્યવાળા અને વર્ણસંકર મનુષ્યો ઉત્પન્ન થશે. (૩૯૧)

જે મોટા હશે તેમનું યત્નપૂર્વક રક્ષણ કરવું પડશે. બકરાં અને ઊંટના દૂધની પ્રશંસા કરનારા મનુષ્યો થશે. (૩૯૨)

લોકો લક્ષ્મી વિનાના અને ગંદા થશે. અને શૂદ્ર લોકો ધર્મપરાયણ અને તપસ્વીઓ થશે. (૩૯૩)

શૂદ્રો વેદ વિષે વિચાર કરનારા અને યજ્ઞ કર્મ કરનારા થશે. દુષ્ટ માણસો મૃત્યુ વખતે મસ્તક અને હાથપગથી પાંચ ખાડા ખોદાવશે. (૩૯૪)

બ્રાહ્મણો અપવિત્ર થઇને શુધસાન ખોઇને મોહથી વેદનો વિક્રય કરનારા થશે. (૩૯૫)

તેઓ વેદાધ્યયન વિનાના, હંમેશાં શૂદ્રનું ધાન્ય ખાનારા, અધર્મનું દાન લેનારા અને જીભના સ્વાદવાળા થશે. (૩૯૬)

વળી તેઓ પાખંડી, દુષ્ટ કર્મ કરનારા, પારકાના દાન ઉપર જીવનારા થશે અને કાર્ય કારણને અનુસરી સ્નેહ ઉત્પન્ન થશે, સ્વભાવથી નહિ થાય. (૩૯૭)

હે ઇન્દ્ર, બધા મ્લેચ્છ ભાવને પ્રાપ્ત થશે, બધા વર્ણો પોતાને બ્રાહ્મણ જાતિના ગણશે. (૩૯૮)

नष्टोत्सवा विधर्माणो नित्यं संकरकारकाः ।
सार्धहस्तत्रयाः पूर्वं भविष्यन्ति युगादितः ॥ ३९९ ॥
ततोऽङ्गाः संप्रयास्यन्ति वृद्धिं याते कलौ युगे ।
भविष्यन्ति ततश्चान्ते मनुष्या बिलशायिनः ॥ ४०० ॥
अल्पत्वाद्दुर्लभत्वाच्च अशक्ता गृहकर्मणि ।
भविष्यन्त्यफला यज्ञास्तथा वेदव्रतानि च ॥ ४०१ ॥
नियमाः संयमाः सर्वे मंत्रवादास्तथैव च ।
तीर्थानि म्लेच्छसंस्पर्शाद्दुःखितानि शतक्रतो ॥ ४०२ ॥
स्वप्रभावविहीनानि हीनानि च तथा जलैः ।
कुत्सिता मंत्रवादा ये कुत्सिताश्च तपस्विनः ॥ ४०३ ॥
तत्र ते संभविष्यन्ति कुत्सिता ये च मानवाः ।
कुलीनमपि संत्यज्य वरं रूपवयोऽन्वितम् ॥ ४०४ ॥
वित्तलोभात्प्रदास्यन्ति कुत्सिताय नराः सुतां ।
कन्यकाः प्रसविष्यन्ति कन्यकाः सुरतोत्सुकाः ॥ ४०५ ॥
कन्यकाः करिष्यन्ति पुरुषैः सह संगतिं ।
भर्तारं वंचयिष्यन्ति कुलीना अपि योषितः ॥ ४०६ ॥
सर्वकृत्येषु दुःशीलाः सुयत्नेनापि रक्षिताः ।
निर्दयाश्चापि भूपालाः पीडयिष्यन्ति कर्षुकान ॥ ४०७ ॥
पीडयिष्यन्ति निर्दोषान्वित्तलोभादसंशयं ।
वधार्हमपि संप्राप्य वित्तलोभान्मलिम्लुचम् ॥ ४०८ ॥
संत्यक्ष्यन्ति च ये तस्मिन्महाद्रोहेऽपि वर्तिनं ।
क्षात्रधर्मं परित्यज्य करिष्यन्ति तथा रणम् ॥ ४०९ ॥

ઉત્સવો નષ્ટ થશે, ધર્મ વિરૂદ્ધનાં આચરણો થશે અને વર્ણસંકરપણું આવશે. યુગના આરંભથી મનુષ્યો સાડા ત્રણ હાથ ઊંચા થશે. (૩૯૯)

કળિયુગ જેમ જેમ વૃદ્ધિ પામશે તેમ તેમ લોકો અજ્ઞાન થતા જશે અને છેવટે ગુફાઓમાં રહેવાવાળા થશે. (૪૦૦)

અલ્પ અને દુર્લભપણાને લીધે ઘર બાંધવાને અશક્ત થશે. યજ્ઞો અને વેદનાં વ્રતો ફળ આપશે નહિ. (૪૦૧)

તે પ્રમાણે નિયમો, સંયમો અને મંત્રો પણ નિષ્ફળ થશે. હે ઇન્દ્ર, મ્લેચ્છોના સંસર્ગથી તીર્થો દુઃખી થશે. (૪૦૨)

તેઓ જળ વિનાનાં અને પ્રભાવ રહિત બનશે. મંત્રવાદીઓ અને તપસ્વીઓ દુષ્ટ થશે. (૪૦૩)

મનુષ્યો પણ દુષ્ટ થશે. માણસો પૈસાના લોભથી કુલ, રૂપ કે યોગ્ય ઉમર વિનાના અધમ માણસોને પુત્રીઓ આપશે. કન્યાઓ મૈથુનની ઈચ્છાવાળી થશે અને તેમને કન્યાકાળમાં પ્રસૂતિ થશે. (૪૦૪-૫)

કન્યાઓ પુરૂષોની સોબત કરશે. કુલવતી સ્ત્રીઓ પણ પતિને છેતરશે, ચારિત્ર્યહીન થશે અને ઘણી મહેનતે તેમનું રક્ષણ થશે, રાજાઓ નિર્દય થઈને ખેડૂતોને દુઃખ આપશે. (૪૦૬-૭)

તેઓ ધનના લોભે નિર્દોષોને પીડશે. વધ કરવા યોગ્ય પાપી માણસોને અને મહા દ્રોહ કરનાર મનુષ્યોને લાંચ લેઇને છોડી મૂકશે, તેમજ ક્ષત્રિયના ધર્મ વિરૂદ્ધ યુદ્ધ કરશે. (૪૦૮-૯)

बृहस्पतिरुवाच—

एतद्वः सर्वमाख्यातं युगानां लक्षणं मया ।
प्रमाणं च सुरश्रेष्ठ चतुर्णामप्यसंशयम् ॥ ४१० ॥
यश्चैतत्कीर्तयेन्मर्त्यः सदैव सुसमाहितः ।
स नूनं मुच्यते पापादाजन्ममरणान्तिकात् ॥ ४११ ॥
शृणुयाद्वा नरो यश्च श्रद्धापूतेन चेतसा ।
सोऽपि मुच्येन्नसंदेहः पापाच्च दिवसोद्भवात् ॥ ४१२ ॥

इति श्रीवायुपुराणे युगस्वरूपनाम सप्तमोऽध्यायः ॥ ७ ॥

## अष्टमोऽध्यायः

तस्यां देवसभायां च संस्थिताश्च द्विजोत्तमाः ।
प्रभासादीनि तीर्थानि मूर्तानि सकलानि च ॥ ४१३ ॥
तानि श्रुत्वा वचस्तस्य देवाचार्यस्य तादृशं ।
भयं कृत्वा महच्चित्ते प्रोचुश्च त्रिदिवेश्वरम् ॥ ४१४ ॥
यद्येवं देवदेवेश भविष्यत्यशुभं युगं ।
वयं नाशं समेष्यामः स्थानं किंचिज्जगत्त्रये ॥ ४१५ ॥
पुरंदराद्य चास्माकं स्थानं किंचित्प्रदर्शय ।
तस्मात्कीर्तयत स्थानं किंचित्क्वापि पुरंदर ॥ ४१६ ॥
यदाश्रित्य नयिष्यामो रौद्रं कलियुगं विभो ।
अस्पृष्टानि नरैर्म्लैच्छैः प्रभावसहितानि च ॥ ४१७ ॥
पाताले स्वर्गलोके वा मर्त्ये वा सुरसत्तम ।
तेषां तद्वचनं श्रुत्वा कृपाविष्टः शतक्रतुः ॥ ४१८ ॥

બૃહસ્પતિએ કહ્યું-આ પ્રમાણે મેં શંકા રહિત રીતે ચાર યુગોનાં લક્ષણ અને પ્રમાણ તમને કહ્યાં. (૪૧૦)

જે માણસ ધ્યાનપૂર્વક કીર્તન કરશે, તે જન્મમરણ-વાળાં પાપમાંથી ખરેખર મુક્ત થશે. (૪૧૧)

જે માણસ શ્રદ્ધાથી પવિત્ર કરેલા મન વડે સાંભળશે તે પણ આખા દિવસના પાપથી નિઃસંદેહ રીતે મુક્ત થશે. (૪૧૨)

## અધ્યાય ૮

હે ઉત્તમ બ્રાહ્મણો-તે દેવસભામાં પ્રભાસ આદિ બધાં તીર્થો દેહ ધારણ કરીને બેઠાં હતાં. (૪૧૩)

દેવ ગુરૂનાં આવાં વચન સાંભળીને મનમાં ભય લાવીને તેમણે ઇન્દ્રને કહ્યું. (૪૧૪)

હે દેવોના રાજા, જો એવો અશુભ યુગ આવશે, તો ત્રણે જગતમાં અમારાં સ્થાનોનો નાશ થશે. (૪૧૫)

હે ઈન્દ્ર, અમને કોઈ એવું સ્થાન બતાવો કે જેના આશ્રયે ભયંકર કલિયુગમાં અમે રહી શકીએ. હે ઈન્દ્ર, જેથી કરીને અમને મ્લેચ્છોનો સ્પર્શ થાય નહિ અને અમારો પ્રભાવ કાયમ રહે તેવું સ્થાન સ્વર્ગ, પાતાળ કે પૃથ્વી ઉપર હોય, તો બતાવો. તેમનું વચન સાંભળીને ઇન્દ્રે કૃપાથી આ પ્રમાણે કહ્યું. (૪૧૬-૧૮)

प्रोवाच ब्राह्मणश्रेष्ठं भूय एव बृहस्पतिं ।
अस्पृष्टं कलिना स्थानं किंचिद्वद बृहस्पते ॥ ४१९ ॥
समाश्रयाय तीर्थानां यदि वेत्सि जगत्त्रये ।
शक्रस्य तद्वचः श्रुत्वा चिरं ध्यात्वा बृहस्पतिः ॥ ४२० ॥
तत्र प्रोवाच तीर्थानि भयाद्भीतानि हर्षयन् ।
वायुक्षेत्रं च प्रत्युक्तमस्ति क्षेत्रमनुत्तमम् ॥ ४२१ ॥
लिंगस्य पतनाज्जातः देवदेवस्य शूलिनः ।
यत्र पूर्वं तपस्तप्तं विश्वामित्रेण धीमता ॥ ४२२ ॥
त्रिशंकोर्भूमिपालस्य कृते तीर्थे महात्मना ।
यत्र स्थित्वा स भूपालस्त्रिशंकुः पापवर्जितः ॥४२३॥
चांडालात्वं परित्यज्य सदेहस्त्रिदिवं गतः ।
यत्र शक्रसमादेशात्पूरितं पांशुभिः पुरा ॥ ४२४ ॥
संवर्तकेन रौद्रेण वायुना तीर्थमुत्तमं ।
यत्र रक्षत्यधस्ताच्च स स्वयं वायुस्तं पुरम् ॥ ४२५ ॥
उपरिष्ठात्प्रवेशं तु कलौ देवोऽचलेश्वरः ।
वायुक्षेत्रमहात्म्यं तदस्पृष्टं कलिना क्वचित् ॥ ४२६ ॥
पंचक्रोशप्रमाणेन त्वचलेश्वरजेन च ।
तस्मात्स्वांशेन गच्छन्तु तत्र तीर्थान्यशेषतः ॥ ४२७ ॥
तेषां कलिभयं शक्र नान्यदस्ति त्वसंशयं ।
तच्छ्रुत्वा वचनं तस्य सर्वतीर्थानि तत्क्षणात् ॥ ४२८ ॥
वायुनगरसंज्ञं तु क्षेत्रं जग्मुर्द्विजोत्तमाः ।
एतत्कारणतो जातं क्षेत्रं पुण्यतमं हि तत् ॥ ४२९ ॥

હે બ્રાહ્મણુમાં શ્રેષ્ઠ એવા બૃહસ્પતિ, કલિના સ્પર્શથી રહિત એવું કોઇ સ્થાન હોય તો બતાવો. (૪૧૯)

ત્રણે જગતમાં તીર્થોને આશ્રય લેવા યોગ્ય કોઇ સ્થાન છે ખરૂં ? ઈન્દ્રનું એવું વચન સાંભળીને લાંબા વખત સુધી ધ્યાન ધરીને બૃહસ્પતિએ ભય પામેલાં તીર્થોને હસીને કહ્યું, એક અનુપમ વાયુક્ષેત્ર છે. (૪૨૦-૨૧)

તે દેવોના દેવ મહાદેવજીનું લિંગ પડવાથી ઉત્પન્ન થએલું છે. ત્યાં પહેલાં બુદ્ધિમાન્ વિશ્વામિત્ર ઋષિએ તપ કર્યું હતું. (૪૨૨)

મહાત્માએ ત્રિશંકુ રાજાને માટે આ તીર્થ બનાવ્યું હતું, જ્યાં રહીને પાપરહિત ત્રિશંકુ રાજા ચાંડાલપણું ત્યજીને સદેહે સ્વર્ગમાં ગયો હતો અને જે તીર્થને ઇન્દ્રના કહેવાથી વાયુદેવે ભયંકર વંટોળીઆથી રેતીથી પુરી દીધું હતું અને તેનું વાયુદેવ નીચે રહીને જાતે રક્ષણ કરે છે. (૪૨૩-૨૫)

ઉપરથી અચલેશ્વર કળિયુગમાં રક્ષણ કરે છે. વાયુ-ક્ષેત્રના મહાત્મ્યને કલિનો કોઈ દિવસ સ્પર્શ થયો નથી. (૪૨૬)

તે અચલેશ્વરના ક્ષેત્રનું પ્રમાણ પાંચ કોશનું છે. તેથી બધાં તીર્થો પોતપોતાના અંશાવતારથી ત્યાં જાય. (૪૨૭)

હે ઈન્દ્ર, ખરેખર તેમને કલિનો ભય રાખવાનું કારણ નથી. એ વચન સાંભળીને તેજ ક્ષણે બધાં તીર્થો વાયુનગર નામના ક્ષેત્રમાં ગયાં. હે ઉત્તમ બ્રાહ્મણો, એ કારણથી તે ક્ષેત્ર સૌથી વધારે પવિત્ર થયું. (૪૨૮-૨૯)

ऋषय ऊचुः—

अत्राश्चर्यमयं सूत यत्त्वयैतदुदाहृतं ।
संगमं सर्वतीर्थानां क्षेत्रे तत्र प्रकीर्तितम् ॥ ४३० ॥
तावन्मात्र प्रभावानि तत्रस्थानि भवन्ति किं ।
तानि तीर्थानि नो ब्रूहि विस्तरेण महामते ॥ ४३१ ॥
नामतः स्थानतश्चैव यथा चैव प्रभावतः ।
सर्वाण्यपि महाभाग परं कौतुहलं हि नः ॥ ४३२ ॥

सूत उवाच—

तिस्रः कोट्यर्धकोटिश्च तीर्थानां द्विजसत्तमाः ।
वायुनगरजं क्षेत्रं व्याप्य सर्वा व्यवस्थिताः ॥ ४३३ ॥
न तेषां कीर्तनं शक्यं कर्तुं वर्षशतैरपि ।
तथा स्वायंभुवस्यादौ कल्पस्य प्रथमस्य च ॥ ४३४ ॥
कृतः समाश्रयस्तत्र क्षेत्रे पुण्ये शुभावहे ।
बहुत्वादथ कालस्य बहूनि द्विजसत्तमाः ॥ ४३५ ॥
उच्छेदं संप्रयातानि तीर्थान्यायतनानि च ।
यान्यहं वेद कार्त्स्न्येन प्रभावसहितानि च ॥ ४३६ ॥
तानि वः कीर्तयिष्यामि शृणुध्वं सुसमाहिताः ।
येषां संश्रवणादेव नरः पापात्प्रमुच्यते ॥
ध्यानात्स्नानात्तथा दानात्स्पर्शनाद्वा द्विजोत्तमाः ॥४३७॥

इति श्रीवायुपुराणे तीर्थसमाश्रयो नामाष्टमोऽध्यायः ॥ ८ ॥

ઋષિઓ બોલ્યા–હે સૂત, તમે જે કહ્યું તે નવાઈ પમાડે એવું છે. બધાં તીર્થોનો ત્યાં સંગમ થાય છે. ત્યાંના તીર્થોનો શો પ્રભાવ છે, તે મને કહો. તેમના નામનો તથા સ્થાનનો શો પ્રભાવ છે તે બધું કહો, મને બહુ કુતૂહલ થાય છે. (૪૩૦–૩૨)

સૂત પુરાણી બોલ્યા—હે ઉત્તમ બ્રાહ્મણો વાયુનગરના ક્ષેત્રમાં સાડા ત્રણ કરોડ ક્ષેત્રો આવી વસેલાં છે. (૪૩૩)

તેમનું વર્ણન સો વર્ષમાં પણ થઇ શકે નહિ. તેઓ સ્વાયંભૂ મનુના પ્રથમ કલ્પથી આ શુભ અને પવિત્ર ક્ષેત્રના આશ્રયે ઘણી સંખ્યામાં અને ઘણા કાળથી રહેલાં છે. (૪૩૪–૩૫)

જે તીર્થો અને મંદિરોનો અત્યારે ઉચ્છેદ થયો છે, તેમને તેમના મહાત્મ્ય સાથે બધાં હું જાણું છું. (૪૩૬)

જેમનું હું વર્ણન કરીશ, તે તમે ધ્યાનપૂર્વક સાંભળજો. તેમના શ્રવણથી, ધ્યાનથી, સ્નાનથી, દાનથી અને સ્પર્શથી મનુષ્ય પાપથી મુક્ત થાય છે. (૪૩૭)

# नवमोऽध्यायः

**कश्यप उवाच—**

एवं सर्वेषु तीर्थेषु संस्थितेषु द्विजोत्तमाः ।
तत्क्षेत्रं ख्यातिमापन्नं समस्ते धरणीतले ॥ ४३८ ॥
समस्तेभ्यस्ततो दूरान्मुनयः शंसितव्रताः ।
संश्रयन्ति तथा भूपास्तपोऽर्थं जरयान्विताः ॥ ४३९ ॥
तथा ते लिंगिनो दान्ता वापी च पुरतः स्थिता ।
आश्रयन्ति तत्क्षेत्रं सर्वतीर्थसमाश्रयं ॥ ४४० ॥
तत्र सिद्धेश्वरं नाम लिंगमस्ति द्विजोत्तमाः ।
सर्वसिद्धिप्रदं नृणां सर्वकामप्रदायकम् ॥ ४४१ ॥
निर्विघ्नं भूतलं सर्वं सर्वव्यापी सदाशिवः ।
वायुनगरसंज्ञेऽस्मिन्क्षेत्रे देवः स्वयं स्थितः ॥ ४४२ ॥
लिंगरूपेण भगवान्प्रादुर्भूतः स्वयं हरः ।
स्मरणाद्दर्शना च्चैव सर्वसिद्धिप्रदायकः ॥ ४४३ ॥
सिध्धेनाराधितो यस्मात्तस्मात्सिध्धेश्वरः स्मृतः ।
तस्यैव वचनाद्विद्धि अत्रैवावस्थितो हरः ॥ ४४४ ॥
यस्तं पश्यति सद्भक्त्या शुचि स्पृशति वा नरः ।
वांछितं लभते सद्यो यद्यपि स्यात्सुदुर्लभम् ॥ ४४५ ॥
तत्र सिद्धिं गताः पूर्वं शतशः पुरुषा भुवि ।
दर्शनात्स्पर्शनाच्चान्ये प्रणामादपि ते नराः ॥४४६ ॥

## અધ્યાય ૯

કશ્યપે કહ્યું—

હે શ્રેષ્ઠ બ્રાહ્મણો, આ પ્રમાણે બધાં તીર્થો આવીને રહેવાથી, તે ક્ષેત્ર આખી પૃથ્વી ઉપર પ્રખ્યાત થયું. (૪૩૮)

સારા આચરણવાળા મુનિઓ સંયમી લિંગાયતો અને રાજાઓ વૃદ્ધાવસ્થામાં તપ કરવા માટે દૂર દૂરથી આવીને ત્યાં રહેવા લાગ્યા. (૪૩૯)

જેની આગળ વાવ છે એવા બધા તીર્થોના આશ્રય રૂપ તે ક્ષેત્રમાં બધાં ઉત્તમ લિંગ પૂજકો આશ્રય લે છે. (૪૪૦)

હે બ્રાહ્મણો, ત્યાં સિદ્ધેશ્વર નામનું લિંગ છે. તે મનુષ્યોને સર્વસિદ્ધિ આપનાર અને તેમની ઈચ્છા ફળીભૂત કરનાર છે. (૪૪૧)

તેની બધી જમીન નિર્વિઘ્ન છે, કેમકે સર્વવ્યાપી સદાશિવ ભગવાન વાયુનગર નામના આ ક્ષેત્રમાં જાતે આવી રહેલા છે. (૪૪૨)

લિંગ રૂપે સાક્ષાત્ મહાદેવજી સ્વયંભૂ પ્રકટ થયા છે. જેમના સ્મરણ અને દર્શનથી બધી સિદ્ધિ મળે છે. (૪૪૩)

સિદ્ધે આરાધેલા હોવાથી તે સિદ્ધેશ્વર કહેવાય છે. તેના વચનથી અહીં આવીને મહાદેવજી વસેલા છે. (૪૪૪)

જે મનુષ્ય તેમનું દર્શન કરે છે અથવા શુદ્ધ થઈને તેમનો સ્પર્શ કરે છે, તેને દુર્લભ હોય તોપણ ઈચ્છેલું મળે છે. (૪૪૫)

ત્યાં કને દર્શન, સ્પર્શ અને પ્રણામ કરવાથી સેંકડો માણસોને આ પૃથ્વી ઉપર સિદ્ધિ મળેલી છે. (૪૪૬)

दक्षिणामूर्तिमाश्रित्य मंत्रं तस्य षडक्षरं ।
योजयेत्श्रद्धयोपेतस्तस्यायुः संप्रवर्धते ॥ ४४७ ॥
यावत्संख्यं जपेन्मंत्रं तावत्संख्यान्यहानि च ।
आयुषः परतो मर्त्यो जीवति नात्र संशयः ॥ ४४८ ॥

सूत उवाच—
अत्र वः कीर्तयिष्यामि स्वयमेव मया श्रुतं ।
वदतस्तस्य मंत्रस्य यद्वत्सस्य महात्मनः ॥ ४४९ ॥
पुरा मे वसमानस्य पुरतोऽत्र पितुर्गृहे ।
आयातः स मुनिस्तत्र वत्सो नाम महाद्युतिः ॥४५०॥
वर्तमानः पूर्णवयस्था द्वादशार्कसमद्युतिः ।
अंगैः सर्वैस्तु रूपाढ्यः कामदेव इवापरः ॥ ४५१ ॥
मत्पित्रा स तदा दृष्टस्ततो भक्त्याभिवादितः ।
अर्घ्यं दत्वा ततः प्रोक्तो विश्रान्तो विनयेन च ॥४५२॥
स्वागतं तव विप्रेन्द्र कुतस्त्वमिह चागतः ।
आदेशो दीयतां मह्यं किं करोमि यथोचितम् ॥४५३॥

वत्स उवाच—
तवाश्रमपदे सूत चातुर्मास्यसमुद्भवं ।
कर्तुमिच्छाम्यनुष्ठानं शुश्रूषां चेत्करोषि मे ॥ ४५४ ॥

लोमहर्षण उवाच—
एवं विप्र करिष्यामि तवादेशमसंशयं ।
धन्योऽनुगृहीतोऽस्मि यस्त्वं मे गृहमागतः ॥४५५॥
एवमुक्त्वाथ मामाह मे पिता द्विजपुंगवाः ।
त्वया वत्सास्य कर्तव्या शुश्रूषा नित्यमेव हि ॥४५६॥

જે દક્ષિણા મૂર્તિને ઉદ્દેશીને ષડક્ષર મંત્રનો શ્રદ્ધાથી જાપ કરે છે, તેનું આયુષ્ય વધે છે. (૪૪૭)

ત્યાં જેટલા દિવસ રહેવું હોય તેટલી સંખ્યાના રોજ જપ કરવાથી માણસ બીજા કરતાં લાંબુ આયુષ્ય પામે છે. (૪૪૮)

સૂત પુરાણી બોલ્યા—અહીં હું મંત્ર બોલનારા મહાત્મા વત્સ ઋષિની પાસે મેં જાતે સાંભળ્યું હતું તેનું હું વર્ણન કરીશ. (૪૪૯)

પહેલાં હું અહીં બાપને ઘેર રહેતો હતો, ત્યારે વત્સ નામના મહા તેજસ્વી ઋષિ આવ્યા હતા. (૪૫૦)

તેઓ બાર સૂર્ય સરખા તેજવાળા, બધા અંગોમાં રૂપાળા, કામદેવના જેવા સુંદર અને બાલ્યાવસ્થામાં હતા. (૪૫૨)

તેમને મારા પિતાએ જોયા અને ભક્તિથી નમસ્કાર કર્યો, પછી તેમની પૂજા કરી અને વિસામો લીધા પછી વિનયથી કહ્યું. (૪૫૨)

હે વિપ્રશ્રેષ્ઠ, તમારૂં સ્વાગત કરૂં છું. આપ ક્યાંથી પધારો છો? મારે શું કરવું તે વિષે ઉચિત આજ્ઞા આપો. (૪૫૩)

વત્સ ઋષિ બોલ્યા, હે સૂતપુરાણી, જો તમે મારી સેવા કરો, તો તમારા આશ્રમમાં મારે ચાતુર્માસનું અનુષ્ઠાન કરવાની ઈચ્છા છે. (૪૫૪)

લોમહર્ષણે કહ્યું, હે બ્રાહ્મણ, તમારી આજ્ઞા પ્રમાણે હું અચૂક વર્તીશ. હું ભાગ્યશાળી છું કે આપે મારે ઘેર પધારવાની કૃપા કરી. (૪૫૫)

હે શ્રેષ્ઠ બ્રાહ્મણો, એમ કહીને મારા પિતાએ મને કહ્યું, હે વત્સ, તારે આમની હંમેશાં સેવાચાકરી કરવી. (૪૫૬)

ततोऽहं विनयोपेतस्तस्य कृत्वा निकृत्स्नशः ।
करोमि स च मे रात्रौ पितुः कीर्तयते कथाः ॥ ४५७ ॥
राजर्षीणां पुराणानां देवदानवरक्षसां ।
द्विपानां पर्वतानां च स्वयं दृष्टूवा सहस्रशः ॥ ४५८ ॥
एकदा स मया पृष्टः कथान्ते प्राप्य कौतुकं ।
विस्मयाद्विस्मयाविष्टचित्तेन द्विजसत्तमाः ॥ ४५९ ॥
भगवन्सुकुमारं ते शरीरं प्रथमं वयः ।
द्विपानां च करोषि त्वं कथाश्चित्राः पृथक् पृथक् ॥४६०॥
कथं सर्वधरापृष्ठं ससमुद्रं निरीक्षितं ।
स्वल्पेन वयसा तात सर्वं विस्तरतो वद ॥ ४६१ ॥
त्वया ये कीर्तिता द्विपाः समुद्राः पर्वतास्तथा ।
मनसापि न शक्यास्ते गन्तुं मर्त्यैः कथंचन ॥४६२॥
अत्र कौतुहलं जातमश्राव्यं च वचस्तथा ।
श्रुत्वाऽश्रद्धेयवाक्यस्य तस्मात्सत्यं प्रकीर्तय ॥ ४६३ ॥
तपसः किं प्रभावोऽयं किंवा मंत्रपराक्रमः ।
येन पृथ्वीतलं कृतत्स्नं त्वया दृष्टं मुनीश्वर ॥ ४६४ ॥
किंवा देवप्रसादस्तु तवौषधिकृतोऽथवा ।
तच्च पुण्यतमं तात तद्ब्रवीहि सुविस्तरम् ॥ ४६५ ॥
अथ मां स मुनिः प्राह विहस्य मुनिसत्तमाः ।
सत्यमेव त्वया ज्ञातं मम मंत्रपराक्रमम् ॥ ४६६ ॥
सदाहमष्टसंयुक्तं सहस्रं शिवसन्निधौ ।
जपामि शिवमंत्रस्य षडक्षरमितस्य च ॥ ४६७ ॥

પછી હું વિનયથી સેવા કરવા લાગ્યો અને તે મારા પિતાને અને મને રાત્રે પ્રાચીન રાજર્ષિઓ, દેવો, દાનવો, રાક્ષસો, દ્વિપો અને પર્વતો સંબંધી પોતે જાતે જોએલી હજારો કથા કહેવા લાગ્યા. (૪૫૭–૫૮)

એક દિવસ કથાના અન્તે મેં તેમને કુતૂહલથી અને આશ્ચર્યવાળા મનથી પૂછયું. (૪૫૯)

હે ભગવાન્, તમારૂં શરીર બાલ્યાવસ્થાનું કોમળ છે અને તમે જૂદા જૂદા દ્વિપોની વિચિત્ર કથાઓ કહો છો. (૪૬૦)

બાપજી, તમે આટલી નાની ઉંમરમાં સમુદ્રો સાથેની આખી પૃથ્વી શી રીતે જોઈ નાંખી તે વિસ્તારથી કહો. (૪૬૧)

તમે જે જે દ્વિપો, સમુદ્રો તથા પર્વતોનું વર્ણન કર્યું, ત્યાં મનુષ્યો મનથી પણ જઈ શકવા કોઈ રીતે સમર્થ નથી. (૪૬૨)

અશ્રદ્ધા ઉત્પન્ન થાય તેવું અસંભવિત વચન સાંભળી મને કુતૂહલ થયું છે, માટે સત્ય વર્ણન કહો. (૪૬૩)

હે મુનીશ્વર, તમે આખી પૃથ્વીનું પડ જોઈ નાંખ્યું, તે તપના પ્રભાવથી કે મંત્રના પ્રભાવથી ? (૪૬૪)

અથવા એમાં દેવની કૃપા હતી કે કંઈ ઓષધિની શકિત હતી ? તમારૂં પુણ્યશાળી કાર્ય મને વિસ્તારથી કહો. (૪૬૫)

તે મુનિએ હસીને કહ્યું, તારૂં અનુમાન સાચું છે. તે મારા મંત્રનું પરાક્રમ છે. (૪૬૬)

હું હંમેશાં શિવની આગળ ષડક્ષર મંત્રના* એક હજાર અને આઠ જાપ કરૂં છું. (૪૬૭)

---

* ॐ नमः शिवाय ।

त्रिकालं तेन मे जातं सुस्थिरं यौवनं मुनेः ।
अतीतमनागतं ज्ञानं जीवितं च सुखोदयम् ॥ ४६८ ॥
मम वर्षसहस्राणि बहूनि प्रयुतानि च ।
संजातस्य महाभाग दृश्यते प्रथमं वयः ॥ ४६९ ॥
अत्र ते कीर्तयिष्यामि विस्तरेण महामते ।
यथा सिद्धिर्मया प्राप्ता प्रसादाच्छंकरस्य च ॥ ४७० ॥
अहं हि ब्राह्मणो नाम्ना वत्सः ख्यातो महीतले ।
नानाशास्त्रकृताभ्यासः पुरासं वेदपारगः ॥ ४७१ ॥
एतस्मिन्नेव काले तु मेनका च वराप्सरा ।
वसन्तसमये प्राप्ता मर्त्यलोके यदृच्छया ॥ ४७२ ॥
सागता भ्रममाणाथ काम्यकं नाम सद्वनं ।
मत्तकोकिलनादाढयं मनोज्ञद्रुमसंकुलम् ॥ ४७३ ॥
यत्रास्ते मुनिशार्दूलो देवराज इति स्मृतः ।
व्रतस्वाध्यायसंपन्नस्तपसा ध्वस्तकिल्विषः ॥ ४७४ ॥
उपविष्टो नदीतीरे देवतार्चापरायणः ।
श्रद्धया परया युक्त एकाकी निर्जने वने ॥ ४७५ ॥
अथ सा पश्यतस्तस्य विवस्त्रा प्राविशज्जलं ।
दिव्यरूपसमोपेता सुमूर्ती वरवर्णिनी ॥ ४७६ ॥
अथ तस्य मुनीन्द्रस्य रेतोऽस्कंदच्च तत्क्षणात् ।
दृष्ट्वा तां चारुसर्वांगीं जलमध्यं समाश्रिताम् ॥४७७॥
एतस्मिन्नंतरे प्राप्ता सारंगी सुपिपासिता ।
जलमिश्रं तया रेतः पीतं सर्वमशेषतः ॥ ४७८ ॥

તેથી મને ત્રિકાળમાં સ્થિર યૌવન મળ્યું છે અને ભૂત-ભવિષ્યનું જ્ઞાન તથા સુખરૂપ જીવનની પ્રાપ્તિ થઈ છે. (૪૬૮)

મને હજારો વર્ષ વીતી ગયાં છે, તોપણ હજી મારી પહેલી અવસ્થા જ દેખાય છે. (૪૬૯)

મેં શંકરની કૃપાથી સિદ્ધિ કેવી રીતે પ્રાપ્ત કરી તે હું તને વિસ્તારથી કહીશ. (૪૭૦)

પહેલાં હું વત્સ નામનો જગતમાં પ્રખ્યાત બ્રાહ્મણ હતો. મેં જૂદા જૂદા શાસ્ત્રોનો અભ્યાસ કર્યો હતો અને વેદમાં હું પારંગત હતો. (૪૭૧)

એક વખતે મેનકા નામની સુંદર અપ્સરા વસન્ત ઋતુમાં દેવ ઈચ્છાથી પૃથ્વી ઉપર આવી. (૪૭૨)

તે એક વખતે ફરતી ફરતી મત્ત કોયલોથી પરિપૂર્ણ સુંદર વૃક્ષોવાળા કામ્યક વનમાં આવી. (૪૭૩)

અહીં વ્રત કરવામાં અને વેદના અધ્યયનમાં કુશળ અને તપથી જેણે પોતાનાં પાપ નાશ કર્યાં છે એવા મુનિઓમાં શ્રેષ્ઠ દેવરાજ રહેતા હતા. (૪૭૪)

તે નિર્જન વનમાં નદીના તીરે ઘણી શ્રદ્ધાથી એકલા દેવપૂજામાં બેઠા હતા. (૪૭૫)

તેમના જોતાં દિવ્યસ્વરૂપ અને સુંદર વર્ણવાળી તે અપ્સરા વસ્ત્રો ઉતારી જળમાં પડી. (૪૭૬)

સર્વ અંગે સુંદર તે અપ્સરાને જળમાં જોઈને તે મુનિનું વીર્ય જળમાં સ્ખલિત થયું. (૪૭૭)

તે વખતે એક હરણી તરસી થઇને ત્યાં આવી અને તેણે વીર્યવાળું નદીનું બધું જળ પીધું. (૪૭૮)

अथ सापि दधे गर्भं मानुषं तत्प्रभावतः ।
अमोघरेतसो मासे सुषुवे दशमे ततः ॥ ४७९ ॥
जनयामास दीप्तांगीं कन्यां पद्मदलेक्षणां ।
तस्मिन्नेव जले पुण्ये देवराजाश्रमं प्रति ॥ ४८० ॥
अथ तां स मुनिर्ज्ञात्वा स्वज्ञानेन स्ववीर्यजां ।
कृपया परयाविष्टो जग्राह च पुपोष च ॥ ४८१ ॥
स्नेहेन महता युक्तः कृतकौतुकमंगलः ।
रक्षमाणो वने यस्माच्छ्वापदेभ्यः प्रयत्नतः ॥ ४८२ ॥
आजहार तु मिष्टानि तत्कृते सुफलानि स ।
स्वयं गत्वा सुदूरं च कानने श्वापदाकुले ॥ ४८३ ॥
तत्रस्था ववृधे सा च नाम्ना ख्याता मृगावती ।
शुक्लपक्षे यथा व्योम्नि कलेव शशलक्ष्मणः ॥ ४८४ ॥
अथ सा भ्रममाणेन मया दृष्टा मृगेक्षणा ।
ततोऽहं कामबाणेन तत्क्षणात्ताडितो हृदि ॥ ४८५ ॥
विज्ञाय च कुमारीं तां सवर्णां चारुहासिनीं ।
आदरेण गृहं गत्वा स मुनिर्याचितस्ततः ॥ ४८६ ॥
प्रयच्छैनां मम ब्रह्मन्पत्न्यर्थं निजकन्यकां ।
यथात्मा पोषयिष्यामि भोजनाच्छादनादिभिः ॥४८७॥
ततस्तेन प्रदत्ता मे तत्क्षणादेव सुन्दरी ।
विधिना शास्त्रदृष्टेन नक्षत्रे भगदैवते ॥ ४८८ ॥
ततः कतिपयाहस्य मयोढा सा शुचिस्मिता ।
सखीजनसमायुक्ता फलार्थं निर्गता वने ॥ ४८९ ॥

હવે તેને મુનિના પ્રભાવથી મનુષ્યનો ગર્ભ રહ્યો અને દશમે મહીને પ્રસૂતિ થઈ, અને તેજસ્વી અંગવાળી કમળના પત્ર જેવી આંખોવાળી એક કન્યા જન્મી અને તેને લઈને દેવરાજના આશ્રમમાં આવી. (૪૭૯-૮૦)

તે મુનિએ પોતાના જ્ઞાન પ્રભાવથી તે પોતાના વીર્યથી ઉત્પન્ન થએલી છે એમ જાણીને તેને દયા લાવીને રાખી અને ઉછેરી. (૪૮૧)

ઘણા સ્નેહથી તેના મંગળ સંસ્કાર કરીને માનપૂર્વક વનનાં પશુઓથી તેનું તે મુનિ રક્ષણ કરવા લાગ્યા. (૩૮૨) પશુઓથી ભરેલા જંગલમાં દૂર સુધી જઈને તેને માટે તેઓ મીઠાં ફળ લાવતા. (૪૮૩)

ત્યાં કને રહીને શુક્લપક્ષમાં જેમ ચન્દ્ર વૃદ્ધિ પામે, તેમ મૃગાવતી નામની તે કન્યા વધવા લાગી. (૪૮૪)

એક વખત ફરતાં ફરતાં તે મૃગાક્ષીને મેં જોઈ, તેજ વખતે હું હૃદયમાં કામબાણ વાગવાથી પીડાવા લાગ્યો. (૪૮૫)

તે મારા વર્ણની જ કુમારિકા છે એમ તે સુંદર હાસ્ય-વાળીને જાણીને ઘરમાં જઈને આદર સહિત તેને માટે મુનિ પાસે યાચના કરી. (૪૮૬)

હે બ્રાહ્મણ, તમારી કન્યા મને પત્ની તરીકે આપો. તેનું હું ભોજન અને વસ્ત્રથી પોષણ કરીશ. (૪૮૭)

તેથી તે ક્ષણેજ તેમણે સુન્દર કન્યાને શાસ્ત્ર વિધિ પ્રમાણે સારા નક્ષત્રમાં મને વરાવી. (૪૮૮)

મેં વરેલી તે સુંદર હાસ્યવાળી કન્યા કેટલાક દિવસ પછી સાહેલીઓની સાથે ફળ લાવવાને વનમાં ગઈ. (૪૮૯)

अथ वीरुधसंछन्ने वने तस्मिन्सुसंस्थिते ।
तया न्यस्तं पदं मूर्ध्नि त्रणाछन्नस्य भोगिनः ॥ ४९० ॥

सा दष्टा सहसा तेन पतिता वसुधातले ।
विषार्दिता गतप्राणा तत्क्षणादेव भामिनी ॥ ४९१ ॥

अथ सख्यः समागत्य तस्य दुःखेन दुःखिताः ।
सशंसुस्ता यथावृत्तं रुदन्त्यो मम सूतज ॥ ४९२ ॥

ततोऽहं सत्वरं गत्वा दृष्ट्वा तां पतितां भुवि ।
विललापासकृद्दीनो रुदंश्च करुणस्वरम् ॥ ४९३ ॥

इयं मेऽस्ति विशालाक्षी मम प्राणसमा प्रिया ।
मृता भूमौ यया हीनो नाहं जीवितुमुत्सहे ॥ ४९४ ॥

सोऽहमद्य गमिष्यामि परलोकं सहानया ।
प्रियारहितहर्म्यस्य जीवितस्य किं फलम् ॥ ४९५ ॥

पुत्रपौत्रवधूभिश्च भृत्यवर्गयुतस्य च ।
पत्नीहीनानि नो रेजुर्गृहाणि गृहमेधिनाम् ॥ ४९६ ॥

यदीयं कर्णनेत्रान्ता तन्वंगी मधुरस्वरा ।
न जीवति पृथुश्रोणि मरिष्येऽहमसंशयम् ॥ ४९७ ॥

एवं विलपमानस्य मम सूत कुलोद्वहां ।
आगताः सुहृदः सर्वे रुरुदुस्तेऽपि दुःखिताः ॥ ४९८ ॥

रुदित्वा सुचिरं तत्र तैः समं महतीं चिताम् ।
कृत्वा तां सन्निधायाथ प्रदत्तो हव्यवाहनः ॥ ४९९ ॥

તે વનની ભૂમિ વેલાઓથી છવાએલી હતી. તેમાં ઘાસની અંદર સંતાએલા નાગના માથા ઉપર તેણે પગ મૂકયો. (૪૯૦)

એકાએક તેના કરડવાથી તે જમીન ઉપર પડી અને ઝેર ચઢતાં તેજ ક્ષણે મરણ પામી. (૪૯૧).

હવે તેની સખીઓ દુઃખી થઈને રોતી રોતી ઘેર આવી અને તેમણે મને બધી હકીકત કહી. (૪૯૨)

તેથી હું ઉતાવળો ઉતાવળો ત્યાં ગયો અને તેને ભોંય પડેલી જોઇને વારંવાર કરૂણ સ્વરથી રોવા લાગ્યો (૪૯૩).

આ વિશાળ નેત્ર વાળી મને મારા પ્રાણ જેવી વહાલી હતી. તે મરણ પામીને જમીન ઉપર પડી છે. તેના વિના હું જીવી શકીશ નહિ (૪૯૪).

તેથી હું આજે તેની સાથે જ પરલોકમાં જઇશ. પ્રિયા વિનાની હવેલીમાં રહેવું શા કામનું ? (૪૯૫).

પુત્રો, પૌત્રો, વહુઓ અને નોકરચાકરોવાળાં પણ પત્ની વિનાનાં ઘર શોભતાં નથી (૪૯૬).

જો આ કાન સુધી લાંબા નેત્રવાળી, કોમલાંગી, મધુરસ્વરવાળી, મોટી પુઠવાળી પ્રિયા નહિ જીવે, તો હું પણ નિઃસંદેહ મરીશ (૪૯૭).

હે સૂત પુરાણી, આ પ્રમાણે મારી પત્નીનો શોક કરતો હતો, તે વખતે મારાં સગાંસંબંધી આવ્યાં અને તે પણ દુઃખી થઇને રોવા લાગ્યાં (૪૯૮).

તેમણે ઘણા કાળ સુધી રોઇને મોટી ચિતા બનાવી. તેમાં તેને સુવાડીને આગ મૂકી (૪૯૯).

तत आदाय मां कृच्छ्रान्निन्युश्च स्वगृहं प्रति ।
रुदन्तं प्रस्खलन्तं च मुह्यमानं पदे पदे ॥ ५०० ॥

ततो निशावशेषेऽहमुत्थाय त्वरयान्वितः ।
कान्तादुःखपरीतात्मा गतोऽरण्यं तदैव हि ॥ ५०१ ॥

कामेनोन्मत्ततां प्राप्तो भ्रममाण इतस्ततः ।
विलपन्नेव दुःखार्तो वने जनविवर्जिते ॥ ५०२ ॥

क्व गतासि विशालाक्षि विपिनेऽस्मिन्विहाय मां ।
नाहं गृहं गमिष्यामि मम दुःखाय निर्दये ॥ ५०३ ॥

एषोऽरुणकरस्पर्शात्स्वाभां त्यजति चन्द्रमाः ।
निशाक्षये निरुत्साहो यथाहं विधिना कृतः ॥ ५०४ ॥

अयं तनु समायाति सविता रक्तमंडलः ।
निगदिष्यति मे वार्ता नूनं कश्चित्त्वदुद्भवाम् ॥ ५०५ ॥

गगनं व्यापयन्सूर्यः संतापयति मां भृशं ।
बाह्ये चाभ्यंतरे कामः कथं रक्षामि जीवितम् ॥ ५०६ ॥

करीन्द्रः स्वयमभ्येति त्वत्कुचाभौ समुद्वहन् ।
कुंभौ गत्वा तु पृच्छामि यदि शंसति तां प्रियाम् ॥५०७॥

एवं प्रलपमानस्य मम मोहो महानभूत् ।
भास्करांशुप्रतप्तश्च मदनाकुलितस्तथा ॥ ५०८ ॥

यं यं पश्यामि तत्राहं भ्रममाणो महावने ।
वृक्षं वा प्राणिनं वापि तं तं पृच्छामि मोहितः ॥५०९॥

પછી મને બળાત્કારે ત્યાંથી રોતો રોતો, પડતો આખડતો અને ડગલે ડગલે મૂર્છા પામતો ઘેર લાવ્યાં (૫૦૦)

પછી હું થોડી રાત બાકી હતી તે વખતે ઉઠીને પત્નીના દુઃખથી પીડાઇને જંગલમાં જતો રહ્યો (૫૦૧).

કામથી ઉન્મત્ત થઇને નિર્જન વનમાં દુઃખની પીડાથી વિલાપ કરતો ભમવા લાગ્યો (૫૦૨).

હે વિશાળ નેત્રવાળી નિર્દય સ્ત્રી, મને આ જંગલમાં છોડીને તું કયાં જતી રહી ? હું દુઃખ પામીશ તો પણ ઘેર જવાનો નથી (૫૦૩).

આ ચન્દ્રમા અરૂણના સ્પર્શથી ઝાંખો થઇ ગયો છે. મારી માફક તેને પણ રાત્રીના નાશને લીધે વિધિએ ઉત્સાહ વિનાનો કરી મૂક્યો છે (૫૦૪).

રાતા મંડળવાળો આ બાલ સૂર્ય ઉગે છે. તારા સંબંધી મને તે કોઇ સમાચાર કહેશે (૫૦૫).

સૂર્ય આકાશમાં વ્યાપીને બહારની બાજુએ મને ખૂબ સંતાપે છે અને અંદરથી કામ બાળે છે. તો હું મારી જીંદગીનું કેવી રીતે રક્ષણ કરૂં ? (૫૦૬).

તારા કુચ જેવા ગંડસ્થળવાળો હાથી જાતે જ આવે છે, તો તેને જઇને પૂછું કે તું મારી પ્રિયા સંબંધી કંઇ હકીકત કહી શકે ? (૫૦૭)

સૂર્ય અને મદનના તાપને લીધે આમ પ્રલાપ કરતાં કરતાં મારૂં મગજ બહુ ભમી ગયું (૫૦૮)

મોટા જંગલમાં રખડતાં રખડતાં જે કોઇ વૃક્ષ કે પ્રાણીને હું જોતો, તેને મોહથી હું પૂછતો (૫૦૯).

त्वद्दन्तमुशलप्रख्यं यस्या ऊरुयुगं गज ।
साबला वद चेद्दृष्टा दया कृत्वा ममोपरि ॥ ५१० ॥

त्वया जंबुक चेद्दृष्टा जंबुफलनिभाधरा ।
दयिता मम तद्ब्रूहि श्रेयस्ते भवितृ महत् ॥ ५११ ॥

अथ बिल्वेय शंस त्वं यदि बिल्वोपमस्तनी ।
भ्रममाणा वने दृष्टा मम प्राणप्रिया हि सा ॥ ५१२ ॥

त्वत्पुष्पसदृशांगी सा मम भार्या मनस्विनी ।
स त्वं चंपक जानोषे यदि त्वं शंस मेऽद्भुताम् ॥५१३॥

मौढौक तव पुष्पेण दयितायाः समौ शुभौ ।
कपोलौ पांडुरच्छायौ दृष्ट्वा त्वां स्मृतिमागतौ ॥५१४॥

कदलिस्तंभ सुव्यक्तौ प्रियायाश्च सुकोमलौ ।
ऊरू त्वत्तोऽपि तन्वंग्याः सत्येनात्मानमालभे ॥ ५१५ ॥

भो भो मृग न मे भार्या त्वया दृष्टात्र कानने ।
त्वत्समैर्लोचनैः स्पष्टैः कज्जलेन समावृतैः ॥ ५१६ ॥

तृणादोऽपि सुवृद्धोऽपि वनवृद्धोऽपि यः पशुः ।
सोऽपि कान्तापरित्यक्तो न मृगो रमते क्षणम् ॥५१७॥

कान्तायाः पुरतो नित्यं विधत्तेऽङ्गकलापधृक् ।
विहंगयोनिजातोऽपि वृद्ध्यर्थं पुष्पजन्मनः ॥ ५१८ ॥

હે હાથી, તારા મુશલના જેવા બે દાંતના જેવી જેની સાથળો હતી, એવી કોઈ અબળા તેં જોઈ હોય તો મારા ઉપર દયા લાવીને મને કહે (૫૧૦)

હે જાંબુડા, જાંબુના ફળ જેવા જેના ઓઠ છે, એવી મારી પ્રિયાને તેં જોઇ હોય તો કહે. તારૂં કલ્યાણ થશે (૫૧૧).

હે બીલાના વૃક્ષ, બીલાના ફળ જેવાં જેનાં સ્તન છે, તેવી મારી પ્રાણ પ્રિયાને તેં વનમાં રખડતી જોઇ હોય, તો મને કહે (૫૧૨).

હે ચંપા, તારા ફુલના જેવી જેની દેહની કાન્તિ છે, તેવી મારી માનિની પત્નીને તેં ઓળખી હોય તો મને કહે (૫૧૩).

હે મહુડા, તારા ફુલના જેવા જેના પાંડુર છાયાવાળા ગાલ છે, તેવી તને જોવાથી યાદ આવે છે (૫૧૪).

હે કેળ, તારા કરતાં પણ મારી કોમાલંગી પ્રિયાના સાથળ કોમળ હતા એમ હું સત્ય કહું છું (૫૧૫).

હે મૃગ કાજળથી આંજેલાં તારા જેવાં જેનાં નેત્ર છે, તેવી મારી પત્નીને તેં જંગલમાં જોઈ હતી કે? (૫૧૬)

ઘાસ ખાનારો અને વનમાં વૃદ્ધ થયો છતાં પણ મૃગ પોતાની પત્નીઓ વિના એક ક્ષણ પણ રહી શકતો નથી (૫૧૭).

કામદેવની વૃદ્ધિને માટે પક્ષીની યોનિમાં જન્મેલો (મોર) પણ પોતાની પ્રિયાની આગળ હંમેશાં કલા કરે છે (૫૧૮).

योऽथ संदृश्यते हंसो हंसीमनुसरत्यसौ ।
गति स्तादृक् नवाप्यस्य मत्प्रियायाश्च यादृशी ॥५१९॥

एक एव हि शून्योऽयं चक्रवाको विहंगमः ।
मुहूर्तमपि योऽभीष्टां न त्यजे च्चक्रवाकिकाम् ॥५२०॥

य एष श्रूयते रावो विभ्रमं जनयन्मम ।
किं वा पिकसमुत्थोऽयं किं वा मे दयितोद्भवः ॥५२१॥

मां दृष्ट्वायं मृगो याति पृष्ठतश्चापि सर्वशः ।
धावमाना ममाप्येवमनुयाति पुरा प्रिया ॥ ५२२ ॥

वारणोऽयं प्रियां कान्तामनुरागानुयायिनी ।
स्पर्शयत्यग्रहस्तेन मम संस्मारयन्प्रियाम् ॥ ५२३ ॥

हा प्रिये मृगशावाक्षि तप्तकांचनसंनिभे ।
कथं मां न विजानासि भ्रमन्तमिह कानने ॥ ५२४ ॥

क्वास्ति प्रीतिः क्व सा भक्तिः क्व सा तुष्टिः क्व सा दया ।
निगदन्तं सुदीनं मां संभाषयसि नो यतः ॥ ५२५ ॥

एवं प्रलपमानस्य मम प्राप्ताः सुहृज्जनाः ।
अन्वेषयन्तः पदं तत्र वनेषु विषमेषु च ॥ ५२६ ॥

ततस्तैः कोपरक्ताक्षैः प्रोक्तोऽहं सूतनन्दन ।
भर्त्सिभिः परुषैर्वाक्य धिक्कृत्वांकाममयाधुना ॥ ५२७ ॥

त्वं किं शोचसि मूढात्मन् अशोच्यं जीवितं नृणां ।
यतस्त्वामपि शोचन्तं शोचयिष्यन्ति चापरे ॥ ५२८ ॥

પેલો હંસ હંસીની પાછળ જાય છે. તેની ચાલ મારી પ્રિયાની ચાલના જેવી છે (૫૧૯).

આ ચક્રવાક એકલોજ દેખાય છે. જે એક મુહુર્ત માટે પણ પોતાની પ્રિયાનો ત્યાગ કરતો નથી (૫૨૦).

આ સૂર સંભળાય છે તે મને ભૂલાવામાં નાખે છે–તે કોયલનો હશે કે મારી પ્રિયાનો હશે? (૫૨૧).

મને જોઈને આ મૃગ મારી પાછળ દોડી આવે છે, એ પ્રમાણે પહેલાં મારી પ્રિયા પણ મારી પાછળ આવતી (૫૨૨).

આ હાથી પ્રેમથી પાછળ આવનારી પ્રિયાનો પોતાની સૂંઢથી સ્પર્શ કરે છે, તેથી મારી પ્રિયાનું સ્મરણ થાય છે (૫૨૩).

હે મૃગબાલકના જેવાં નેત્રવાળી, તપેલા સોનાના જેવા રંગવાળી પ્રિયા, વનમાં ભટકતા એવા મને તું કેમ ઓળખતી નથી? (૫૨૪)

એ પ્રીતિ ક્યાં ગઈ? એ ભક્તિ અને સંતોષ ક્યાં ગયાં કે જેથી વિલાપ કરતા મારા જેવા દીનની સાથે તું બોલતી નથી? (૫૨૫).

એ પ્રમાણે પ્રલાપ કરતો હતો, તેવામાં મારા મિત્રો મારાં પગલાં જોતા જોતા તે ભયંકર જંગલમાં આવી પહોંચ્યા (૫૨૬).

પછી તેઓ ક્રોધથી રાતી આંખ કરીને કઠોર વચનોથી મને ઠપકો આપવા માંડ્યા કે તને કામીને ધિક્કાર છે (૫૨૭).

હે મૂર્ખ, તું કોનો શોક કરે છે? માણસોનું જીવન

यूयं वयं तथा चान्ये संजाताः प्राणिनो भुवि ।
सर्वं एव मरिष्यामस्तत्र का परिदेवना ॥ ५२९ ॥

अदर्शनात्प्रिया प्राप्ता पुनश्चादर्शनं गता ।
न सा तव न तस्यास्त्वं वृथा किमनुशोचसि ॥ ५३० ॥

नायमत्यन्तसंवासः कस्यचित्केनचित्सह ।
अपि स्वेन शरीरेण किमुतान्यैः पृथग्जनैः ॥ ५३१ ॥

मृतं वा यदि वा नष्टं योऽतीतमनुशोचति ।
स दुःखेन लभते दुःखं द्वावनर्थौ प्रपद्यते ॥ ५३२ ॥

एवं विबोधयित्वा मां गृहीत्वार्तं सुहृज्जनाः ।
निन्युर्गृहं ततः सर्वे वनात्तस्मात्सुदारुणात् ॥ ५३३ ॥

ततो मम गृहस्थस्य स्मरमाणस्य तां प्रियां ।
उत्पन्नः सुमहान्कोपः सर्पान्प्रति महामते ॥ ५३४ ॥

ततः कोपपरीतेन प्रतिज्ञातं मया स्फुटं ।
सर्पानुद्दिश्य यत्सर्वं तन्निबोधय दारुणम् ॥ ५३५ ॥

अद्यप्रभृति चेन्नाहं सर्पं दृष्टिवशं गतं ।
निहन्मि दंडघातेन तत्पापं स्याध्द्रुवं मम ॥ ५३६ ॥

यच्च निक्षेपहर्तॄणां पापं विश्वासघातिनां ।
तन्मे स्याद्यदि नो हन्मि सर्पं दृष्टिवशं गतम् ॥ ५३७ ॥

हन्मि लिप्यामि पापेन सर्वजन्तूद्भवेन च ।
यत्पापं साधुनिन्दायां मातृपितृवधे च यत् ॥ ५३८ ॥

શોક કરવા લાયક નથી. તને શોક કરતો જોઇને બીજા પણ શોક કરે છે (૫૨૮).

તમે, અમે કે બીજાં જે પ્રાણીઓ પૃથ્વી ઉપર ઉત્પન્ન થયાં છે, તે બધાં મરવાનાં છે, તો તેમાં દુઃખ શાનું? (૫૨૯).

અદૃશ્યમાંથી પ્રિયા મળી હતી, તે ફરી અદૃશ્ય થઇ. તે તારી નહોતી કે તું એનો નહોતો. તો પાછળ નકામો શોક શાને કરે છે? (૫૩૦).

માણસને પોતાના શરીરની સાથે જ ઘણા કાળ સુધી સંબંધ રહેતો નથી, તો બીજાં માણસોની સાથે શી રીતે રહે? (૫૩૧)

જે મરેલાનો, નાશ પામેલાનો કે થઈ ગએલાનો શોક કરે છે, તેને દુઃખમાંથી દુઃખ જ મળે છે અને બે પ્રકારના અનર્થ થાય છે. (૫૩૨)

એ પ્રમાણે મને બોધ આપીને મારા મિત્રો તે ભયંકર જંગલમાંથી મને પકડીને ઘેર લઈ ગયા. (૫૩૩)

પછી ઘેર રહેતાં મારી પ્રિયા યાદ આવવાથી બધા સાપો પ્રત્યે મને ઘણો ક્રોધ ઉત્પન્ન થયો. (૫૩૪)

પછી ક્રોધથી મેં બધા સાપોને ઉદ્દેશીને જે ભયંકર પ્રતિજ્ઞા કરી તે સાંભળો. (૫૩૫)

જો આજ પછી મારી નજરે પડે તે બધા સાપોને ન મારૂં તો મને નક્કી પાપ લાગજો. (૫૩૬)

નજરે જોએલા સાપને જો હું ન મારૂં તો મને નીચેનાં પાપ લાગે—કોઈની થાપણ પચાવનાર, વિશ્વાસઘાતી, બધા

परदाररतानां च यत्पापं जीवघातिनां ।
तन्मे स्याद्यदि नो हन्मि सर्पं दृष्टिवशं गतम् ॥ ५३९ ॥
उत्कौ चाभिरतानां च यत्पापं गरदायिनां ।
तन्मे स्याद्० .... .... ....॥ ५४० ॥
कृतघ्नानां च यत्पापं पापं वित्तापहारिणां ।
तन्मे० .... .... .... ....॥ ५४१ ॥
यत्पापं शस्त्रकर्तॄणां तथा वह्निप्रदायिनां ।
तन्मे० .... .... .... ....॥ ५४२ ॥
व्रतभंगेन यत्पापं यत्पापं शिल्पकारिणां ।
तन्मे० .... .... .... ....॥ ५४३ ॥
पाखंडिनां च यत्पापं नास्तिकानां च यद्भवेत् ।
तन्मे० .... .... .... ....॥ ५४४ ॥
मांसमद्यप्रसक्तानां यत्पापं विटभोजिनां ।
तन्मे० .... .... .... ....॥ ५४५ ॥
मृषावादप्रसक्तानां पररन्ध्रविलोकितां ।
तन्मे० .... .... .... ....॥ ५४६ ॥
यत्पापं साक्षिकर्तॄणां धान्यसंग्रहकारिणां ।
तन्मे० .... .... .... ....॥ ५४७ ॥
आखेटकरतानां च यत्पापं पाशदायिनां ।
तन्मे० .... .... .... ....॥ ५४८ ॥
नित्यं प्रेषणकर्तॄणां यत्पापं मधुजीविनां ।
तन्मे० .... .... .... ....॥ ५४९ ॥

પ્રાણીઓની હિંસા કરનાર, સાધુની નિન્દા કરનાર, માતા-પિતાનો વધ કરનાર, વ્યભિચાર કરનાર, જીવહિંસા કરનાર, ઝેર આપનાર, કૃતઘ્નિ, પારકા પૈસા પડાવનાર, શસ્ત્ર બનાવનાર, આગ લગાડનાર, વ્રત ભંગ કરનાર, શિલ્પ કરનાર, પાખંડી, નાસ્તિક, દારૂ અને માંસનું સેવન કરનાર, અભક્ષ્ય ભક્ષણ કરનાર, જુઠો વાદ કરનાર, પારકા છિદ્ર જોનાર, સાક્ષી આપનાર, ધાન્યનો સંગ્રહ કરનાર, શિકાર કરનાર, ફાંસો આપનાર, ખેપીઆનું કામ કરનાર, મધ વેચીને ગુજારો કરનાર, વાદવિવાદમાં પક્ષપાતથી બોલનાર, જોષ જોનાર, મચ્છીમાર, ભયથી, લોભથી કે ઇચ્છાથી પાપીનો સંગ કરનાર, કન્યા વિક્રય કરનાર, વિદ્યા વેચનાર-વગેરેને જે પાપ લાગે તે મને લાગજો. (૫૩૭-૫૫૪)

विवादे पृच्छमानानां पक्षपातेन जल्पतां ।
तन्मे० .... .... .... ....॥ ५५० ॥
अदृष्टदैववक्तृणां यत्पापं मत्स्यजीविनां ।
तन्मे० .... .... .... ....॥ ५५१ ॥
भयाद्वा यदि वा लोभाद् द्वेषाद्वा कामतोऽपिवा ।
तन्मे० .... .... .... ....॥ ५५२ ॥
कन्याविक्रयकर्तृणां यत्पापं पापसंगिनां ।
तन्मे० .... .... .... ....॥ ५५३ ॥
विद्याविक्रयकर्तृणां यत्पापं समुदाहृतं ।
तन्मे० .... .... .... ....॥ ५५४ ॥
एवं मया प्रतिज्ञाय कोपाविष्टेन सूतज ।
गृहीतो लगुडः स्थूलो वधार्थं पवनाशिनां ॥ ५५५ ॥
ततः प्रभृत्यहं भूमौ भ्रमामि लगुडायुधः ।
ब्राह्मीं वृत्तिं परित्यज्य मार्गमाणो भुजंगमान ॥ ५५६ ॥
मया कोपपरीतेन बहवः पन्नगा हताः ।
विषोल्बणा महाकायास्तथान्ये मध्यमाधमाः ॥ ५५७ ॥
एकदाहं वनं प्राप्तो गहनं लगुडायुधः ।
शयानं तत्र चापश्यज्जलसर्पं वयोऽधिकम् ॥ ५५८ ॥
ततोऽहं दंडमुद्यम्य कालदंडो यमं रुषा ।
अभ्यघ्नं यावदेवाहं स मां प्रोवाच पन्नगः ॥ ५५९ ॥
नापराध्यामि ते किंचिदहं ब्राह्मणसत्तम ।
संरंभात्तत्किमर्थं मां जिघांससि वयोऽधिकम् ॥५६०॥

હે સૂતપુરાણી, આ પ્રમાણે પ્રતિજ્ઞા કરીને સાપોનો નાશ કરવાને માટે કોપાયમાન થઇને મેં એક જાડો ઘોકો લીધો. (૫૫૫).

ત્યારથી બ્રાહ્મણપણાનો ત્યાગ કરીને હાથમાં ઘોકો લેઇને સાપની શોધમાં હું પૃથ્વી ઉપર ભટક્યા કરતો. (૫૫૬)

મેં કોપાયમાન થઇને ઘણા ઝેરી, મહાપ્રચંડ અને નાના મોટા ઘણા સાપ મારી નાંખ્યા હતા. (૫૫૭)

એક દિવસ લાકડી રૂપી હથીઆર લેઇને ઘોર જંગલમાં ગયો અને ત્યાં એક ઘરડા પાણીમાં રહેનાર સાપને પડેલો મેં જોયો. (૫૫૮)

હું યમના દંડ જેવો ઘોકો ઊંચો કરીને મારવાને તત્પર થયો, ત્યારે તે સાપ બોલ્યો. (૫૫૯)

હે ઉત્તમ બ્રાહ્મણ, મેં તારો કોઈ વખતે અપરાધ કર્યો નથી, તો મારા જેવા વૃદ્ધને ક્રોધથી તું શા માટે મારી નાંખે છે ? (૫૬૦)

ततो मया स संप्रोक्तः कोपात्सलिलपन्नगः ।
महामन्युपरीतेन स्मृत्वा भार्यां मृगावतीम् ॥ ५६१ ॥
मम भार्या प्रिया पूर्वं सर्पेणासीद्विनाशिता ।
ततोऽहं तेन वैरेण सूदयामि महोरगान् ॥ ५६२ ॥
अद्य त्वामपनेष्यामि वैवस्वतगृहंप्रति ।
हत्वा दंडप्रहारेण तस्मादिष्टतमं स्मर ॥ ५६३ ॥
ततः स मां पुनः प्राह भयेन महता वृतः ।
श्रृणु तावद्वचोऽस्माकं ततः कुरु यथोचितम् ॥ ५६४ ॥
अन्ये ते पन्नगा विप्र ये दशन्तीह मानवान् ।
वयं सलिलसंभूता निर्विषाः सर्वरूपिणः ॥ ५६५ ॥
एवं प्रजल्पमानोऽपि स दंडेन तदा हतः ।
सूत तत्सूदनार्थाय निर्विकल्पेन चेतसा ॥ ५६६ ॥
अथासौ लगुडस्पर्शात्तत्क्षणादेव पन्नगः ।
द्वादशार्कप्रतिकाशो बभूव पुरुषो महान् ॥ ५६७ ॥
तदाश्चर्यं समालोक्य ततोऽहं विस्मयान्वितः ।
उक्तवांस्तं प्रणम्योच्चैः क्षम्यतामिति सादरं ॥ ५६८ ॥
को भवान्किमिदं रूपं कथं सर्पमयं विभो ।
किं वा ते ब्रह्मशापोऽयं किंवा क्रीडा तवेदृशी ॥५६९॥
ततः प्रोवाच मां हृष्टः स नरः प्रश्रयान्वितः ।
श्रृणुष्वावहितो भूत्वा वृत्तान्तं स्वं वदामि ते ॥ ५७० ॥
अहमासीत्पुरा विप्रो वायुनगरसमीपगे ।
युवा परमतेजस्वी धनवांश्च समृद्धिभाक् ॥ ५७१ ॥

પછી તે પાણીના નાગને મેં કોપથી કહ્યું કે મારી પત્ની મૃગાવતીનું સ્મરણ કરતાં મને બહુ ક્રોધ ચઢયો છે. (૫૬૧)

મારી પ્રિય પત્નીને સાપે પહેલાં મારી નાંખી હતી, તેથી તેનું વેર લેવાને હું મોટા સાપોને મારૂં છું. (૫૬૨)

આજે તને પણ આ લાકડીના પ્રહારથી યમરાજાને ઘેર પહોંચાડી દઇશ, માટે તું તારા ઇષ્ટ દેવનું સ્મરણ કર. (૫૬૩)

પછી તેણે ઘણા ભયથી મને ફરીથી કહ્યું, પહેલાં મારૂં વચન સાંભળ, પછી યોગ્ય લાગે તે કરજે. (૫૬૪)

હે બ્રાહ્મણ, બીજા સાપો માણસોને ડસે છે, પરન્તુ અમે જળમાં થનારા સાપો તો ઝેરી હોતા નથી. (૫૬૫)

હે સૂત પુરાણી, તેના એમ કહેવા છતાં શંકા રહિત મનથી તેને મારી નાંખવાને લાકડીનો પ્રહાર કર્યો. (૫૬૬)

લાકડીના સ્પર્શથી જ તે નાગ બાર સૂર્યના જેટલા તેજવાળો એક મહાપુરૂષ બની ગયો. (૫૬૭)

તે આશ્ચર્ય જોઇને હું વિસ્મયથી તેને પ્રણામ કરીને મોટેથી બોલ્યો, ક્ષમા કરો. (૫૬૮)

આપ કોણ છો ? સાપનું રૂપ કેમ ધારણ કર્યું છે ? બ્રાહ્મણનો શાપ છે કે તમારી રમત છે ? (૫૬૯).

પછી તે પુરૂષે રાજી થઇને મને વિનયથી કહ્યું, તમને મારી હકીકત કહું છું, તે ધ્યાનપૂર્વક સાંભળો. (૫૭૦)

હું પહેલાં વાયુનગરની પાસે રહેનાર એક મહાતેજસ્વી, પૈસેટકે સુખી યુવાન બ્રાહ્મણ હતો. (૫૭૧)

तत्रैव नगरे रम्य अस्ति पुण्यं शिवालयम् ।
सिद्धेश्वरस्य देवस्य पताकाभिरलंकृतम् ॥ ५७२ ॥
कस्य चित्त्वथ कालस्य तत्र यात्रा व्यजायत ।
अस्य वादित्रघोषेण नादितं भुवनत्रयम् ॥ ५७३ ॥
अथ तत्र समायाता मुनयः शंसितव्रताः ।
देवस्य दर्शनार्थाय शतशोऽथ सहस्रशः ॥ ५७४ ॥
शैवाः पाशुपताः सूत तथा कालतुषाश्च ये ।
महाव्रतधराश्चान्ये शिवभक्तिपरायणाः ॥ ५७५ ॥
एकाहारा निराहारा वायुभक्षास्तथापरे ।
अब्भक्षाः फलभक्षाश्च शीर्णपर्णाशिनस्तथा ॥ ५७६ ॥
तेऽभिवन्द्य यथान्यायं देवदेवमहेश्वरं ।
उपविष्टाः पुरस्तस्य कथाश्चक्रुः पृथग्विधाः ॥ ५७७ ॥
राजर्षीणां पुराणानां देवेन्द्राणां च हर्षिताः ।
दयाधर्मशमोपेतास्तथान्या अपि भूरिशः ॥ ५७८ ॥
केचित्तत्र प्रनृत्यन्ति गायन्ति च तथाऽपरे ।
साधवो भक्तिसंयुक्ता वाद्यं चक्रुश्चभूरिशः ॥ ५७९ ॥
अन्नदानानि यच्छन्ति धनिनः श्रद्धयान्विताः ।
दीनान्धकृपणेभ्यश्च तपस्विभ्यो विशेषतः ॥ ५८० ॥
एवं महोत्सवे तत्र वर्तमाने महोदये ।
आगतो बहुभिः सार्धमहं यौवनगर्वितः ॥ ५८१ ॥
शैवदर्शनविद्वेषी तमसा संवृताशयः ।
यात्रोत्सवविनाशाय प्रेरितोऽन्यैः सुदुर्जनैः ॥ ५८२ ॥

તે નગરમાં ધજાથી શોભતું સિદ્ધેશ્વર ભગવાનનું પવિત્ર શિવાલય હતું. (૫૭૨)

હવે એક વખતે ત્યાં એક મોટો મેળો ભરાયો હતો, જ્યાંના વાજીંત્રોના અવાજથી ત્રણે લોક ગાજી ઉઠયાં. (૫૭૩)

ત્યાં કને પ્રશસ્ત આચરણવાળા મુનિઓ દર્શન કરવાને સેંકડો અને હજારોની સંખ્યામાં આવ્યા હતા. (૫૭૪)

શૈવો, પાશુપતો, કાલસંતોષી, મહાવ્રતધારી શિવભક્તો, એક વખત આહાર કરનાર, નિરાહારી, માત્ર વાયુનું ભક્ષણ કરનાર, પાણી પીને જ રહેનાર, ફલાહારી, સૂકાં પાંદડા ખાઇને જીવનાર, પૂજ્ય ઋષિઓ મહાદેવના મંદિરમાં બેસીને જૂદા જૂદા પ્રકારની કથા કરતા હતા. (૫૭૫–૭૭)

આ કથાઓ રાજર્ષિઓ, પુરાણો, મોટા દેવો અને દયા ધર્મ સંબંધી હતી. (૫૭૮)

કેટલાક સાધુઓ ભક્તિપૂર્વક નાચતા હતા, કેટલાક ગાતા હતા અને કેટલાક વાજીંત્ર વગાડતા હતા. (૫૭૯)

પૈસાદાર લોકો શ્રદ્ધાથી ગરીબ, આંધળા અને કંજુસ લોકોને તથા ખાસ કરીને તપસ્વીઓને અન્નનું દાન આપતા હતા. (૫૮૦)

આવા મહોદય પર્વના મહોત્સવમાં હું પણ યૌવનથી ગર્વ પામેલા ઘણા માણસોની સાથે આવ્યો. (૫૮૧)

હું શૈવ શાસ્ત્રનો દ્વેષી હતો અને તમોગુણને લીધે દુષ્ટ હેતુવાળો હતો, તેથી તે મેળામાં ભંગાણ પાડવાને બીજા દુષ્ટ માણસોએ મને ચઢાવ્યો. (૫૮૨)

जलसर्पं समादाय सुदीर्घं भीषणाकृतिं ।
लेलिहानं मुहुर्जिह्वां जरया परयावृतम् ॥ ५८३ ॥
ततश्च क्षिप्तवांस्तत्र महाजनसमागमे ।
तं दृष्ट्वा विद्रुताः सर्वे जना मृत्युभयार्दिताः ॥ ५८४ ॥
तत्रासीत्तापसो नाम सुप्रभः शंसितव्रतः ।
समाधिस्थः सुशिष्याढ्यस्तपसा दग्धकिल्बिषः ॥५८५॥
निष्कंपां सुदृढामृज्वीं नातिस्तब्धां न कुंचितां ।
ग्रीवां दधत्स्थिरां यत्नाद्गात्रयष्टिं च सर्वतः ॥ ५८६ ॥
संपश्यन्नासिकाग्रं स्वं दिशश्चानवलोकयत् ।
तालुमध्ये गतेनैव जिह्वाग्रेणाचलेन च ॥ ५८७ ॥
आवर्तपंकजान्तस्थमष्टपत्रमधोमुखं ।
तन्मध्ये कर्णिकाकारं स्वं पश्यन्रविमंडलम् ॥ ५८८ ॥
तस्यापि मध्यगं चान्यं नरमंगुष्ठमात्रकं ।
द्वादशार्कप्रतीकाशमप्रतर्क्यमनाकृतिम् ॥ ५८९ ॥
पश्यन्पद्मासनस्थं च वेद नाथं महेश्वरं ।
यमक्षरं वदन्ति हि सर्वगं सर्ववेदिनम् ॥ ५९० ॥
अनिद्यामनभेद्यं च जरामरणवर्जितं ।
पुलकितसर्वांगो योगनिद्रावशं गतः ॥ ५९१ ॥
आनन्दाश्रुपरिक्लिन्नः संनिरुद्धेन्द्रियाकृतिः ।
कुंभयित्वोदरान्तःस्थं स्वभ्यासाद्वायुपंचकम् ॥ ५९२ ॥
अंगुष्ठतर्जनीयोगं कृत्वा हृदयसंगतं ।
एवं तत्रोपविष्टस्य सर्पस्तस्य विग्रहं ॥ ५९३ ॥

એક બહુ લાંબા અને ભયાનક આકૃતિવાળા અને અતિ વૃદ્ધપણાને લીધે વારંવાર જીભ ચાટતા પાણીના સાપને લાવીને જ્યાં મહાજનો એકઠા થયા હતા ત્યાં મેં નાંખ્યો. તેને જોઈ મૃત્યુની બીકથી બધા માણસોમાં દોડાદોડ થઈ રહી. (૫૮૩-૮૪)

ત્યાં કને પોતાના તપથી પાપ બાળી નાંખ્યાં છે એવો સારા આચરણવાળો એક સુપ્રભ નામનો તપસ્વી પોતાના શિષ્યોથી વીંટળાઇને સમાધિમાં બેઠો હતો. (૫૮૫)

તેની નાભિ કંપ વિનાની સુદૃઢ અને કોમળ હતી અને ગરદન અને બીજા અવયવ સ્થિર હતા. (૫૮૬)

તેણે બધી દિશામાંથી દૃષ્ટિને વાળીને નાકની અણી ઉપર સ્થિર કરી હતી અને પોતાની જીભની અણીને તાળવા ઉપર દૃઢ રીતે સ્થિર કરી હતી (૫૮૭)

સમાધિમાં જળના કુંડાળામાં આઠ પાંખડીવાળું નીચે નમેલાં કમળની વચ્ચે કર્ણિકાના આકારનું સૂર્યમંડળ તેને દેખાતું હતું. (૫૮૮)

તેની વચમાં માત્ર આઠ આંગળના પ્રમાણવાળું બાર સૂર્ય જેટલા તેજવાળું, કલ્પનાતીત કમળ ઉપરનું મહેશ્વરનું સ્વરૂપ તેણે જોયું. (૫૯૦)

એ સ્વરૂપ સ્વર્ગમાં લેઈ જનાર, સર્વ જાણનાર, નિંદા ન કરવા લાયક, ભેદી શકાય નહિ તેવું અને વૃદ્ધાવસ્થા અને મરણથી વર્જિત હતું. તેથી તે તપસ્વી સર્વ અંગમાં પુલકિત થઈ, આનન્દ અશ્રુથી પીડાઇ, બધી ઇન્દ્રિયોનો રોધ કરી, અભ્યાસથી કુંભક આદિ પાંચ વાયુનું દમન કરી,

वेष्टयामास भोगेन निश्चलस्य महात्मनः ।
एतस्मिन्नंतरे शिष्यस्तस्यासीत्सुतपोऽन्वितः ॥ ५९४ ॥
श्रीवर्द्धन इति ख्यातो नानाशास्त्रकृतश्रमः ।
दृष्ट्वा सर्पभोगेन समन्ताद्वेष्टितं गुरुम् ॥ ५९५ ॥
नातिदूरस्थितं मां च ज्ञात्वा तत्कर्मकारिणं ।
उवाच परुषं वाक्यं कोपसंरक्तलोचनः ॥ ५९६ ॥
स्फुरताधरयुग्मेन बाष्पगद्गदया गिरा ।
मया वै सुतपस्तप्तं गुरुशुश्रूषया सदा ॥ ५९७ ॥
निर्विकल्पेन चित्तेन यदि ध्यातो महेश्वरः ।
तेन सत्येन दुष्टोऽयं पापात्मा ब्राह्मणाधमः ॥ ५९८ ॥
इदृक्कायोर्भवत्वाशु गुरुर्मे येन धर्षितः ।
अथाहं सर्पतां प्राप्तस्तत्क्षणादेव दारुणाम् ॥ ५९९ ॥
पश्यतां सर्वलोकानां वदतां साधुसाध्विति ।
अथागत्वा समाधेस्तु सपर्यंतं ततो मुनिः ॥ ६०० ॥
ददर्श निजगात्रस्थं द्विजिह्वं दारुणाकृतिं ।
अथ सर्पाकृतिं मां च दुःखेन महतान्वितम् ॥ ६०१ ॥
तटस्थं भयसंत्रस्तं तथा सर्वजनं तदा ।
ततो विज्ञाय तत्सर्वं स मुनिर्ज्ञानचक्षुषा ॥ ६०२ ॥
अब्रवीत्कृपयाविष्टः समलोष्टाश्मकांचनः ।
तपस्वी सिद्धिमायाति सुहृच्छत्रुसमाकृतिः ॥ ६०३ ॥
तस्मादजानता वत्स शप्तोऽयं ब्राह्मणस्त्वया ।
बाल्यभावात्प्रसादोऽस्य भूयाद्युक्तो ममाज्ञया ॥ ६०४ ॥

યોગ નિદ્રા ધારણ કરી, અંગુઠો અને તર્જની આંગળીને જોડીને બેઠો હતો. તે વખતે તે સાપ તે નિશ્ચલ તપસ્વીને વીંટાઇ વળ્યો. આ વખતે તેનો ઘણા તપવાળો શ્રીવર્દ્ધન નામનો શિષ્ય જેણે વિવિધ શાસ્ત્રોનો અભ્યાસ કર્યો હતો, તેણે પોતાના ગુરૂને સાપથી વીંટળાએલા જોયા. (૫૯૧–૯૫)

એ કામ કરનાર પાસે ઉભેલો હું છું એમ મને જાણીને ક્રોધથી લાલ થએલી આંખ્યોથી થરથરતા ઓઠથી અને ગદ્ગદ્ વાણીથી મારા પ્રત્યે તે કઠણ વચન બોલ્યો કે જો મેં ગુરૂની હંમેશાં સેવા કરીને તપ કર્યું હોય અને નિર્વિકાર મનથી મહેશ્વરનું ધ્યાન ધર્યું હોય, તો તે સત્યથી આ દુષ્ટ અને પાપી અધમ બ્રાહ્મણ આ સર્પના જેવા શરીરવાળો જલદીથી બની જજો, કેમકે તેણે મારા ગુરૂને પીડા કરી છે. તેજ ક્ષણે સર્વ લોકોના દેખતાં અને 'ઠીક થયું, ઠીક થયું', એમ તેઓ બોલતાં જ હું સાપના ભયંકર રૂપમાં બદલાઇ ગયો અને તે મુનિની સમાધિ છૂટી જતાં તેમણે પોતાના શરીરે વીંટળાએલો બે જીભવાળો ભયંકર સાપ જોયો, તેમજ મહા દુઃખી થએલો સાપના રૂપમાં છેટે ઉભેલો મને જોયો અને બધા લોકોને ભયથી ત્રાસી ગએલાં જોયાં, એટલે તેમણે દિવ્ય ચક્ષુથી બધી વાત જાણી લીધી. (૫૯૬–૬૦૨)

અને જેમને લોખંડ, પત્થર અને સોનું સરખું હતું તેવા મુનિએ દયાથી કહ્યું, મિત્ર અને શત્રુ ઉપર સરખો ભાવ રાખવાથી તપસ્વીને સિદ્ધિ મળે છે. તેથી, હે વત્સ, તેં અજાણે આ બ્રાહ્મણને શાપ આપ્યો. બાળક હોવાથી મારી આજ્ઞાથી તેના ઉપર કૃપા કર. (૬૦૩–૪).

अथ श्रीवर्द्धनः प्राह प्रणिपत्य निजं गुरुं ।
अमर्षवशमापन्नः कृतांजलिपुटस्थितः ॥ ६०५ ॥

अज्ञानाद्यदि वा ज्ञानान्मया यद्याकृतं वचः ।
तत्तथैव न संदेहस्तस्मान्मौनं गुरो कुरु ॥ ६०६ ॥

न मृषा वचनं प्रोक्तं स्वैरेणापि गुरो मया ।
किं पुनर्यत्तवार्थाय तस्मान्मौनं समाचर ॥ ६०७ ॥

पश्चादुदयते सूर्यः शोषं याति महार्णवः ।
अपि मेरुश्च शीर्येत न मे स्यादन्यथा वचः ॥ ६०८ ॥

तमुवाच गुरुः शिष्यं पुनः श्लक्ष्णया गिरा ।
जानाम्यहं न ते वाणी कथंचिज्जायतेऽन्यथा ॥ ६०९ ॥

सदा शिष्यो वयस्थोऽपि शंसनीयः प्रयत्नतः ।
किं पुन र्बाल एव त्वं तेन त्वां वच्मि भूरिशः ॥६१०॥

धर्मं न व्ययते कोऽपि मुनीनां पूर्वसंचितं ।
तपोधर्मविहीनानां गतिस्तेषां न विद्यते ॥ ६११ ॥

क्षमैका सिद्धिदा प्रोक्ता यतीनां च विशेषतः ।
तस्मात्क्षमां पुरस्कृत्य वर्तितव्यं तपस्विभिः ॥ ६१२ ॥

न पापं प्रतिपापं स्याद्बुद्धिरेषा सनातनी ।
आत्मनैव हतः पापो यः पापं तु समारभेत् ॥ ६१३ ॥

उपकारिषु यः साधुः साधुत्वे तस्य को गुणः ।
अपकारिषु यः साधुः स साधुः परिकीर्तितः ॥ ६१४ ॥

પોતાના ગુરૂને હાથ જોડીને ઇર્ષ્યારહિત થઇને શ્રીવર્ધને કહ્યું. (૬૦૫)

હે ગુરૂજી, જાણતાં કે અજાણતાં મારાથી જે વચન બોલાયું તે પ્રમાણે જ થવાનું એમાં સંદેહ નથી, માટે આપ શાન્ત થાઓ. (૬૦૬)

મેં કાંઈ સ્વેચ્છાથી અસત્ય વચન કહ્યું નથી, તો પછી તમારા માટે કહેલું વ્યર્થ શી રીતે થાય, તો આપ મૌન પાળો. (૬૦૭)

જો કદાચ સૂર્ય પશ્ચિમમાં ઊગે, મહાસાગર શોષાઇ જાય અને મેરૂ પર્વત તૂટી જાય તો પણ મારૂં વચન મિથ્યા નહિ થાય. (૬૦૮)

શિષ્યને ગુરૂએ નમ્ર વાણીથી કહ્યું કે હું જાણું છું કે તારી વાણી અન્યથા થવાની નથી. (૬૦૯)

ઉમરમાં મોટો હોય છતાં પણ શિષ્ય પ્રશંસાપાત્ર છે, તો પછી તું તો નાનો છે. તેથી તને વારંવાર કહું છું. (૬૧૦)

મુનિઓએ પહેલાં સંચિત કરેલા પાપનો વ્યય થતો નથી. જે તપ અને ધર્મ વિનાના છે તેમની કોઈ ગતિ નથી. (૬૧૧)

ખાસ કરીને મુનિઓને ક્ષમા એકલી જ સિદ્ધિ આપનારી છે. તેટલા માટે તપસ્વીઓએ ક્ષમાને નજર આગળ રાખીને જ વર્તવું જોઇએ. (૬૧૨)

પાપના સામે પાપ આચરવું નહિ એ સનાતન બુદ્ધિ છે. જે પાપી માણસ પાપ કરે છે તે પોતે જ પોતાને હણે છે. (૬૧૩)

જે ઉપકાર કરનાર ઉપર ઉપકાર કરે તેના સાધુપણાનો

एवमुक्त्वा स तं शिष्यं ततो मामिदमब्रवीत् ।
दयया परया युक्तः सुप्रभः शंसितव्रतः ॥ ६१५ ॥

नान्यथा वचनं भावि मम शिष्यस्य पन्नग ।
किंचित्कालं प्रतीक्षस्व तस्मात्सर्वं पुरः स्थितः ॥ ६१६ ॥

सर्प उवाच—

कस्मिन्काले मुनिश्रेष्ठ शापो मेऽस्तमुपेष्यति ।
प्रसादं कुरु दीनस्य पापस्याज्ञानिनस्तथा ॥ ६१७ ॥

सुप्रभ उवाच—

मुहूर्तमपि गीतादि यः करोति शिवालये ।
न तस्य शक्यते कर्तुं संख्या धर्मस्य भद्रक ॥ ६१८ ॥

मुहूर्तमपि यो विघ्नं करोति च महोत्सवे ।
तस्य पापस्य नो संख्या कर्तुं शक्या च केनचित् ॥६१९॥

तस्मात्त्वं पापको विप्रो नैव मुक्तिमवाप्स्यसि ।
वार्तासंगेन दुर्बुद्धे तस्माच्छृणु वचो मम ॥ ६२० ॥

शैवं षडक्षरं मंत्रं योजयेच्छ्रद्धयान्वितः ।
अपि ब्रह्मवधात्पापं जातं तस्य प्रणश्यति ॥ ६२१ ॥

दशभिर्दिनजं पापं विंशत्या वत्सरोद्भवं ।
षडक्षरस्य जापेन नरः पापाद्विमुच्यते ॥ ६२२ ॥

तस्मात्त्वं जलमध्यस्थस्तं मंत्रं जप सादरं ।
येन पापं क्षयं याति कृतमप्यन्यजन्मनि ॥ ६२३ ॥

શો અર્થ ? જે અપકાર કરનાર ઉપર ઉપકાર કરે તે જ સાધુ કહેવાય. (૬૧૪)

પોતાના શિષ્યને આમ કહીને સારા આચરણવાળા તે સુપ્રભ ઋષિ દયાથી મારા પ્રત્યે બોલ્યા. (૬૧૫)

હે નાગ, મારા શિષ્યનું વચન મિથ્યા નહિ થાય, થોડી વાર તું રાહ જોજે. તેથી બધાની આગળ હું ઉભો રહ્યો. (૬૧૬)

સાપ બોલ્યો–હે શ્રેષ્ઠ મુનિ, મારા શાપનો ક્યારે અસ્ત થશે ? આ દીન, પાપી અને અજ્ઞાની ઉપર કૃપા કરો. (૬૧૭)

સુપ્રભ બોલ્યા–જે શિવાલયમાં એક મુહૂર્ત સુધી ગીત વગેરે કરે છે, તેના પુણ્યની સંખ્યા ગણી શકાતી નથી. (૬૧૮)

જે મહોત્સવમાં બે ઘડીનું પણ વિઘ્ન નાંખે છે, તેના પાપની સંખ્યા કોઇથી ગણી શકાતી નથી. (૬૧૯)

એથી તારા જેવા પાપી બ્રાહ્મણને મુક્તિ મળી શકશે નહિ, એટલા માટે, હે દુષ્ટ બુદ્ધિવાળા બ્રાહ્મણ, મારૂં કહેલું સાંભળ. (૬૨૦)

જો બ્રહ્મહત્યાનું પાપ લાગ્યું હોય તો પણ શિવના ષડક્ષર મંત્રના શ્રદ્ધાપૂર્વકના જાપથી તેનું પાપ નાશ પામે છે. (૬૨૧)

દસ દિવસનું પાપ હોય કે વીસ વરસનું પાપ હોય, પણ તે માણુસ જો એ મંત્રનો જાપ કરતો પાપથી તુરત મુક્ત થાય છે. (૬૨૨)

તેટલા માટે તું જળમાં રહીને તે મંત્રનો આદર સહિત જાપ કરજે, જેનાથી બીજા જન્મમાં કરેલા પાપનો પણ ક્ષય થાય છે. (૬૨૩)

यदा त्वां जलमध्यस्थं वत्सो नाम द्विजो रुषा ।
ताडयिष्यति दंडेन तदा मोक्षमवाप्स्यसि ॥ ६२४ ॥
तस्माद्गच्छ द्रुतं सर्प स्थानादस्माज्जलाशये ।
षडक्षरं जपन्मंत्रं नित्यमेव व्यवस्थितः ॥ ६२५ ॥
त्वत्प्रसादादहं मुक्तः सर्पत्वाद्ब्राह्मणोत्तम ।
किं करोमि प्रियं तेऽद्य तस्माच्छीघ्रतरं वद ॥ ६२६ ॥
वत्सो नाम न संदेहः सत्यं यः कीर्तितो मम ।
सुव्रतेन विमानं मे पश्यैतदुपसर्पति ॥ ६२७ ॥
ततः प्रोक्तो मया सम्यक् स सर्पो दिव्यरूपधृक् ।
भगवन्नुपदेशं मे किंचिद्देहि शुभावहम् ॥ ६२८ ॥
येन नो जायते दुःखं प्रियालोपसमुद्भवं ।
न दारिद्र्यं न च व्याधिर्न च शत्रुपराभवः ॥ ६२९ ॥
अथोवाच स मां भूयः सोत्सुकः पुरुषोत्तमः ।
प्रश्नभारः समाख्यातस्त्वया मम द्विजोत्तम ॥ ६३० ॥
न चैतच्छक्यते वक्तुं विमाने समुपस्थिते ।
विस्तरात्तु ततो वच्मि संक्षेपेण तव द्विज ॥ ६३१ ॥
शैवषडक्षरो मंत्रो नृणामशुभहारकः ।
स त्वया शक्तितो विप्र जपनीयो दिवानिशम् ॥६३२॥
ततः प्राप्स्यस्यसंदिग्धं यद्यद्वांछसि चेतसा ।
स्वर्गं वा यदि वा मोक्षं विमुक्तः सर्वपातकैः ॥ ६३३ ॥
मया हि सुमहत्पापं सर्वदा समनुष्ठितं ।
तत्रापि मंत्रमाहात्म्यात्प्राप्ता लोका महोदयाः ॥ ६३४ ॥

તને જ્યારે વત્સ નામનો બ્રાહ્મણ પાણીમાં લાકડીથી મારશે, ત્યારે તું મોક્ષ પામીશ. (૬૨૪)

તેથી તું આ સ્થાનમાંથી કોઈ જળાશયમાં જલદીથી જા અને હંમેશાં ષડક્ષર મંત્રનો જાપ કરવાની વ્યવસ્થા કરજે. (૬૨૫)

હે ઉત્તમ બ્રાહ્મણ, તારી કૃપાથી હું સર્પના દેહથી મુક્ત થયો છું. હવે, તારું હું શું પ્રિય કરું તે જલદીથી કહે. (૬૨૬)

જે મને કહ્યો હતો તે વત્સ નામનો પુરૂષ તું જ ખરેખર છે. જો સારા વ્રતથી મારૂં વિમાન એ આવે. (૬૨૭)

પછી એ દિવ્યરૂપ ધારી સર્પને મેં કહ્યું, હે ભગવાન મને કોઇ કલ્યાણકારી ઉપદેશ આપો. (૬૨૮)

જેથી પ્રિયાના વિરહના દુઃખનો નાશ થાય અને ગરીબાઇ, રોગ કે શત્રુથી હાર પામવાનું દુઃખ ન થાય. (૬૨૯)

તે ઉત્તમ પુરૂષે ઉત્સુકતાથી મને કહ્યું, હે ઉત્તમ બ્રાહ્મણ, તેં મારા ઉપર પ્રશ્નનો ભાર નાંખ્યો. (૬૩૦)

વિમાન આવી પહોંચવાથી તેનો વિસ્તારથી ઉત્તર આપવાનું બની શકે એમ નથી, તો પણ હું સંક્ષેપથી કહું છું. (૬૩૧)

હે બ્રાહ્મણ, શિવનો ષડક્ષર મંત્ર માણસોના અશુભનો નાશ કરનારો છે. એટલા માટે તારે રાતદિવસ તેનો શક્તિ પ્રમાણે જપ કર્યો કરવો. (૬૩૨)

તેથી સ્વર્ગ, મોક્ષ કે મનમાં જે કંઇ ઇચ્છા હશે તે નિઃસંદેહ પ્રાપ્ત થશે અને બધાં પાપમાંથી મુક્ત થઇશ. (૬૩૩)

મેં હંમેશાં મોટું પાપ કર્યું હતું, પણ મંત્રના માહાત્મ્યથી મહા લોકની પ્રાપ્તિ થઇ છે. (૬૩૪)

एको दानानि सर्वाणि यच्छति श्रद्धयान्वितः ।
षडक्षरं जपेन्मंत्रमन्यस्ताभ्यां समं फलम् ॥ ६३५ ॥
सर्वतीर्थाभिषेकं च कुरुतेऽन्यो नरो द्विज ।
षडक्षरं० .... .... ....॥ ६३६ ॥
चान्द्रायणसहस्रं तु कुरुतेऽन्यो नरो द्विज ।
षडक्षरं० .... .... ....॥ ६३७ ॥
वर्षास्वाकाशशायीच हेमन्ते सलिलाशयः ।
पंचाग्निसाधको ग्रीष्मे यावद्वर्शशतं नरः ॥ ६३८ ॥
अन्यः षडक्षरं मंत्रं शुचिः श्रद्धासमन्वितः ।
जपेदहर्निशं मर्त्यः फलं ताभ्यां समं स्मृतम् ॥ ६३९ ॥
पितृपक्षे सदा चैको गयायां श्राद्धमाचरेत् ।
अन्यः षडक्षरं मंत्रं जपेत्ताभ्यां समं फलम् ॥ ६४० ॥
गोसहस्रं ददात्येकः कार्तिक्यां ज्येष्ठपुष्करे ।
षडक्षरं जपेन्नित्यमन्यस्ताभ्यां समं फलम् ॥ ६४१ ॥
संनिहत्यां नरः स्नाति राहुग्रस्तदिवाकरे ।
एकोऽन्यस्तं जपेन्मंत्रं षडंगं तुल्यमेव च ॥ ६४२ ॥
सोमे सोमग्रहेऽन्यस्तु सोमनाथं प्रपश्यति ।
अन्यः षडक्षरं मंत्रं जपेत्ताभ्यां समं फलम् ॥ ६४३ ॥
एकश्चंडीश्वरं पश्येदयने चोत्तरे नरः ।
अन्यः षडक्षरं०.... .... ....॥ ६४४ ॥
भृगुपातं पतेदेकः केदारं वीक्ष्य भक्तितः ।
अन्यः ० .... .... ....॥ ६४५ ॥

એક માણસ શ્રદ્ધાપૂર્વક બધાં દાન આપે અને બીજો ષડક્ષર મંત્ર જપે, તે બંનેનું ફળ સરખું હોય છે. (૧૩૫)

તે પ્રમાણે સર્વ તીર્થમાં સ્નાન કરનાર, હજાર ચાન્દ્રાયણ વ્રત કરનાર, ચોમાસામાં આકાશ નીચે સૂઇને, શિયાળામાં પાણીમાં રહીને અને ઉન્હાળામાં પાંચ અગ્નિની વચ્ચે બેસીને જે માણસ સો વર્ષ સુધી તપ કરે, શ્રાદ્ધ પક્ષમાં ગયાજીમાં શ્રાદ્ધ કરનાર, જ્યેષ્ઠ પુષ્કર તીર્થમાં કાતકીને દિવસે હજાર ગાયોનું દાન કરનાર, સૂર્યગ્રહણ વખતે ગંગામાં સ્નાન કરનાર, સોમવારના દિવસે ચન્દ્રગ્રહણ વખતે સોમનાથ ભગવાનનું દર્શન કરનાર, ઉત્તરાયણમાં ચંડીશ્વરનું દર્શન કરનાર, કેદારનાથનાં દર્શન કરીને ભૈરવ જવ ખાનાર, બધાનો સંગ ત્યજીને માત્ર જ્ઞાન મેળવનાર—એ બધા અને ષડક્ષર મંત્રનો જાપ જપનાર સરખું ફળ મેળવે છે. (૧૩૬-૪૭)

करीषं साधयेदेको दत्वा सर्वस्वमादितः ।
अन्यः ० .... .... ....॥ ६४६ ॥
सर्वसंगपरित्यागी कृत्वैको ज्ञानमाप्नुयात् ।
अन्यः ० .... .... ....॥ ६४७ ॥
एतत्ते परमं गुह्यं मया विप्र तु कीर्तितम् ।
नास्तिकाय न दातव्यं भक्तिहीनाय नैव च ॥ ६४८ ॥
तथान्यदपि वक्ष्यामि हितबुद्ध्या प्रकीर्तितम् ॥
मम वाक्यं कुरुष्वाद्य यदीच्छसि परां गतिम् ॥६४९॥
अहिंसकानि भूतानि यो हिनस्ति सुनिर्दयः ।
स याति नरकं घोरं यावदाहूतसंप्लवम् ॥ ६५० ॥
चराचराणां भूतानामभयं यः प्रयच्छति ।
सर्वथा सर्वसौख्याब्धिर्जायते दिवि चेह च ॥ ६५१ ॥
नास्ति भर्गसमो देवो नास्ति गंगासमा नदी ।
नास्ति हिंसासमं पापं नास्ति धर्मो दयाऽपरः ॥६५२॥
अथासौ ब्राह्मणः प्राह तच्छ्रुत्वा तस्य जल्पितं ।
अहिंसालक्षणं धर्मं परलोकभयातुरः ॥ ६५३ ॥
भगवन्वृद्धलोकानामेतद्वाक्यं श्रुतं मया ।
भूपतेर्नैव दोषः स्याद्वने व्यापादितैर्मृगैः ॥ ६५४ ॥
प्रवदन्ति तथा वैद्या वैद्यशास्त्रविचक्षणाः ।
भवन्ति पुष्टिसंयुक्ता मांसादाश्चिरजीविनः ॥ ६५५ ॥
तदत्र विषये ब्रूहि परं निःश्रेयसं वचः ।
सर्वं कर्तास्म्यसंदिग्धं तव वक्त्राद्विनिर्गतम् ॥६५६॥

હે બ્રાહ્મણ, આ મેં તને બહુ ગુપ્ત હકીકત કહી છે. તે નાસ્તિક કે ભક્તિ વિનાનાને કહેવી નહિ. (૬૪૮)

તથા કલ્યાણની ઇચ્છાથી બીજું પણ કહું છું. જો તારે પરમ ગતિ મેળવવી હોય તો મારા કહ્યા પ્રમાણે ચાલજે. (૬૪૯)

જે અહિંસક પ્રાણીઓ છે, તેની જે નિર્દય માણસ હિંસા કરે છે, તે પ્રલયકાળ સુધી ઘોર નરકમાં પડે છે. (૬૫૦)

જે આ જગતનાં પ્રાણીઓને અભયનું દાન કરે છે, તેને આ જગતમાં તથા સ્વર્ગમાં ઘણું સુખ મળે છે. (૬૫૧)

શંકર જેવો બીજો દેવ નથી, ગંગા જેવી બીજી નદી નથી, હિંસા જેવું બીજું પાપ નથી અને દયા જેવો બીજો ધર્મ નથી. (૬૫૨)

તેનું કહેવું સાંભળીને તે બ્રાહ્મણ પરલોકને માટે ભયાતુર થઇને બોલ્યો, હે ભગવાન, અહિંસાના લક્ષણ સંબંધી વૃદ્ધ લોકો પાસે મેં આ વચન સાંભળ્યું છે કે વનમાં હરણોને મારવાથી રાજાને દોષ લાગતો નથી. (૬૫૩–૫૪)

તથા વૈદકશાસ્ત્રમાં નિષ્ણાત વૈદ્યો કહે છે કે માંસ ખાનારા બળવાન અને દીર્ઘજીવી થાય છે. (૬૫૫)

તો આ વિષયમાં જે કલ્યાણકારક વચન હોય તે કહો. તમારા મુખમાંથી જે વચન નીકળશે તે પ્રમાણે હું બરોબર ચાલીશ. (૬૫૬)

अथ तं स पुनः प्राह वद मैवं द्विजोत्तम ।
मतमेतदसाधूनां मांसाशनसुगर्द्धिनाम् ॥
हा हा शोच्यतमा लोके पापात्मानः सुनिर्दयाः ॥६५७॥
सर्वदोषाकरं मांसं मूढाः पश्यन्ति ये नराः ।
न मांसमायुषो हेतुरारोग्यस्य बलस्य वा ॥ ६५८ ॥
सर्वमेतदसत्यं वा शृणुष्वात्र निदर्शनं ।
मांसाशिनोऽपि दृश्यन्ते रोगार्त्ता दुर्बलास्तथा ॥६५९॥
स्वल्पायुषश्च मत्वैवं मांसं वर्जय दूरतः ।
अमांसादा अपि क्ष्मायां दृश्यन्ते रोगवर्जिताः ॥६६०॥
चिरायुषश्च पीनांगास्तस्मान्मांसं विवर्जयेत् ।
यो भक्षयति मांसानि सत्त्वानां जीवितेषिणाम् ॥६६१॥
स याति नरकं घोरं तत्रस्थो भक्ष्यते चरैः ।
न हि मांसं तृणात्काष्ठादुपलादपि जायते ॥ ६६२ ॥
हते जन्तौ भवेन्मांसं तस्मात्तत्परिवर्जयेत् ।
एतदेव हि दृष्टान्तं मांसस्य परिवर्जने ॥ ६६३ ॥
यदंगं जायते स्वं च कंटकेनापि वै क्षतं ।
आत्मौपम्येन भूतानि तस्मात्सर्वाणि पंडितैः ॥ ६६४ ॥
द्रष्टव्यानि न हिंस्यानि रक्षणीयानि शक्तितः ।
हन्ता चैवानुमन्ता च विशस्ता क्रयविक्रयी ॥ ६६५ ॥
संस्कर्त्ता चोपहर्त्ता च स्वादकश्चाष्टघातकाः ।
आनीय क्रयकृद्धन्ति भक्षणेन च स्वादकः ॥ ६६६ ॥

તેથી તેણે તેને ફરીથી કહ્યું, હે ઉત્તમ બ્રાહ્મણ, તું એમ બોલીશ નહિ. માંસના સવાદીઆ હોય છે તેવા દુષ્ટ લોકોનો જ એવો મત છે. (૬૫૭)

અરેરે, જે પાપી, નિર્દય અને મૂર્ખ લોકો સર્વ દોષની ખાણ જેવા માંસને જુએ છે, તે શોક કરવા લાયક છે. આયુષ્ય, તંદુરસ્તી કે બલનું કારણ માંસ નથી. (૬૫૭ ૫૮)

એ બધી બાબત અસત્ય છે. માંસ ખાનારા પણ રોગી, દુર્બલ અને ટૂંકા આવરદાવાળા જોવામાં આવે છે. માટે માંસનો દૂરથી જ ત્યાગ કરજે. પૃથ્વી ઉપર માંસ નહિ ખાનારા પણ નીરોગી, રૃષ્ટપુષ્ટ અને લાંબા આવરદાવાળા જોવામાં આવે છે. જે જીંદગીની ઇચ્છાવાળા પ્રાણીઓનું માંસ ખાય છે તે ઘોર નરકમાં પડે છે અને ત્યાંનાં પ્રાણીઓ તેને ખાઇ જાય છે. માંસ કંઇ ઘાસ, લાકડું કે પત્થરમાંથી થતું નથી, પરન્તુ પ્રાણીઓને મારવાથી તે નીપજે છે, માટે માંસનો ત્યાગ કરવો જોઈએ. માંસના ત્યાગ માટે આ દૃષ્ટાન્ત બતાવ્યું. (૬૫૯–૬૩)

આપણા શરીરને કાંટો વાગે તો પણ તે છેદાય છે, માટે ડાહ્યા માણસોએ પોતાના જેવાં જ સર્વ પ્રાણીઓને ગણવાં જોઇએ અને તેમની હિંસા ન કરવી જોઇએ, પરન્તુ શક્તિ પ્રમાણે તેમનું રક્ષણ કરવું જોઇએ. પ્રાણીઓને મારનારા, તે કામમાં અનુમતિ આપનાર, તે માટે શસ્ત્ર આપનાર, વેચનાર, લેનાર, રાંધનાર, દોરી લાવનાર, અને ખાનાર તે આઠે જણ ઘાતકી ગણાય છે. (૬૬૬)

घातको वधबंधाभ्यामित्यन्यस्त्रिविधो वधः ।
कर्मणा मनसा वाचा यो हिनस्ति न किंचन ॥ ६६७ ॥
स प्राप्नोति परं स्थानं जरामरणवर्जितं ।
शाकमूलफलाहारो ब्रह्मचर्यपरायणः ॥ ६६८ ॥
न तस्य फलमाप्नोति यदि हिंसापरायणः ।
एको वर्षशतं साग्रं तपस्तेपे सुदुस्तरम् ॥ ६६९ ॥
अहिंसानिरतो यस्तु ततः श्रेष्ठो दयान्वितः ।
यं यं कामयते कामं दुष्प्रापमपि मानवः ॥ ६७० ॥
तं तमाप्नोत्यसंदिग्धं यदि स्यात्सुदयान्वितः ।
कामगेन विमानेन दिव्यस्त्रीशतसेवितः ॥ ६७१ ॥
देववन्मोदते स्वर्गे सर्वभूताभयप्रदः ।
एवमुक्त्वा महात्मा स पश्यतो मम सूतज ॥ ६७२ ॥
विमानवरमारुह्य गतश्च त्रिदिवालयं ।
गंधर्वैर्गीयमानस्तु स्तूयमानश्च किन्नरैः ॥ ६७३ ॥
षडक्षरस्य मंत्रस्य माहात्म्येन महामते ।
तस्मिन्गते तदा स्वर्गे दुःखं मे समुपस्थितम् ॥ ६७४ ॥
स्मृत्या पूर्वहतान्सर्पान्भग्नगात्रोत्सवांस्तथा ।
ततोऽहं कृतवांस्तत्र विमलापाननेकशः ॥ ६७५ ॥
स्वकर्मभयसंत्रस्तस्तस्मिन्नेव महावने ।
अहो मया नृशंसेन बहवः प्राणिनो हताः ॥ ६७६ ॥
निन्दितश्च महादेवो नरकार्तिर्भविष्यति ।
सोऽहं हिंसां परित्यज्याचरिष्यामि महत्तपः ॥ ६७७ ॥

ઘાત કરનાર, વધ કરનાર અને બાંધનાર એમ ત્રણ જાતના વધ છે. જે કર્મ, મન અને વાચાથી કોઈની હિંસા કરતો નથી, શાક, મૂળ અને ફળનો આહાર કરનાર છે અને બ્રહ્મચર્ય પાળનાર છે, તે ઘડપણ અને મરણ વિનાનું સ્થાન મેળવે છે. (૬૬૭–૬૮)

જો કોઈ માણસ એકસો અને આઠ વર્ષ બહુ કઠિન તપ કરે અને છતાં પણ હિંસાપરાયણ હોય તો તેને એટલું ફળ મળતું નથી. (૬૬૯)

જે માણસ અહિંસાવાળો અને દયાળુ હોય તે તેના કરતાં શ્રેષ્ઠ છે. તે માણસ જો દયાળુ હોય, તો દુર્લભ હોય તેવી પણ જે જે ઇચ્છા કરે છે, તે અવશ્ય મેળવે છે. અને ઇચ્છા પ્રમાણે ચાલનાર વિમાનમાં બેસીને સો અપ્સરાઓથી સેવન કરાતો સર્વ પ્રાણીઓને અભય આપનાર તે માણસ સ્વર્ગમાં દેવની માફક આનન્દ કરે છે. હે સૂત પુત્ર, એવું કહીને તે મહાત્મા મારા દેખતાં વિમાન ઉપર ચઢીને ગાંધર્વોથી ગીત ગાતાં અને કિન્નરોથી સ્તુતિ કરાતાં સ્વર્ગમાં ગયો. (૬૭૦–૭૩)

હે મહાબુદ્ધિશાળી, ષડક્ષર મંત્રના મહાત્મ્યથી તે સ્વર્ગમાં ગયા પછી, મને બહુ દુઃખ થયું. (૬૭૪)

પહેલાં હણેલા સાપો અને ભાંગેલા ઉત્સવો સાંભરી આવવાથી હું અનેક રીતે વિલાપો કરવા માંડયો. (૬૭૫)

હું મારાં કર્મોથી ત્રાસી ગયો અને એ મહાવનમાં બોલવા લાગ્યો કે અરે, મારા જેવા દુષ્ટે કેટલાં પ્રાણીઓની હિંસા કરી છે ? ૬૭૬

મેં મહાદેવજીની નિંદા કરેલી હોવાથી મને નરકનું

शिवदीक्षां समासाद्य पूजयिष्ये महेश्वरं ।
यत्किंचित्त्रिषु लोकेषु प्रार्थयन्ति नराः सुखम् ॥ ६७८ ॥
तत्सर्वं तपसा साध्यं तस्मात्कार्यं मया तपः ।
अधुनैकोहमेकाहमेकैकस्मिन्वनस्पतौ ॥ ६७९ ॥
चरन्भैक्षं पुनर्मौनी चरिष्याम्याश्रमानिमान् ।
पांशुना शमवच्छन्नः शून्यागारप्रतिश्रयः ॥ ६८० ॥
वृक्षमूलनिकेतो वा त्यक्तसर्वप्रियाप्रियः ।
एवं विलप्य यत्नेन मया सूत कुलोद्वहम् ॥ ६८१ ॥
गृहितं भक्तियुक्तेन शिवदीक्षाव्रतं ततः ।
षडक्षरस्य मंत्रस्य चायुतं प्रजपाम्यहम् ॥ ६८२ ॥
त्रिसंध्यं श्रद्धयायुक्तः सिद्धेश्वरसमीपतः ।
तत्प्रभावेन मे स्थैर्यं संजातं यौवनोद्भवम् ॥ ६८३ ॥
तथा लोकान्तरं ज्ञानं खेचरत्वं च सूतज ।
सिद्धेश्वरं प्रयास्यामि द्वापरान्ते ह्युपस्थिते ॥ ६८४ ॥
सदाशिवं प्रयास्यामि सत्यमेतन्मयोदितं ।
एतत्ते सर्वमाख्यातं मया सूतज मोक्षदम् ॥ ६८५ ॥
षडक्षरस्य माहात्म्यं सर्वपापप्रणाशनं ।
यश्चैतच्छृणुयान्नित्यं सम्यक् श्रद्धासमन्वितः ॥ ६८६ ॥
आजन्ममरणात्पापात्सोऽपि मुच्येत मानवः ।
तस्मात्त्वं हि महाभाग मंत्रमेनं सदा जप ॥ ६८७ ॥
संप्राप्स्यसि परान्कामान्मनसा वांछितांस्तथा ।

દુઃખ પડશે, તેથી હું હિંસાનો ત્યાગ કરીને મોટું તપ કરીશ. (૬૭૭)

શૈવી દીક્ષા લેઈને હું મહેશ્વરની પૂજા કરીશ. માણસો ત્રણે લોકમાં જે યત્કિંચિત્ સુખ માટે પ્રાર્થના કરે છે, તે બધું તપથી સાધ્ય કરી શકાય છે, તેથી મારે તપ કરવું જોઈએ. અત્યારે હું એકાંતમાં એકજ વનસ્પતિ ખાઈને મૌનવ્રત લેઈ હું આશ્રમોમાં કે રેતીના હળમાં કે શૂન્ય મકાનમાં કે વૃક્ષના મૂળ આગળ પ્રિય–અપ્રિય સર્વનો ત્યાગ કરીને રહીશ. એ પ્રમાણે વિલાપ કરીને મેં કુળને ઉદ્ધારનાર શિવદીક્ષા ભક્તિપૂર્વક ગ્રહણ કરી અને ત્રણે સંધિમાં (સવાર, બપોર, સાંજ) સિદ્ધેશ્વરની આગળ ષડક્ષર મંત્રનો દસહજાર વખત હું જાપ જપતો. તેના પ્રભાવથી આ નિત્ય યૌવન મને મળ્યું છે. (૬૭૮–૮૩).

તે પ્રમાણે પરલોકનું જ્ઞાન અને આકાશમાં ફરવાની વિદ્યા મેં પ્રાપ્ત કરી છે. અને દ્વાપરના અન્તે હું સિદ્ધેશ્વર સદાશિવ પાસે જઈશ. હે સૂતપુત્ર, આ પ્રમાણે મોક્ષ આપનાર અને સર્વ પાપનો નાશ કરનાર ષડક્ષર મંત્રનું મહાત્મ્ય મેં કહ્યું. તે હમેશાં શ્રદ્ધાપૂર્વક જે મનુષ્ય સાંભળે છે, તે જન્મથી મરણ સુધીનાં સર્વ પાપોથી મુક્ત થાય છે. માટે એ મહાભાગ્યશાળી, તું એ મંત્રનો હંમેશાં જાપ કરજે. (૬૮૪–૮૭).

મનમાં ઈચ્છેલી તારી બધી કામનાઓ સફળ થશે. સૂત પુરાણી બોલ્યા–મેં આ પ્રમાણે સદ્ગુરૂ પાસેથી યશ

सूत उवाच—

एतच्छ्रुतं मया पूर्वं सकाशात्तस्य सद्गुरोः ॥ ६८८ ॥

षडक्षरस्य माहात्म्यं यद्युष्माकं प्रकीर्तितं ।

धन्यं यशस्यमायुष्यं शत्रुपक्षक्षयावहं ॥

पठतां शृण्वतां नित्यं सर्वकामाभयप्रदम् ॥ ६८९ ॥

इति श्रीवायुपुराणे सिद्धेश्वरमाहात्म्ये षडक्षरमंत्रोत्पत्तिर्नाम नवमोऽध्यायः ॥९॥

## दशमोऽध्यायः

ऋषय ऊचुः—

तोषितः केन सिद्धेन तत्र सिद्धेश्वरो विभुः ॥ ६९० ॥

एतत्सर्वं समाचक्ष्व विस्तरात्सूतनन्दन ।

सूत उवाच—

आसीत्सिद्धाधिपो नाम पुरा हंस इति स्मृतः ॥ ६९१ ॥

अनपत्यतया तस्य कालश्चक्राम भूरिशः ।

ततश्चिन्तां प्रपन्नोऽसौ गत्वा देवपुरोहितम् ॥ ६९२ ॥

पप्रच्छांगिरसः पुत्रं विप्रश्रेष्ठं बृहस्पतिं ।

भगवंश्चानपत्यस्य वार्धकं मे समागतम् ॥ ६९३ ॥

तस्मादपत्यलाभाय ममोपायं प्रकीर्तय ।

तीर्थयात्रां व्रतं दानं शान्तिकं वा द्विजोत्तम ॥ ६९४ ॥

येन स्यात्संततिः शीघ्रं त्वत्प्रसादाद्बृहस्पते ।

बृहस्पतिश्चिरं ध्यात्वा सिद्धं प्राह ततः परम् ॥ ६९५ ॥

અને આયુષ્ય આપનાર, શત્રુ પક્ષને ભયકારક, સર્વ ઇચ્છા પૂરી કરનાર અને પ્રશંસા કરવાલાયક ષડક્ષર મંત્રનું મહાત્મ્ય સાંભળ્યું હતું. તેનો તું હંમેશાં પાઠ કરજે. (૬૮૮–૮૯)

## અધ્યાય ૧૦

ઋષિઓ બોલ્યા—હે સૂતપુત્ર, કયા સિધ્ધે સિધ્ધેશ્વરને પ્રસન્ન કર્યો હતા ? તે બધું મને વિસ્તારથી કહો. (૬૯૦)

સૂતપુરાણી બોલ્યા—પહેલાં હંસ નામનો સિદ્ધોનો રાજા હતો. તેને ઘણો કાળ થયા છતાં સંતાન થયું નહિ. (૬૯૧)

તેથી ચિન્તા થવાથી આંગિરસના પુત્ર દેવગુરૂ બૃહસ્પતિની પાસે જઇને પૂછ્યું, હે ભગવાન્ મને ઘડપણ આવ્યું, છતાં કંઈ સંતાન થયું નથી (૬૯૧–૯૩)

તેટલા માટે પુત્રપ્રાપ્તિ માટે તીર્થયાત્રા, વ્રત, દાન, શાન્તિકર્મ, આદિ કોઈ ઉપાય હોય તો મને કહો. (૬૯૪)

હે બૃહસ્પતિ, મને જેનાથી શીઘ્ર સંતાન થાય તેવું કંઈ કૃપાથી બતાવો. બૃહસ્પતિએ લાંબા વખત સુધી ધ્યાન ધરીને તે સિદ્ધોના રાજાને કહ્યું. (૬૯૫)

वायुनगरसमीपेऽस्मिन्गत्वा तत्र तपः कुरु ।
ततः प्राप्यसि सत्पुत्रं वंशोद्धारक्षमं शुभम् ॥ ६९६ ॥
नान्यं पश्यामि सिद्धेश सुतोपायं शुभावहं ।
ततस्तं क्षेत्रमासाद्य स सिद्धः श्रद्धयान्वितः ॥ ६९७ ॥
लिंगं संपूजयामास यथोक्तविधिना स्वयं ।
ततश्चाराधयामास दिवानक्तमतन्द्रितः ॥ ६९८ ॥
बलिपूजोपहारेण गीतवाद्योत्सवादिभिः ।
चान्द्रायणैस्तथा कृच्छ्रैः पाराकैर्द्विजसत्तम ॥ ६९९ ॥
तथा मासोपवासैश्च तोषयामास शंकरं ।
ततो वर्षसहस्राभ्यां तस्य तुष्टो महेश्वरः ॥ ७०० ॥
प्रोवाच दर्शनं गत्वा वृषारूढः सहोमया ।
हंसाद्य तव तुष्टोऽहं तस्माद्वांछय वांछितम् ॥ ७०१ ॥
अहं ते संप्रदास्यामि दुष्प्राप्यमपि निश्चितं ।

हंस उवाच—

अपत्यार्थं समारंभो मयायं विहितः पुरा ॥ ७०२ ॥
तस्मात्त्वं देहि मे पुत्रान्वंशोद्धारक्षमान्विभो ।
त्वया चैव सदा लिंगे स्थेयमत्र सुरोत्तम ॥ ७०३ ॥
मम वाक्यादसंदिग्धं सर्वलोकहितार्थतः ।

श्रीमहेश्वर उवाच—

अद्यप्रभृति लिंगेऽस्मिन्नाश्रयो मे भविष्यति ॥ ७०४ ॥
तव वाक्येन सिद्धेश सत्यमेतन्मयोदितं ।
यो मामत्रस्थितं मर्त्यः पूजयिष्यति भक्तितः ॥ ७०५ ॥

વાયુનગરની પાસે જઇને તપ કર. તેથી તારા વંશનો ઉદ્ધાર કરનાર સત્પુત્ર તને થશે. (૬૯૬)

હે સિદ્ધેશ, પુત્રને માટે મને બીજો કોઇ ઉપાય જણાતો નથી. તેથી તે સિદ્ધે તે ક્ષેત્રમાં જઇને વિધિપૂર્વક શ્રદ્ધાથી તે લિંગની પૂજા કરી. પછી તેણે દિવસ અને રાત્રે આળસ કર્યા વિના બલિ, પૂજા, ભેટ, ગીત, વાજીંત્ર, ઉત્સવ અને ચાન્દ્રાયણ આદિ કઠિન વ્રતોથી શંકરની આરાધના કરી. (૬૯૭-૯૯)

તથા એક માસ સુધી ઉપવાસ કરીને તેણે શંકરને પ્રસન્ન કર્યા. પછી બે હજાર વર્ષે શંકર પ્રસન્ન થયા (૭૦૦)

અને ઉમયાજી સાથે પોઠીઆ ઉપર બેસીને તેને દર્શન આપ્યાં અને બોલ્યા, હે હંસ તારા ઉપર હું પ્રસન્ન થયો છું, માટે તારા મનમાં જે ઇચ્છા હોય તે માગ. જો તે દુર્લભ હશે, તો પણ હું તને તે આપીશ. હંસ બોલ્યો—સંતાન માટે મેં આ સમારંભ કર્યો છે. (૭૦૧-૨).

હે વિભુ, એટલા માટે તમે મને વંશનો ઉદ્ધાર કરનાર પુત્રો આપો અને તમારે હંમેશાં આ લિંગમાં વાસ કરીને રહેવું. (૭૦૩)

મારા વાકય પ્રમાણે લોકોના હિતને માટે અવશ્ય આમ કરો. મહાદેવજી બોલ્યા—આજથી હું આ લિંગમાં આશ્રય કરીશ. (૭૦૪)

હે સિદ્ધેશ, તારા વચન પ્રમાણે થશે. હું સત્ય કહું છું. મને અહીં રહેલાને જે માણસ ભક્તિપૂર્વક પૂજશે,

तस्याहं संप्रदास्यामि चित्तस्थं सकलं फलं ।
यो मे लिंगस्य याम्याशां स्थित्वा मंत्रं जपिष्यति ॥७०६॥
षडक्षरं प्रदास्यामि तस्यायुष्यं सुतान्वितं ।
एवमुक्त्वा महादेवस्ततश्चादर्शनं गतः ॥ ७०७ ॥
हंसोऽपि स्वगृहं गत्वा पुत्रान्प्राप महोदयान् ।
तस्मात्सर्वप्रयत्नेन तल्लिंगं प्रयतो द्विजाः ॥ ७०८ ॥
स्पर्शनीयं च पूज्यं च नमस्कार्यं प्रयत्नतः ।
षडक्षरेण मंत्रेण कीर्तनीयं भक्तितः ॥
वांछद्भिर्वांछितान्कामान्दुर्लभांस्त्रिदशैरपि ॥ ७०९ ॥

इति श्रीवायुपुराणे सिद्धेश्वरक्षेत्रोद्भवं नाम दशमोऽध्यायः ॥१०॥

## एकादशोऽध्यायः

दिति उवाच—

वायुनगरमाहात्म्यं केन दृष्टं च तद्वद ।
एतत्तीर्थं परं पुण्यं त्वत्प्रसादान्मया श्रुतम् ॥ ७१० ॥

कश्यप उवाच—

अथान्यदत्र संजातमाश्चर्यं द्विजसत्तमे ।
तदहं कीर्तयिष्यामि रहस्यं यदि संस्थितम् ॥ ७११ ॥
वायुनगरे पुरा कश्चिद्वैश्यजातिसमुद्भवः ।
बभूव पुरुषो मूको दरिद्रेण समन्वितः ॥ ७१२ ॥
दौस्थया सर्वलोकानां करोति पशुरक्षणं ।
कुटुम्बभरणार्थाय संतुष्टो येनकेनचित् ॥ ७१३ ॥

તેના મનમાં જે કંઈ ફળ મેળવવાની ઇચ્છા હશે, તે બધું તેને હું આપીશ. જે મારા લિંગની દક્ષિણ દિશામાં ઉભો રહીને ષડક્ષર મંત્રનો જાપ કરશે તેને પુત્રો સાથે આયુષ્ય આપીશ. એમ કહીને મહાદેવજી અંતર્ધાન થયા. (૭૦૫-૭)

હંસ પણ ઘેર ગયો અને તેને મહાન્ પુત્રોની પ્રાપ્તિ થઈ. તેથી દેવોને પણ દુર્લભ ઇચ્છાઓ જેમને મેળવવી હોય, તેમણે તે લિંગનો સ્પર્શ કરવો, પૂજા કરવી, નમસ્કાર કરવા અને ષડક્ષર મંત્રથી કીર્તન કરવું. (૭૦૮-૯)

## અધ્યાય ૧૧

દિતિ બોલ્યાં—આ તીર્થનું ઘણું પવિત્ર મહાત્મ્ય તમારી કૃપાથી મેં સાંભળ્યું. હવે તે મહાત્મ્ય કોણે જોયું હતું તે કહો. (૭૧૦)

કશ્યપ બોલ્યા—એક અહીં આશ્ચર્ય થયું હતું, તે ગુપ્ત રાખીશ, તો હું કહીશ. (૭૧૧)

પહેલાં વાયુનગરમાં વૈશ્ય જાતિમાં એક ગરીબ મુંગો પુરુષ થયો હતો. (૭૧૨)

તે ગરીબાઈને લીધે બધા લોકોનાં ઢોર ચારતો હતો અને કુટુંબના પોષણ માટે ગમે તેટલાથી સંતુષ્ટ થતો હતો. (૭૧૩)

कदाचिद्रक्षतस्तस्य पशूंस्तान्वनभूमिषु ।
पशुरेको विनिष्क्रान्तः स्वयूथात्तृणलोभतः ॥ ७१४ ॥
कृष्णपक्षे चतुर्दश्यां चैत्रमासे द्विजोत्तमाः ।
न तदा लक्षितस्तेन गच्छमानो यदृच्छया ॥ ७१५ ॥
अथ यावद्गृहं प्राप्तः स सम्यक् पशुपालकः ।
तावदागत्य गोस्वामी प्रवदन्नागता हि गौः ॥ ७१६ ॥
निष्क्रान्तो यष्टिमादाय निराहारोऽपि मंदिरात् ।
ततोऽरण्यं समासाद्य वीक्षां चक्रे समन्ततः ॥ ७१७ ॥
सूक्ष्मं दृष्ट्वा सुदुर्गाणि गहनानि वनानि च ।
अथ तेन क्वचिद् दृष्टं पदं तस्य पशोः स्फुटम् ॥ ७१८ ॥
अटव्यां भ्रममाणेन परिज्ञातं च कृत्स्नशः ।
ततश्च तत्पदान्वेषी स जगाम वनाद्वनम् ॥ ७१९ ॥
वायुनगरजस्यास्य समंताद् द्विजसत्तमाः ।
प्रदक्षिणावसानेन पशुर्लब्धश्च तेन स ॥ ७२० ॥
निशान्तेऽथ गृहं नीत्वा स्वामिने विनिवेदितः ।
चैत्रपुण्यतमे मासे कृष्णपक्षे चतुर्दशी ॥ ७२१ ॥
क्षेत्रे पुण्यतमे देवास्तीर्थान्यायान्ति सर्वशः ।
एवमज्ञानभावेन कृता ताभ्यां प्रदक्षिणा ॥ ७२२ ॥
पशुपालपशुभ्यां वै सुपुण्ये तत्र वासरे ।
निराहारस्य मूकस्य साहारस्य पशोस्तथा ॥ ७२३ ॥
विना स्नानेनैव भक्त्या च दैवाद् द्विजवरोत्तमाः ।
ततः काले व्यतिक्रान्ते कियन्मात्रे स्वकर्मतः ॥ ७२४ ॥

એક દિવસ વગડામાં તે ઢોર ચરાવતો હતો, ત્યારે એક ઢોર ઘાસના લોભમાં પોતાના ટોળાની બહાર નીકળી ગયું. (૭૧૪)

હે ઉત્તમ બ્રાહ્મણો, તે દિવસે ચૈત્ર વદ ચૌદશ હતી અને તે ઢોર ક્યાં જતું રહ્યું તેની તેને ખબર રહી નહિ. (૭૧૫)

જ્યારે તે ગોવાળીઓ ઘેર આવ્યો, ત્યારે ગાયના માલીકે આવીને કહ્યું કે ગાય આવી નથી. (૭૧૬)

તેથી ઘરમાંથી ખાધાપીધા વિના લાકડી લઈને તે નીકળી પડયો. પછી વગડામાં આવીને ચારે બાજુ જોવા લાગ્યો. (૭૧૭)

ઘોર અને કઠિન જંગલોમાં ઝીણવટથી તપાસ કરતાં તેણે તે પશુનું સ્પષ્ટ પગલું જોયું. (૭૧૮)

તે જંગલમાં ફરતો હોવાથી, પગેરાનું તેને જ્ઞાન હતું. તેથી તે પગલું ખોળતો ખોળતો જંગલે જંગલ ભમવા લાગ્યો. (૭૧૯)

છેવટે આખા વાયુનગરની તેણે પ્રદક્ષિણા કરી, ત્યારે તે પશુ તેને મળી આવ્યું. (૭૨૦)

સવારમાં તેને ઘેર લેઈ જઈને તેના માલિકને સોંપી દીધું. આ પવિત્ર ક્ષેત્રમાં ચૈત્ર વદ ચૌદસના દિવસે બધા દેવો અને તીર્થો આવે છે. આ પ્રમાણે તે ગોવાળીઆએ અને પશુએ આ પવિત્ર દિવસે અજાણપણે—મુંગાએ નિરાહાર રહીને અને તે પશુએ ખાઈને—પ્રદક્ષિણા કરી. (૭૨૧–૨૩)

વળી તેમણે સ્નાન કર્યાં વગર અને ભક્તિભાવ વિના દેવયોગે પ્રદક્ષિણા કરી તો પણ કેટલોક કાળ ગયા પછી

उभौ पंचत्वमापन्नौ दिष्टत्वेनायुषः क्षये ।
ततः स पशुपालश्च दशार्णाधिपतेः सुतः ॥ ७२५ ॥
संजातस्तत्प्रभावेन पूर्वजातिमनुस्मरन् ।
सोऽपि जज्ञे पशुस्तस्य सचिवो द्विजसत्तमाः ॥ ७२६ ॥
जातिस्मरो यथा राजा सर्वदा नृपसंमतः ।
अथागत्य स राजेन्द्रस्तेनैव सह मंत्रिणा ॥ ७२७ ॥
कृष्णपक्षे चतुर्दश्यां पुरस्यास्य प्रदक्षिणां
चक्रे संवत्सरस्यान्ते श्रद्धया परया युतः ॥ ७२८ ॥
निराहारश्च मौनेन पदातिर्द्विजसत्तमाः ।
एकदा तत्र चायाता मुनयः शंसितव्रताः ॥ ७२९ ॥
तीर्थे पापहरे पुण्ये विश्वामित्रसमुद्भवे ।
याज्ञवल्क्यो भरद्वाजः शुनः शेपोऽथगालवः ॥ ७३० ॥
देवलो भागुरिर्धौम्यः कश्यपश्च्यवनो भृगुः ।
तथान्ये शंसितात्मानो ब्रह्मचर्यपरायणाः ॥ ७३१ ॥
तीर्थयात्राप्रसंगेन तस्मिन्क्षेत्रे व्यवस्थिताः ।
तान्दृष्ट्वा स महीपालः प्रणिपत्य कृताञ्जलिः ॥ ७३२ ॥
यथा ज्येष्ठं यथा श्रेष्ठं पूजयामास भक्तितः ।
ततस्तेषां स मध्ये च संनिविष्टो महीपतिः ॥ ७३३ ॥
सुस्वागतेन भूपालः सर्वैस्तैश्चाभिनन्दितः ।
ततश्चक्रुः कथां दिव्यां मुनयस्ते महीपतेः ॥ ७३४ ॥
पुरतो मुनिमुख्यानां चरितानि महात्मनां ।
राजर्षीणां पुराणानां धर्मशास्त्रसमुद्भवाम् ॥ ७३५ ॥

તેમના આયુષ્યના ક્ષય પછી, જ્યારે તેઓ મરણ પામ્યા, ત્યારે તે ગોવાળીઓ દશાર્ણ દેશનો રાજા થયો, તેના પ્રભાવથી તેને પૂર્વજન્મનું જ્ઞાન રહ્યું અને તે પશુ રાજાનો પ્રધાન થયો. (૭૨૪–૨૬)

તે રાજાને પૂર્વ જન્મનું જ્ઞાન હોવાથી, તેણે પોતાના પ્રધાન સાથે આવીને વર્ષના અન્તે* વદ ચૌદસના દિવસે ઘણી શ્રદ્ધાથી નિરાહાર રહીને અને મૌન પાળીને પગે ચાલીને તેણે નગરની પ્રદક્ષિણા કરી. એક દિવસે વિશ્વામિત્રથી ઉત્પન્ન થયેલા તે પવિત્ર તીર્થમાં સારા આચરણવાળા અને બ્રહ્મચર્ય પાળનારા યાજ્ઞવલ્કય, ભરદ્વાજ, શુનઃશેપ, ગાલવ, દેવલ, ભાંગુરિ, ધૌમ્ય, કશ્યપ, ચ્યવન, ભૃગુ આદિ ઋષિઓ આવ્યા. (૭૨૭–૩૧)

અને તીર્થ યાત્રાના નિમિતે ત્યાં રહ્યા તેમને જોઈને તે રાજાએ હાથ જોડીને નમસ્કાર કર્યો અને જ્યેષ્ઠ અને શ્રેષ્ઠના અનુક્રમે ભક્તિપૂર્વક પૂજા કરીને તેમના વચમાં રાજા બેઠો. (૭૩૨–૩૩)

તેમણે 'ભલે પધાર્યો' એમ કહીને રાજાને અભિનન્દન આપ્યું અને તેની આગળ દિવ્ય કથા કહેવા લાગ્યા. (૭૩૪)

મુખ્ય મુનિઓની આગળ ધર્મશાસ્ત્ર પ્રમાણે મહાત્માઓનાં અને પ્રાચીન રાજર્ષિઓનાં ચરિત્રો કહેવા માંડયાં. (૭૩૫)

---

* આમાં વર્ષારંભ ચૈત્ર સુદથી અને માસારંભ પૂર્ણિમાથી જણાય છે. આપણી ફાગણ વદ ૧૪ સમજવી.

आनन्दं तस्य राजर्षेर्जनयन्तो द्विजोत्तमाः ।
अथ क्वापि कथान्ते स पार्थिवस्तैर्महर्षिभिः ॥७३६॥
पृष्टः कौतुहलाविष्टैर्दत्वा प्रीतीस्तदाशिषः ।

ऋषय ऊचुः—

वर्षे वर्षे महीपाल त्वमत्रागत्य यत्नतः ॥ ७३७ ॥
करोषि मंत्रिणा सार्धं पुरस्यास्य प्रदक्षिणां ।
अस्मिन्क्षेत्रे सुतीर्थानि सन्ति पार्थिवसत्तम ॥ ७३८ ॥
तथान्यानि प्रसिद्धानि देवायतनानि च ।
आदरस्तेषु ते राजन्नास्ति स्वप्नेऽपि कर्हिचित् ॥७३९॥
एतन्नः कौतुकं जातं न चेद्गुह्यं प्रकीर्तय ।

सूत उवाच—

तेषां तद्वचनं श्रुत्वा विनयावनतस्थितः ॥ ७४० ॥
स प्रोवाच वचो भूपः किंचिद्व्रीडासमन्वितः ।
यत्पृष्टोऽस्मि द्विजश्रेष्ठा युष्माभिः सांप्रतं मम ॥७४१॥
तद्गुह्यं न मयाख्यातं कस्यचिद्धरणीतले ।
तथापि हि प्रवक्तव्यं युष्माकं सत्यमेव हि ॥ ७४२ ॥
अपि गुह्यतमं चेत्स्याच्छृण्वन्तु मुनिसत्तमाः ।
यथा नष्टः पशुस्तस्य कृता यद्वत्प्रदक्षिणा ॥ ७४३ ॥
यथा प्रदक्षिणा जाता त्रायडस्य पुरस्य तु ।
जातिस्मृतिर्यथा जाता प्राक्तना तत्प्रभावतः ॥७४४॥
राज्यप्राप्तिर्विभूतिश्च तथेष्टाप्तिः पदेपदे ।
तच्छ्रुत्वा मुनयः सर्वे प्रहृष्टाः पृथिवीपतेः ॥७४५॥

રાજાને તેથી આનન્દ થયો. હવે, કોઈ એક કથાના અન્તે તે મહર્ષિઓએ તે રાજાને વૈદિક આશિર્વાદ આપીને કુતૂહલથી પૂછયું, હે રાજા, તમે અહીં વર્ષે વર્ષે આવીને પ્રધાનની સાથે પ્રદક્ષિણા કરો છો. પરન્તુ આ ક્ષેત્રમાં ઘણાં તીર્થો અને પ્રસિદ્ધ દેવમંદિરો છે છતાં પણ તેમના ઉપર તમારો સ્વપ્નમાં પણ જરાએ આદર હોય તેમ લાગતું નથી. (૭૩૬–૩૯)

તે વિષે અમને કુતૂહલ થયું છે, તેથી ગુપ્ત વાત ન હોય, તો તેનો ખુલાસો કરો. સૂત પુરાણી બોલ્યા— તેમનાં એવાં વચન સાંભળીને તે રાજાએ કિંચિત્ લજ્જા પામીને વિનયથી કહ્યું, હે શ્રેષ્ઠ બ્રાહ્મણો, તમે મને જે અત્યારે પૂછયું, તેનું રહસ્ય આ પૃથ્વીના પડ ઉપર કોઇને પણ મેં કહ્યું નથી. તો પણ મારે તમને સત્ય વાત કહેવી જોઈએ. (૭૪૦–૪૨)

હે શ્રેષ્ઠ મુનિઓ, જો કે તે ગુપ્તમાં ગુપ્ત છે, તો પણ તમે સાંભળો. કેવી રીતે તે પશુ નાસી ગયું, કેવી રીતે તેણે અને પશુએ વાયડનગરની પ્રદક્ષિણા કરી અને તેના પ્રભાવથી પૂર્વજન્મનું તેને કેવી રીતે જ્ઞાન થયું, કેવી રીતે રાજ્ય પ્રાપ્તિ થઈ, કેવી રીતે પગલે પગલે ઇષ્ટ પ્રાપ્તિ અને સમૃદ્ધિ મળી તે રાજા પાસેથી સાંભળીને બધા મુનિઓ હર્ષ પામ્યા. (૭૪૩–૪૫)

आशिर्वादान्बहून्दत्वा साधु साध्विति चाब्रुवन् ।
समुत्थाय ततश्चक्रुः पुरस्यास्य प्रदक्षिणाम् ॥ ७४६ ॥
यथोक्तविधिना सर्वे श्रद्धया परया युताः ।
गताश्च परमां सिद्धिं तत्प्रभात्सुदुर्लभाम् ॥ ७४७ ॥
जपयज्ञप्रदानैश्च तीर्थसेवादरैरपि ।
सोऽपि राजा स मंत्री च चरेतुर्वैमानिकौ सुरौ ।
अद्यापि तौ हि दृश्येते ताराऱूपौ नभस्तले ॥ ७४८ ॥

इति श्रीवायुपुराणे वायडनगरप्रदक्षिणामाहात्म्यं नामैका-
दशोऽध्यायः ॥ ११ ॥

## द्वादशोऽध्यायः

पुनर्दितिरुवाच—

किमेतत्कारणं स्वामिन्येनैतत्प्राप्यते नृभिः ।
श्रेयः परं पुरस्यास्य सकृत्कृत्वा प्रदक्षिणाम् ॥ ७४९ ॥
एतन्मां सर्वमाचक्ष्व विस्तरेण महामते ।
अत्र कौतुहलं जातं श्रुत्वा च ऋषिसत्तम ॥ ७५० ॥

कश्यप उवाच—

रक्तशृंग इति ख्यातो यत्र पर्वतसत्तमः ।
तत्प्रभावादिह श्रेयो लभ्यते द्विजसत्तमे ॥ ७५१ ॥
तत्र कृष्णचतुर्दश्यां चैत्रमासे सदैव हि ।
समाश्रयं प्रकुर्वन्ति ब्रह्मविष्णुशिवादयः ॥ ७५२ ॥
सर्वे देवाश्च तीर्थानि सर्वाण्यायतनानि च ।
तथा नद्यः समुद्राश्च यच्चान्यदपि पावनं ॥ ७५३ ॥

તેમણે તેને બહુ આશીર્વાદ આપીને 'વાહ, વાહ,' એમ બોલી, ઉઠીને ઘણી શ્રદ્ધાથી વિધિપૂર્વક તે નગરની પ્રદક્ષિણા કરી અને તેના પ્રભાવથી તેઓ દુર્લભ પરમ ગતિને પામ્યા. (૭૪૬-૪૭)

તે રાજા અને પ્રધાન પણ જપ, યજ્ઞ, દાન અને તીર્થસેવાના આદરથી વિમાનમાં બેસીને દેવ થઈને ફરવા માંડયા. તે અત્યારે પણ તારાના રૂપમાં આકાશમાં દેખાય છે. (૭૪૮).

## અધ્યાય ૧૨

ફરી દિતિએ કહ્યું—હે સ્વામી, એકજ વખત આ નગરની પ્રદક્ષિણા કરવાથી મનુષ્યો પરમ કલ્યાણ મેળવે છે. તેનું કારણ શું હશે ? (૭૪૯)

હે મહાબુદ્ધિશાળી ઋષિ, તે બધું મને વિસ્તારથી કહો, સાંભળીને મને બહુ કુતૂહલ થયું છે. (૭૫૦)

કશ્યપ બોલ્યા—હે શ્રેષ્ઠ બ્રાહ્મણી, ત્યાં રક્તશૃંગ કરીને એક ઉત્તમ પર્વત છે. તેના પ્રભાવથી કલ્યાણ પ્રાપ્ત થાય છે. (૭૫૧)

ત્યાં કને પ્રત્યેક ચૈત્રમાસની વદ ચોદસે ( આપણી ફાગણવદ ચોદસે ) બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવ, આદિ સર્વ દેવો, તીર્થો, દેવાલયો, નદીઓ, સમુદ્રો વગેરે જે કંઇ પવિત્ર

तत्सर्वं चान्तरे तस्मिन्सांनिध्यं तत्र पर्वते ।
रक्तशृंगे करोत्येव तस्मादेशाच्छतक्रतोः ॥ ७५४ ॥
यदिन्द्रेण समानीतस्तस्मिन्देशे स पर्वतः ।
तदा प्रोक्ते दिने देवाः समेष्यन्ति तवान्तिकम् ॥ ७५५ ॥
पृथिव्यां यानि तीर्थानि पुण्यान्यायतनानि च ।
वायुनगरे तस्थौ च तस्मिन्शृंगे व्यवस्थिते ॥ ७५६ ॥
तेन तत्प्राप्यते श्रेयः सकृत्कृत्वा प्रदक्षिणां ।
तस्मिन्देशे च यत्किंचिद्दीयते दानमादरात् ॥ ७५७ ॥
तदक्षयं भवेद्विप्रा यावच्चन्द्रदिवाकरौ ।
परमान्नेन यः कश्चिद्ब्राह्मणान्भोजयेन्नरः ॥ ७५८ ॥
पितृनुद्दिश्य सद्भक्त्या स गयाफलमाप्नुयात् ।
यो यं काममभिध्यायन्कुरुतेऽस्य प्रदक्षिणाम् ॥ ७५९ ॥
स तत्काममवाप्नोति निष्कामो मुक्तिभाग्भवेत् ।
यस्तु सोपस्करां धेनुं प्रदद्याद्ब्राह्मणोत्तमे ॥ ७६० ॥
संपूर्णपृथिवीदानफलमाप्नोति दानतः ।
प्रदक्षिणीकृताच्छ्रेयो यथा संप्राप्यते नृभिः ॥ ७६१ ॥
तस्मात्सर्वप्रयत्नेन कार्या तस्याः प्रदक्षिणा ।
पुनश्च चैत्रकृष्णायां चतुर्दश्यां समाहितैः ॥ ७६२ ॥
उपवासपरैः शान्तैर्मौनव्रतपरायणैः ।
शुचिभिः शुक्लवस्त्रैश्च रागद्वेषविवर्जितैः ॥ ७६३ ॥
मुक्त्वा तत्पशुपालस्य मौनं जातं द्विजोत्तमाः ।
पशोरवाचिकत्वाच्च ह्यनयोः श्रद्धया विना ॥ ७६४ ॥

હોય તે ઇન્દ્રના આદેશથી રક્તશૃંગ ( તારંગા ? ) પર્વત ઉપર આવે છે. ( ૭૫૨–૫૪ )

ઇન્દ્ર જેમને જેમને તે દિવસે તે દેશમાં બોલાવશે તે દેવો તારી પાસે આવશે. (૭૫૫)

પૃથ્વી ઉપર જે જે પવિત્ર તીર્થો અને દેવમંદિરો છે, તે વાયુનગરમાં તે શિખર ઉપર આવી વસેલાં છે (૭૫૬)

તેથી એક વખત પ્રદક્ષિણા કરવાથી કલ્યાણ પ્રાપ્ત થાય છે. તે દેશમાં આદર પૂર્વક જે કંઇ દાન આપવામાં આવે છે, તે ચન્દ્ર અને સૂર્ય તપે ત્યાં સુધી અક્ષર બને છે. જે કોઈ પિતૃને ઉદ્દેશીને ઉત્તમ અન્નથી શ્રદ્ધાપૂર્વક બ્રાહ્મણોને ત્યાં જમાડે, તેને ગયા શ્રાદ્ધનું ફળ મળે છે. જે કોઈ અમુક પ્રકારની મનમાં ઈચ્છા કરીને, તેની પ્રદક્ષિણા કરે છે, તેની ઈચ્છા પૂરી પડે છે અને જે નિષ્કામ ભાવે કરે છે, તે મુક્તિનો અધિકારી થાય છે. જે મનુષ્યો સાહિત્યો સાથેની ગાય ઉત્તમ બ્રાહ્મણને દાનમાં આપે છે, તેને સંપૂર્ણ પૃથ્વીના દાનનું ફળ મળે છે અને એ ગાયની પ્રદક્ષિણા કરવાથી પૃથ્વીપ્રદક્ષિણાનું પુણ્ય પ્રાપ્ત થાય છે. (૭૫૬–૬૧)

તેટલા માટે ચૈત્રવદ ચોદસે ઉપવાસ કરીને મૌન પામીને શુદ્ધ ધોળાં વસ્ત્ર ધારણ કરીને અને રાગદ્વેષનો ત્યાગ કરીને તે નગરીની પ્રદક્ષિણા કરવી જોઈએ. (૭૬૨–૬૩)

તે ગોવાળીઓ બોબડો હોવાથી અને તે પશુને વાચા નહિ હોવાથી તે બંનેને શ્રદ્ધા વિના પણ મૌનનું ફળ મળ્યું.

उपवासश्च संजातः पशुपालस्य तस्य च ।
भयेन पशुसक्तस्य स्वामिनः श्रद्धया विना ॥ ७६५ ॥
संजाता भ्रममाणस्य पशोरर्थे प्रदक्षिणा ।
तथापि तादृशं जातमुभाभ्यां फलमुत्तमम् ॥ ७६६ ॥
यः पुनः श्रद्धयोपेत उपवासपरायणः ।
मौनेन कुरुते मर्त्यः पुरस्यास्य प्रदक्षिणाम् ।
दशार्णाधिपतिवत्स्वर्गे स विमानचरो भवेत् ॥ ७६७ ॥

इति श्रीवायुपुराणे वायडनगरप्रदक्षिणामाहात्म्ये द्वादशोऽध्यायः ॥ १२ ॥

## त्रयोदशोऽध्यायः

कश्यप उवाच—

तस्मात्सर्वप्रयत्नेन त्यक्त्वान्या निखिलाः क्रियाः ।
वापी यत्र च सान्निध्ये पुरं सेव्यं विचक्षणैः ॥ ७६८ ॥
किं दानैः किं क्रियाकांडैः किं यज्ञैः किंव्रतैरपि ।
तत्क्षेत्रं सेवयेद्भक्त्या वायुक्षेत्रमसंभवम् ॥ ७६९ ॥
अग्निष्टोमादयो यज्ञाः सर्वे संपूर्णदक्षिणाः ।
तस्य क्षेत्रस्य तेऽग्रेण कलां नार्हन्ति षोडशीम् ॥ ७७० ॥
चान्द्रायणानि कृच्छ्राणि तथासां तपनानि च ।
तस्य क्षेत्रस्य० .... .... ....॥ ७७१ ॥
भूमिदानानि सर्वाणि सर्वे धर्माऽहिंसादिकाः ।
तस्य क्षेत्रस्य० .... .... ....॥ ७७२ ॥

અને તે ગોવાળીઆએ ઢોરના માલીકના ભયને લીધે કંઈ ખાધું નહિ, તેથી શ્રદ્ધાવગર જ ઉપવાસ થયો અને પશુની પાછળ ભમતાં ભમતાં પ્રદક્ષિણા થઈ, તો પણ બંનેને ઉત્તમ ફળ મળ્યું (૭૬૪-૬૭)

તો પછી જે માણસ ઉપવાસ કરીને તથા મૌન પાળીને શ્રદ્ધા પૂર્વક આ નગરની પ્રદક્ષિણા કરે, તે અવશ્ય દશાર્ણ દેશના રાજાની માફક વિમાનમાં બેસીને સ્વર્ગમાં વિહાર કરે. (૭૬૭)

## અધ્યાય ૧૩

કશ્યપ બોલ્યા—તેટલા માટે બધાં કાર્યોનો ત્યાગ કરીને ડાહ્યા માણસોએ જે નગરની નજીકમાં વાવ છે તે વાયુનગરમાં સર્વ પ્રયત્નથી રહેવું જોઈએ. (૭૬૮)

વાયુક્ષેત્રમાં ભક્તિપૂર્વક વાસ કરીએ, તો બીજાં દાન, ક્રિયાકાંડો, યજ્ઞો કે વ્રતો કરવાનો શો અર્થ છે ? (૭૬૯)

અગ્નિષ્ટોમ આદિ યજ્ઞો, સંપૂર્ણ દક્ષિણાઓ સાથેના, ચાન્દ્રાયણ વ્રતો, તપો, સર્વે ભૂમિદાનો, અહિંસાવાળા સર્વે ધર્મો, એ બધાં આ ક્ષેત્રની એકઆનીની તોલે પણ આવે નહિ (૭૭૦-૭૨)

પહેલા ત્યાં ઘણા રાજર્ષિઓ સિદ્ધિ પામ્યા છે. પશુઓ પક્ષીઓ, સર્પો, સિંહો, વાઘો, મૃગો, વગેરે પણ જે કાળે

तत्र राजर्षयः पूर्वं प्रभूताः सिद्धिमागताः ।
पशवः पक्षिणः सर्पाः सिंहव्याघ्रमृगादयः ॥ ७७३ ॥
तत्र कालवशान्नष्टास्तेऽपि प्राप्ता दिवालयं ।
यस्तत्र व्रतहीनोऽपि कृषिकर्मरतोऽपि वा ॥ ७७४ ॥
निवासं कुरुते विप्रा मृतस्तत्र दिवं व्रजेत् ।
किं वात्र बहुनोक्तेन भूयो भूयो द्विजोत्तमाः ॥ ७७५ ॥
श्रूयतां परमं गुह्यं तस्य क्षेत्रस्य संभवं ।
पुनन्ति क्षेत्रतीर्थानि संवासादिह मानवान् ॥ ७७६ ॥
वायुक्षेत्रं च स्वाग्रेण पुनाति स्मरणादपि ।
किं पुनर्दर्शनाद्विप्राः स्पर्शनाच्च विशेषतः ॥ ७७७ ॥

इति श्रीवायुपुराणे वायुक्षेत्रमाहात्म्यनाम त्रयोदशोऽध्यायः १३॥

## ख—परिशिष्टम्

( वायडनगरवायडाज्ञातिसंबंधिनो विविधा उल्लेखाः )

(१) अष्टादशपुराणान्तर्गतबृहद्वायुपुराणे ।

शाकल्ये तु मृते सर्वे ब्रह्मघ्नास्ते बभूविरे ।
तदा चिन्तां परां प्राप्य गतास्ते ब्रह्मणोऽन्तिकम् ॥ ६७ ॥
ताञ्ज्ञात्वा चेतसा ब्रह्मा प्रेषिताः पवने पुरे ।
तत्र गच्छत यूयं वः सद्यः पापं प्रणश्यति ॥ ६८ ॥
द्वादशार्कं नमस्कृत्य तथा वै वालुकेश्वरं ।
एकादश तथा रुद्रान्वायुपुत्रं विशेषतः ॥
कुण्डे चतुष्टये स्नात्वा ब्रह्महत्यां तरिष्यथ ॥ ६९ ॥
सर्वे शीघ्रतरा भूत्वा तत्पुरं समुपागताः ।

કરીને નાશ પામ્યા છે, તે સ્વર્ગને પ્રાપ્ત થયા છે. ત્યાં કને વ્રત ન કરવાવાળો ખેડૂત પણ જો નિવાસ કરે, તો મૃત્યુ પછી સ્વર્ગે જાય છે. વારંવાર કહેવાનો શો અર્થ છે? (૭૭૩-૭૫)

તે ક્ષેત્રની ઉત્પત્તિ સાંભળો. તેમાં રહેવાથી મનુષ્યોને તે ક્ષેત્રનાં તીર્થો પવિત્ર કરે છે (૭૭૬)

વાયુક્ષેત્ર માત્ર સ્મરણ કરવાથી પવિત્ર કરે છે, તો પછી હે બ્રાહ્મણો, તેના દર્શન અને સ્પર્શનું તો શુંજ કહેવું? (૭૭૭)

## પરિશિષ્ટ - ખ

( વાયનગર અને વાયડાજ્ઞાતિ સંબંધી ઉલ્લેખો )

**(૧) અઢાર પુરાણમાંના મોટા વાયુપુરાણમાંથીઃ-** શાકલ્ય મુનિના મરણ પામ્યા પછી, તે સર્વે બ્રાહ્મણોને બ્રહ્મહત્યા લાગી, તેથી ઘણી ચિંતા થવાથી તે બધા બ્રહ્મા પાસે ગયા. (૬૭)

તેમને મનથી ઓળખીને બ્રહ્માએ પવનપુરમાં મોકલ્યા. તમે ત્યાં જલદી જાઓ. તમારૂં પાપ નાશ પામશે. બાર સૂર્ય, વાલુકેશ્વર, એકાદશ રૂદ્ર તથા ખાસ કરીને વાયુપુત્રને નમસ્કાર કરવાથી તથા ચાર કુંડોમાં નહાવાથી તમે બ્રહ્મ-હત્યાને તરી જશો (૬૮-૬૯)

તે બધા જલદીથી તે નગરમાં ગયા. વિધિપૂર્વક સ્નાન કરીને, દેવોનું દર્શન કરીને તથા ઉત્તરેશ્વરને નમસ્કાર કરીને

स्नानं कृतं विधानेन देवानां दर्शनं कृतम् ॥ ७० ॥
उत्तरेश्वरं नमस्कृत्य वाडवानां प्रसादतः ।
सर्वे पापविनिर्मुक्ता गतास्ते सूर्यमण्डलम् ॥ ७१ ॥
अञ्जनागर्भसंभूतहनुमान्पवनात्मजः ।
यदा जातो महादेवहनुमान्सत्यविक्रमः ॥ ७२ ॥
तदेव निर्मितं तीर्थं वायुना ब्रह्मयोनिना ॥ ७३ ॥
उर्व्यां जातास्तु ये शूद्रा ब्राह्मणानां निवेदिताः ।
वृत्त्यर्थं ब्रह्मयज्ञार्थं करस्तेषु कृतो महान् ॥ ७४ ॥
अनेन विधिना जातं विप्राणां शासनं महत् ।
गोघ्नो वापि कृतघ्नो वा सुरापी गुरुतल्पगः ॥
वायडादित्यं नमस्कृत्य सर्वपापैः प्रमुच्यते ॥ ७५ ॥
इति श्रीमहापुराणे वायुप्रोक्ते महास्थानतीर्थवर्णनं नाम
षष्टितमोऽध्यायः ॥ ६० ॥

(२) अमरचन्द्रसूरिविरचिते बालभारते कविप्रशस्त्याम् ।

किंचित्संचलितेऽपि वस्तुनि भृशं यत्संभ्रमान्मन्महे
विश्वं यन्मयमीश्वरादिमयतास्पष्टप्रमाणेप्सितम् ।
संसारः प्रसरः परस्तनुमतां यस्यानुरोधेषु य-
त्संरोधेषु शिवं स यच्छतु सतां श्रीचारुतां मारुतः ॥१॥
देशे सत्तीर्थसार्थत्रुटदुरुदुरिते श्रीहनुमत्तनूजो-
त्पत्तौ तेन प्रतेने द्युजगदिव महास्थानमस्थानमाधेः ।
स्वाख्यांकज्ञातिनाम्ना मरकतमणिका मिश्रमुक्ताफलस्र-
ग्भूषावद्भूमृगाक्ष्या द्विजपटलमिहास्थापि साकं वणिग्भिः ॥२॥

બ્રાહ્મણોની કૃપાથી તે સર્વે પાપથી મુક્ત થઈને સૂર્યમંડળમાં ગયા. (૭૦–૭૧)

જે વખતે મહાપરાક્રમી મહાન્ દેવ પવનપુત્ર હનુમાન અંજીનીના ગર્ભમાંથી ઉત્પન્ન થયા, ત્યારે બ્રહ્મયોનિ વાયુદેવે તે તીર્થ નિર્માણ કર્યું હતું. (૭૨–૭૩)

પૃથ્વી ઉપર જે શુદ્રો ઉત્પન્ન થયા તે બ્રાહ્મણોને વૃત્તિને માટે અને યજ્ઞને માટે સોંપ્યા અને તેમના ઉપર મોટો કર નાખ્યો. (૭૪)

આ રીતે બ્રાહ્મણોની મોટી સત્તા થઈ. વાયડાદિત્યને નમસ્કાર કરવાથી ગૌહત્યારો, કૃતઘ્ની, દારૂડીઓ કે ગુરૂપત્ની સાથે વ્યભિચાર કરનારો બધા પાપથી મુક્ત થાય છે. (૭૫)

(મહાસ્થાન તીર્થ નામનો અધ્યાય ૬૦)

**૨ અમરચન્દ્રસૂરિ વિરચિત બાલભારત કાવ્યની પ્રશસ્તિમાંથી:**–જેના સંભવથી વસ્તુ ચલાયમાન થાય છે, વિશ્વ જેનાથી ભરેલું છે, જેની ઇશ્વરતા સ્પષ્ટ પ્રમાણોથી સ્થાપિત છે, જેની અનુકૂળતાએ કરીને પ્રાણીઓનો સંસાર નિર્વાહ ચાલે છે, પરન્તુ જેના રોધથી મૃત્ય થાય છે, તે વાયુદેવ સત્પુરૂષોને લક્ષ્મી અને સુંદરતા આપો. (૧)

દેશમાં જે સત્તીર્થોના સંગમરૂપ અને પાપથી મુક્ત છે, જ્યાં હનુમાનનો જન્મ થવાથી સ્વર્ગ અને પૃથ્વી ઉપર મહાસ્થાન તરીકે પ્રખ્યાત છે અને જ્યાં દુઃખનો અભાવ છે અને જે નગરના નામે બ્રાહ્મણો રૂપી પાનાં અને વણિકો રૂપી મોતીથી પૃથ્વી રૂપી સુન્દરીનું ભૂષણ છે, તે સ્થાન સ્થપાએલું છે. (૨)

સુકૃતોના સાર રૂપ વાયડ નામના મહાસ્થાનમાં દાન

श्रीमद्वायटनाम्नि सारसुकृतश्रीधाम्नि तस्मिन्महा
स्थाने मानिनि दानमानसरमास्ते वायटीया द्विजाः ।
स्तोमस्तोमसमुत्थधूमनिवहैर्मालिन्यमालम्बया-
मासुर्यो वणिजो जिनार्चनघनोद्यद्धूपधूमोत्करैः ॥ ३ ॥

ध्वजमिषभुजमूलस्थूलकुम्भकवक्षो-
रुहमहह महीयोधः कृतस्फाटिकाद्रि ।
विलसति वणिजां सत्कीर्तिधर्माधनारी-
श्वरवपुरिव तत्र श्रीमहावीरचैत्यम् ॥ ४ ॥

(३) प्रभावक चरिते जीवदेवसूरिप्रबन्धे ।

जगत्प्राणः पुरा देवो जगत्प्राणप्रदायकः ।
स्वयं सदानवस्थानः स्थानमिच्छन् जगत्यसौ ॥ ५ ॥
वायडाख्यं महास्थानं गूर्जरात्रनिमण्डनं ।
ददौ श्रीभूमिदेवेभ्यो ब्रह्मभ्य इव मूर्तिभिः ॥ ६ ॥
शालातालाकसंबन्धनिवेशेन तदा मरुत् ।
विदधे ब्रह्मशालायां चैत्ये च परमेष्ठिनम् ॥ ७ ॥
मलयाद्रौ यथा सर्वे चन्दनन्ति महीरुहः ।
ब्राह्मणा वणिजश्चात्र तथासन्वायटाख्यया ॥ ८ ॥
अभूज्जातिः स्फुरज्जातिपुष्पसौरभनिर्भरा ।
सरसालिभिराराध्या तन्नाम्ना सर्वमूर्द्धगा ॥ ९ ॥

(४) चतुर्विंशतिप्रबन्धेषु जीवदेवसूरिप्रबन्धे

गुर्जरधरायां वायुदेवतास्थापितं वायटं नाम महास्थानम् ॥

અને માનવાળા વાયડા બ્રાહ્મણો રહે છે. અને તીર્થંકરની પૂજાના સમયે ધૂપના ધૂમાડાથી વણિકો આકાશને મેલું બનાવે છે. (૩)

જેની ધજા રૂપી હાથ છે અને કુંભ રૂપી છાતી છે એવું આરસનું બનાવેલું શ્રી મહાવીર ભગવાનનું દેરાસર વણિકોની કીર્તિ અને ધર્મ રૂપે અર્ધનારીશ્વર (શંકર)ના જેવું શોભે છે. (૪)

### (૩) પ્રભાવકચરિત ગ્રંથમાં જીવદેવસૂરિ પ્રબંધમાંથી-

પહેલાં જગતના પ્રાણ રૂપ અને જગતને ચેતન આપનાર વાયુદેવે આ જગતમાં રહેવાના સ્થાનની ઇચ્છાથી જાતે એક નવું સ્થાન નિર્માણ કર્યું હતું. (૫)

તેમણે આ વાયડ નામનું ગૂર્જર ભૂમિના ભૂષણ રૂપ મહાસ્થાન બ્રહ્મા જેવા ભૂમિદેવો (બ્રાહ્મણો)ને આપ્યું હતું. (૬)

શાળાઓ અને તળાવવાળા તે નગરમાં બ્રહ્મશાળામાં વાયુદેવની અને દેરાસરમાં તીર્થંકરની સ્થાપના કરી હતી. (૭)

જેવી રીતે મલયાચલ પર્વત ઉપર બધાં ઝાડ ચંદનનાં બની જાય છે, તેવી રીતે અહીંના બ્રાહ્મણો અને વણિકો વાયડા થયા. (૮)

સજ્જન રૂપી ભ્રમરોથી માન અપાતી, જાઈનાં ફુલ જેવી જેની સુગંધી (કીર્તિ) છે, તેવી એ નામની એક સર્વશ્રેષ્ઠ જ્ઞાતિ થઈ. (૯)

### (૪) ચતુર્વિંશતિ પ્રબન્ધ ગ્રંથમાંના જીવદેવસૂરિ પ્રબન્ધમાંથી—

ગુર્જર ભૂમિમાં વાયુદેવતાએ સ્થાપેલું વાયડ નામનું મહાસ્થાન છે.

(५) च० वि० प्र० अमरचन्द्रसूरिप्रबन्धे

अणहिल्लपत्तनासन्नं वायटं नाम महास्थानमास्ते चतुरशीति-
स्थानानामन्यतमम् ।

(६) स्कन्दपुराणान्तर्गतनागरखंडे

शुक्र उवाच—

एते तव सुता देवि च्छिद्यमाना मयासिना ।
रुदन्तो वारिता मन्दं मा रुदन्तु मुहुर्मुहुः ॥ ३१ ॥
मरुतो नाम विख्यातास्तस्मात्सन्तु जगत्त्रये ।
दैत्यभावविनिर्मुक्ता मद्विधेया मम प्रियाः ॥ ३२ ॥
यज्ञभागभुजः सर्वे भविष्यन्ति मया सह ।
यस्मादेतन्मया तीर्थं बालकैस्तत्र मंडितम् ॥ ३३ ॥
बहुभिर्यास्यति ख्यातिं बालमंडनमित्यतः ।
या च स्त्री गर्भसंयुक्ता स्नानं भक्त्या करिष्यति ।
न भविष्यंति छिद्राणि तस्या गर्भे कथंचन ॥ ३४ ॥
प्राप्ते प्रसवकाले तु या जलं प्राशयिष्यति ।
तीर्थस्यास्य सुखेनैव प्रसविष्यति सा सुतम् ॥ ३५ ॥
एवं तत्र समुत्पन्नं तीर्थं तद्बालमंडनम् ।
स्वामिद्रोहकृतात्पापान्मुच्यंते यत्र मानवाः ॥ ४७ ॥
एतद्वः सर्वमाख्यातं बालमंडनसंभवम् ।
माहात्म्यं तु द्विजश्रेष्ठाः शृणुध्वमथ सादरम् ॥४८॥ अ. २२
यः पश्यति वटादित्यं षष्ठ्यां चैत्रे विशेषतः ।
भास्कराः कृत्स्नशो दृष्टास्तेन तत्र हि संस्थिताः ॥६॥ अ. १५२

(૫) એજ ગ્રંથમાંના અમરચન્દ્રસૂરિ પ્રબન્ધમાંથી—

અણુહિલ્લ પાટણની પાસે ચોર્યાશી સ્થાનોમાં શ્રેષ્ઠ વાયડ નામનું મહાસ્થાન છે.

અધ્યાય ૨૨

(૬) સ્કંદપુરાણના નાગરખંડમાંથી—

ઈન્દ્રે કહ્યું—

હે દેવી (દિતિ), તારા આ પુત્રોના તલવારથી મેં કટકા કર્યા, ત્યારે 'તમે રોશો નહિ' એમ વારંવાર વારવા છતાં તેઓ ધીમેથી રોતા હતા. તેથી તેઓ દૈત્યપણાથી મુક્ત થઈ ત્રણ લોકમાં 'મરુત' નામથી વિખ્યાત થશે અને મને પ્રિય અને મારા જેવા થશે. (૩૧–૩૨)

તેઓ સર્વે મારી સાથે યજ્ઞભાગ ખાશે. આ તીર્થ બાળકોથી મંડિત કર્યું છે અને તેથી 'બાલમંડન' તીર્થ તરીકે લોકોમાં પ્રખ્યાત થશે. જે ગર્ભવતી સ્રી તેમાં ભક્તિથી સ્નાન કરશે તેના ગર્ભમાં સહેજ પણ છિદ્ર પ્રવેશ કરશે નહિ. (૩૩–૩૪)

જે સ્રી પ્રસવ વખતે આ તીર્થનું જળ પીશે, તેને સુખપૂર્વક પુત્રનો જન્મ થશે. (૩૫)

× × × ×

આ પ્રમાણે બાલમંડન નામનું તીર્થ પ્રકટ થયું, કે જ્યાં સ્વામીનો દ્રોહ કરનાર પાપમાંથી મુક્ત થશે. હે શ્રેષ્ઠ બ્રાહ્મણો, 'બાલમંડન તીર્થ'નું સર્વ મહાત્મ્ય કહ્યું, તે તમે આદરપૂર્વક સાંભળો. (૪૭–૪૮)

× × × ×

જે મનુષ્ય ખાસ કરીને ચૈત્ર શુદિ છઠના દિવસે વટાદિત્ય (વાડવાદિત્ય)નું દર્શન કરશે, તેણે બધા સૂર્યનાં દર્શન કર્યાં બરોબર છે. (અધ્યાય ૧૫૨, શ્લો૦ ૬)

# शुद्धिपत्रम्

| पृष्ठम् | पंक्तिः | अशुद्धम | शुद्धम् |
|---|---|---|---|
| १२ | १ | मूत्र | मूत्रे |
| १८ | ११ | मरोचेरहं | मरीचेऽहं |
| २० | २२ | प्रक्षिता | प्रक्षिप्ता |
| २६ | ६ | वाडया | वाडवा |
| ४० | १६ | दैवं: | देवैः |
| ४६ | १४ | तस्मात | तस्मा |
| ५८ | २० | ४१ | ४२ |
| ५९ | १ | त्रिषु | तित्रषु |
| ७२ | ११ | महानपः | महातपाः |
| ७६ | १५ | भार्या | भार्या |
| ७६ | १८ | धेव | धैव |
| ७८ | ११ | दुरा | दूरा |
| ८२ | ७ | मारुतोत्पत्ता | मारुतोत्पत्तौ |
| ९० | ८ | कथित | कथितं |
| ९४ | १७ | विचार्यैवं | विचार्यैवं |
| १०० | २० | मुनि | मुनिवर |
| १०४ | १६ | बाणमंगेति | बाणगंगेत्ति |
| १०६ | ७ | कौशिकेन | कौशिकेना |
| ,, | २२ | २३ | २२ |
| १०८ | १७ | जगत्पति | जगत्पतिः |

| पृष्ठम् | पंक्तिः | अशुद्धम् | शुद्धम् |
|---|---|---|---|
| ११६ | ३ | मुत्पत्स्यसे | मुत्पत्स्यते |
| ११८ | १० | पवनादा | पवनाद् |
| १२० | २१ | A–B–चक्रे | ४–A–B चक्रे |
| १२८ | २० | मारुत्पत्तौ | मारुतोत्पत्तौ |
| १३८ | २२ | स्थितः | स्थितम् |
| १४० | १५ | विचाय | विचार्य |
| १४२ | ३ | द्रवो | दृद्रवी |
| १४६ | ६ | महात्म्ये | माहात्म्ये |
| ,, | १६ | तन्नामा | तन्नाम्ना |
| १५० | १३ | अधोरं | अघोरं |
| १५० | १९ | हविर्भूंजा | हविर्भुंजा |
| १५२ | ७ | तपस्विना | तपस्विनां |
| १५४ | ८ | संमंतात् | समंतात् |
| १६८ | २ | सिद्धि | सिद्ध |
| १८६ | १० | संस्थिताश्च | संस्थितानि |
| २१६ | १० | सर्वरूपिणः | सर्परूपिणः |
| २२० | १७ | अनिंद्या | अनिंद्य |
| २२८ | १० | भगवनुपदेशं | भगवन्नुपदेशं |



# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૯ | ૫ | બળવાન હિરણ્યકશિપુ | હિરણ્યકશિપુ |
| ,, | ,, | વિષ્ણુ ભગવાન | બળવાન વિષ્ણુ ભગવાન |
| ૧૫ | ૧૨ | નિયમિત ભોજન લેઇને | આત્માનો સંયમ કરીને |
| ૧૭ | ૪ | બધાં તીર્થોમાં | ૦ |
| ૨૧ | ૧૩-૧૪ | આપવાને અમે આવેલા છીએ | આપવામાં શ્રેષ્ઠ અમે ઉભા છીએ |
| ૨૭ | ૩ | દેવો | દેવો હર્ષ પામીને |
| ૭૧ | ૧૩ | તે યોગ્ય | તે વર યોગ્ય |
| ૯૧ | ૧૨ | રાતે | પાછલી રાતે |
| ૯૫ | ૧૩ | કરવા કરવા | કરવા |
| ,, | ૧૫ | જાગ્યાં | જાગતાં |
| ૧૧૫ | ૭ | કામુતુર | કામાતુર |
| ૧૧૯ | ૧૦ | શંકરની | શંકરને |
| ૧૩૩ | ૧૨ | આ શ્રદ્ધાપૂર્વક | શ્રદ્ધાપૂર્વક આ |
| ૧૩૭ | ૯ | ઉત્તરાયણમાં | ઉત્તરાયણમાં કે દક્ષિણાયનમાં |
| ૧૫૩ | ૧૩ | પ્રાણીઓને મરણ પર્યન્ત | પ્રાણીઓને અપરાધ વિના મરણપર્યંત |
| ,, | ૧૪ | અપરાધ વિના પણ તપેલી રેતીથી | તપેલી રેતીથી |
| ૧૬૯ | ૨૦ | બાવીસ હજાર | બત્રીસ હજાર |

